# કબીર વાણી.



## મહાત્મા કબીરજીનાં

## ૯૦૦ ચુંટી કહાડેલાં પદો તેમજ ભજનો.

(અર્થ સાથે)

---

રચનાર


બેહેરામજી પીરોજશા માદન



ત્રીજી આવૃતિ—૨૦૦૦ પ્રત.

---

પ્રગટ કરનાર,

જહાંગીર બી. કરાણીના છોકરાઓ,

પુસ્તકો વેચનાર અને પ્રગટ કરનાર,

પારસી બજાર, કોટ, મુંબઇ.

---

૧૯૧૭.



# પ્રસ્તાવના.



આપણા આ હિંદુસ્થાન દેશમાં, જ્યાંસુધી આપણે જાણીએ છીએ ત્યાંસુધી કોઈપણ બીજા દેશ કરતાં ઘણે મોટે દરજ્જે, બ્રહ્મવિદ્યા અથવા ખુદાશનાસીનો ઉપદેશ પુરાતન કાળથી કરવામાં આવ્યો છે. ધર્મશાસ્ત્રનાં પવિત્ર સફાઓમાં તેમ ફીલસુફીનાં ગુહ્ય પુસ્તકોમાં, મહાભારત, રામાયણનાં વિરરસ કાવ્યોમાં તેમજ પુરાણોની રસીલી વાર્તાઓમાં, પદોમાં, ગાયનોમાં, ભજનોમાં, જ્યાં જુઓ ત્યાં, ભિન્ન ભિન્ન પ્રકારે, આ સર્વથી મહાન વિદ્યાને અનેક સ્વરૂપમાં મનુષ્યનાં મનની નજર સમક્ષ કાયમ રાખવાની ખંતીલી કોશિશ આ દેશમાં કરવામાં આવી છે. બીજા દેશોમાં પણ જોકે આ વિદ્યા અંજાણી ન હતી, જોકે તેનો અભ્યાસ જુદાં જુદાં નામો હેઠળ બધે થોડો યા ઘણો ચાલુજ હતો, છતાં આ હિંદની ભૂમિ ઉપર તો એ અભ્યાસને સર્વોપરી અભ્યાસ તરીકે લેખી, બીજી બધી બાબદોને ઉતરતી પંક્તિની ગણી, બ્રહ્મવિદ્યાના પાયા ઉપરજ તે સઘળી બાબદોને ઉભી કરવામાં આવી છે. એક માણસની જન્મથી મરણ સુધીની આખી જીંદગી, તેના નાના મોટા બનાવો સાથે આ બ્રહ્મવિદ્યા અથવા ખુદાઈ ઇલ્મની આસપાસજ વિંટાળી રાખવામાં આવી છે. કાયદાઓનો

આધાર જેમ આ વિદ્યાના પાયા ઉપર લેવામાં આવ્યો છે, તેમ રાજદ્વારી ગોઠવણ પણ તેની ઉપરજ રચાઇ છે, અને દુનિયાનાં વિધ વિધ બંધારણોને આ મહાન વિદ્યાના અચળ સિદ્ધાંતોની આસપાસ ગુંથવામાં આવ્યાં છે.

આ ગોઠવણ તદનજ વાસ્તવિક છે. જે વિદ્યા **સૃષ્ટિનાં મૂળથી શરૂઆત કરી ખુદા, માયા** વગેરેનો અભ્યાસ કરી, જુદી જુદી દુનિયાઓ, ભુવનો, અથવા લોકોનું વર્ણન કરી, માણસનાં બંધારણને તેના દ્રશ્ય તથા અદ્રશ્ય વિભાગોમાં ખુલ્લું કરી, પ્રગટિકર્ણની મહાન ક્રિયાની સમજણ આપી, દુનિયાના સર્વ બનાવોનો ખુલાસો આપે છે તથા ભવિષ્ય માટે ઉંચામાં ઉંચ આશાનો પ્રકાશ તેના અભ્યાસીઓનાં જીગરમાં મનપસંદ રીતે નાખે છે, જે વિદ્યા દુનિયાનાં ગુહ્ય કાયદાઓને ખુલ્લા કરી, મનુષ્યની આગલી તવારીખ રજુ કરતાં, તેની હાલની હાલતે તે કેમ પહોંચ્યો તે સમજાવે છે, તથા તેનાં ભવિષ્યનો સુંદર ખ્યાલ આપે છે, જે વિદ્યા આ સ્થૂળ આંખોથી દેખાતી દુનિયામાંજ પોતાના અભ્યાસને રોકી ન રાખતાં મિનોઈ અથવા અદ્રશ્ય દુનિયાઓ, જે આ દુનિયા સાથ ઘણોજ અતલગનો સંબંધ ધરાવે છે, તેનો પણ અભ્યાસ સાથે સાથે કરી, આખાં વિશ્વના નિયમોને અક્કલાનુસાર સમજાવે છે, તે મહાન પવિત્ર વિદ્યા વિના બીજા કોઇપણ પાયા ઉપર રચાયલું માણસની જીંદગીનું, સંસાર વ્યવહારનું, રાજદ્વારી રચનાનું, યા ધર્મ સ્થાપનનું બંધારણ કાચ્ચું અને પોકળજ ઠરવું જોઇએ, અને એથી ઉલટું જેબી બાબદનો પાયો આ પુરાતન બ્રહ્મવિદ્યાના અચળ સત્યો ઉપર નખાયો હોય તે બાબદનું બંધારણ, એક ખડક ઉપર ઉભાં કરેલાં મકાન સમાન, મજબુત, જોરેમંદ તથા લાંબી હૈયાતી ભોગવનારૂં હોવુંજ જોઇએ.

આ બ્રહ્મવિદ્યાને જુદી જુદી કોમો જુદાં જુદાં નામોથી ઓળખે છે. ક્રીસ્તીઓમાં તેને માટે 'Gnosis' શબ્દ વપરાયો છે, જરથોસ્તીઓનાં લખાણોમાં તેને 'ક્નુમ' (ખુદાને પિછાણવાના વિદ્યા) તરીકે ઓળખાવી છે, અને મુસલમીન ભાઇઓ તેને 'એલ્મે-ઇલાહી' કહે છે. આ વિદ્યા યા એલ્મ ઉપરજ બધા મોટા ધર્મો રચાયલા છે, અને તેજ કારણસર મોટા ધર્મોનાં મૂળ સિદ્ધાંતો ધર્મ અભ્યાસીઓને એકબીજાંને મળતાં માલમ પડયાં છે, તેમજ જુદા જુદા ધર્મોનું નીતિ શાસ્ત્ર તેઓનાં મૂળ સિદ્ધાંતો કરતાં પણ વધુ દરજજે એકસરખુંજ જણાયું છે.

બ્રહ્મવિદ્યાનો અભ્યાસ જુદી જુદી રીતે થાય છે. ધર્મશાસ્ત્રોમાંથી તેના મુળ સિધ્ધાંતો તારવિ કઢાય છે. હિંદુઓના ઉપનિષદો, ભગવદ્ ગિતા તથા બ્રહ્મસૂત્રો હિંદુ ભાઇઓ માટે આ વિદ્યાના અભયાસ કાજેનાં ખાસ પુસ્તકો છે. બીજી કોમો માટે પણ આ પુસ્તકોનો અભ્યાસ તેઓનાં પોતાનાં ધર્મશાસ્ત્ર સમજવા ખાતર ઘણો અગત્યનો છે, અને કિમતી મદદ કરનારો છે, કારણ તેઓના સફાઓમાં બ્રહ્મવિદ્યા જે રીતે વિસ્તારવામાં આવી છે, તેવી બીજે ઠેકાણે વિસ્તારેલી જળવાઇ રહી નથી. પણ આ અભ્યાસ કાંઇ સેહેલ નથી. તે માટે ઘણી તિક્ષ્ણ મનબુદ્ધિની જરૂર છે એટલુંજ નહિ, પણ તેનો ખરો ભાવાર્થ સમજવા શૌચ અથવા અશોઇ પાળવાની ખાસ અવશ્યકતા છે, કારણ બ્રહ્મવિદ્યાનાં ગુહ્ય સિદ્ધાંતોને જવાબ આપનારૂં માણસમાં રહેલું બુદ્ધિ અથવા બઓધનું ઉચ્ચ તત્વ પવિત્રાઇથીજ પ્રકાશી શકે છે, અને જેટલાં પ્રમાણમાં આ બઓધનો પ્રકાશ બાહેર પડતો હોય તેટલા પ્રમાણમાંજ આ બ્રહ્મવિદ્યાની ખરી ખુબી કોઇપણ વાંચક સમજવાને તથા પિછાણવાને સામર્થવાન થાય છે.

જેઓએ આ બાબદનો થોડો પણ અભ્યાસ કર્યો છે તેઓની આ વિષે ખાત્રી થઇ છે, અને તેઓ સમજી શકયા છે કે બ્યાકરણના કાયદા જાણી સંસ્કૃત, અવસ્તા યા અરબ્બીમાં લખાયલાં ધર્મશાસ્ત્રોનું આજના જમાનાની ભાષાઓમાં ભાષાંતર કરનારાઓ, ફકત બ્યાકરણનાં ગમે એવાં બોહોળાં જ્ઞાનને લીધેજ ધર્મની બીકટ બાબદો સમજવાને જરાએ લાયક ઠરતા નથી, તેમજ વળી ફકત તિક્ષ્ણ અકલ વડે બ્રહ્મ, માયા, જીવ વિગેરેની ફીલસુફી ઉપર વાદવિવાદ કરનારાઓ પણ પોતાની ગમે એવી કાબેલ ઝહેન છતાં બ્રહ્મવિદ્યાના અભ્યાસના અધિકારી હોવાનો દાવો કરી શકતા નથી.

જેઓએ ભક્તિ, પવિત્રાઇ, તથા જાતિભોગ વડે અંતકરણને શુધ્ધ કર્યું છે, જેઓનાં હૃદયમાંથી દુનિયવિ વાસનાઓની શકિત કમી થવા માંડી છે, અને અહંકારનો અહુરૂપી દૈત્ય મહાદેવનાં ચિદાગ્નિ કુંડમાં બળી જવા માંડયા છે, જેઓનાં જીગરને અહુરમજદનાં પુત્ર આતશે પોતાનાં પવિત્ર તેજથી સ્વચ્છ અને નિર્મળ કર્યું છે, કર્મ, જ્ઞાન, અભ્યાસ તથા ભકિતની શકિતથી જેઓને અંતરઆત્મા પ્રદિપ્ત થયો છે, તેઓ અને તેઓજ આ ઇલ્મે એલ્લાહીના, આ ક્ષ્નુમના, આ બ્રહ્મવિદ્યાના સાચ્ચા અધિકારીઓ ગણાય છે, તેઓજ તેની ખરી ખુબીઓ તથા મોટું મહત્વ ખરેખર પિછાણી શકે છે.

પણ આવી ઉંચ હાલત આવે તે આગમચ લોભ, લાલચ સાથ લડવાને, અને પવિત્રાઇ તથા શૌચ પ્રાપ્ત કરવાને, સાધારણ મનુષ્યને પણ ઉત્તેજન મળવું જોઇએ, અને તેટલા કાજે આ મોટા ધર્મશાસ્ત્રો ઉપરાંત મહાભારત, રામાયણ જેવી વિરરસ કવિતાઓ ;મારફતે, પુરાણોની રસીલી વાર્તાઓ મારફતે તથા કથા, કિર્તન વિગેરે બીજાં અનેક સાધ્રણોથી જુદા જુદા જમાનાના સાધુસંતો, આ આત્મજ્ઞાનના સિધ્ધાંતોને સાધારણ મનુષ્યનું હૃદય આકર્ષે તેવાં સ્વરૂપમાં રજુ કરતા રહ્યા છે.

આ જ્ઞાનના સાચા શિક્ષકોને જુદા જુદા ધર્મોએ જુદાં જુદાં નામથી ઓળખ્યા છે. હિંદુઓ તેઓને રૂષિઓ, મહાત્માઓ કહે છે, પારસીઓ તેઓને સઓષ્યન્તો ( રોશની લાવનારાઓ ) નો એલકાબ આપે છે, ખ્રીસ્તીઓ તેઓને Prophets, ખુદાનો પયગામ લાવનારાઓ ગણે છે, અને મુસલમીન ભાઇઓ તેઓને સાલેહો, પયગમબરો વિગેરે નામોથી પિછાને છે. આ મહાન ગુરૂદેવોએ તથા તેમના ચેલાઓએ, તેમજ દુનિયાના અનેક સાધુસંતોએ હરએક પંક્તિનાં લોકોને લાયક થાય એવાં સાંધણો મારફતે, બ્રહ્મજ્ઞાનનાં સિધ્ધાંતો જુદા જુદા આકારમાં બહાર પાડયાં છે, કે જેથી દરએક હાલતે પુગેલો જીવ આ બ્રહ્મજ્ઞાનનાં તેજનો લાભ મેળવી પોતાની અંદર રહેલા ઇશ્વરીઅંશ (ફ્રવષિ, જીવાત્મા, Spirit ) ને પોતાની શકિત ધિમે ધિમે પ્રદર્શીત કરતો કરે.

આ જુદાં જુદાં સાંધનોમાં કાવ્ય યા કવિતા એ એક અગત્યનું સાંધણ છે. કાવ્યની સુંદર શબ્દ રચનાથી તેના મોહક કાફયાઓ, સ્વરો તથા તાલથી કાંઇ પણ બાબદ રસીલી, મીઠી તથા સુંદર બની જાય છે. અને બધા મુલકોમાં કવિતાઓ, ગાયણો, ગઝલો, બયતો દોહરાઓ, છંદો મારફતે બ્રહ્મવિદ્યાનાં સિધ્ધાંતો તથા નીતિના સબકો, સુંદર દ્રષ્ટાંતો, મનોહર શબ્દ રચના તથા દીલ જીતી લેનારા અલંકારોની મદદ સાથ જગતને આપવામાં આવે છે. આપણા આ દેશમાં દોહરાઓ તથા પદો મારફતે **બ્રહ્મવિદ્યા શિખાડનારાઓમાં કબીરજીનું** નામ બહુ જાણીતું તેમજ માનીતું થઇ પડયું છે. શેહેરે શહેર અને ગામે ગામ, વિદ્વાનો અને વકતાઓ, સાધુઓ તેમજ સંસારીઓ, પંડીતો તથા ભીખારીઓ, કથા કહેનારાઓ કે ગાયણકારો, રાય કિંવાં રંક, સૌ કોઇનાં મુખમાંથી કબીરજીના દીલપઝીર દોહરાઓ બહાર પડી પોતાની ઉંડી અસર ઉપજાવતા રહયા છે. વળી હાલને સમયે જ્યારે

થીઓસોફીકલ સોસાયટીની ગઇ પા સદીની ચાલુ મહેનતથી બ્રહ્મવિદ્યા તરફ હરએક દેશમાં, હરકોઇ કોમમાં, તથા બધા ધર્મો માનનારાઓમાં દિલસોજી ઉત્પન થઇ છે, અને તેનો અભ્યાસ સર્વે ઠેકાણે ચાલુ થયો છે, તેવે સમયે (ફિલસુફી યા નીતિના ગુહ્ય ગ્રંથો ઉપરાંત કાવ્ય રચનાનાં મન હરી લેનારાં પદો તથા દોહરાઓ મારફતે પણ આ બધી વિદ્યાઓની વિદ્યાનો પ્રસાર થાય એ ખરેજ એક ચાહવા લાયક તથા લાભકારક બાબદ છે. એટલાંજ કારણસર એક પારસી બધું, ભાઈ બેહેરામજી પીરોજશા માદને ઘણોએક શ્રમ લઇ કબીરના દોહરાઓનો સંગ્રહ કરી, તેઓને લાયક રીતે ગોઠવી, એક સુંદર પુસ્તક મારફતે જાહેરમાં આણ્યા છે.

આ પુસ્તકનાં સાંકળ્યાં તરફ એક નજર ફેંકતાંજ તેમાં કેટલી અગત્યની બાબદો સમાઇ ગઇ છે, તથા હરએક કીસમનાં વાંચનારને રૂચે એવું કાંઈ અને કાંઇ શિક્ષણ તે મધેથી મળ્યા વિના રહેવાનું નથી, તે ઝટ માલમ પડી આવે છે. ખુદા, માયા, કાલ એવાં મથાળાં હેઠળ આવેલા દોહરાઓમાં બ્રહ્મવિદ્યાનાં મુળ સિધ્ધાંતો કબીરજીના સુંદર શબ્દોમાં વાંચી દરએક જીજ્ઞાસુને જ્ઞાન સાથે આનંદ પ્રાપ્ત થશે એમાં જરાએ સંદેહ નથી. વળી Mysticism ના અભ્યાસીઓનાં જીગરો, જીવ તથા શિવની એકયતા વિષેનાં કાવ્યો વાંચી, તથા પ્રેમ અને બિરહા ઉપરનાં તેમનાં મધુર વચનો જાણી ખુશીના બહારમાં ખીલ્યા વિના રહેવાનાં નથી. મનવિદ્યાના અભ્યાસીને જેમ મનની બાબદ ઉપરના દોહરાઓ જ્ઞાન સાથે મોજ સંપાદન કરાવશે, તેમ માણુસનાં સુખ દુઃખ ઉપર મનન કરનારને કરણી તથા નસીબ ઉપરનાં કાવ્યો મનની શાંતિ સાથ શિક્ષણ પુરૂં પાડશે, અને દરએક સુજ્ઞ વાંચનારને સ્મરણ, સત સંગ, સખાવત, ધિરજ, સંતોષ, વિશ્વાસ, શ્રમ, પ્રેમ, આપભોગ વગેરે નીતિના સદગુણો વિષેની સુંદર સતરો

તેમજ અજ્ઞાન, હિંસા, અંહકાર કપટ નિંદા વિગેરે દુર્ગુણોની વિરૂધ્ધના સુભાષિત દોહરાઓ, અખંડ લાભ કર્યાં વિના રહેવાના નથી; એ ઉપરાંત દરએક સજ્જન ગુરૂ તથા સતસંગ, પંડિતાઇ તથા સન્યાસ વિગેરેનાં કબીરજીનાં શિક્ષણોથી બોધ તથા જ્ઞાન પામી આનંદમય તેમજ ભકિત યુકત્ત થશે એ વાત પણ નિઃશંકજ છે.

ટુંકમાં આ પુસ્તકમાં સમાયલી બાબદો કર્મ જ્ઞાન તથા ભકિતના માર્ગોમાંના કોઇપણ માર્ગ ઉપર ચાલનારાને જોઇતે, ખોરાક પુરો પાડશે. વિદ્યાના પુંજારીને વિદ્યા આપશે, નીતિના ભકતને નીતિના સબકો દેશે, સુખમાં સમાધાન સ્થાપવાને અને નમ્રતા ગ્રહણ કરવાને તેમજ દુઃખમાં ધીરજ ધરવાને અને મનને શાંત રાખવાને કીમતી મદદ કરશે, અને દરએક રીતે હર કોઇ મનુષ્યને લાભ તથા બોધ દેવા ઉપરાંત આનંદ પમાડશે આમ કહેવામાં અતિશ્યોકિત કરેલી ગણાશે નહીં. કબીરજી એક અશોઇના માર્ગમાં આગળ વધેલા જીવ હતા, એક સાચા ભકત હતા, એક ખરા યોગી તથા સાલેક હતા, અને તેમના વચનોએ હિંદુસ્થાનના ઘણા વિભાગોમાં હજારો માણસોને શાંતિ તથા રાહત બક્ષી છે અને હવે પછી પણ બક્ષશે. એમનાં આવાં ઉપયોગી વચનો જળવાઇ રહે અને તેને કોઇક લાયક રીતે ગોઠવવામાં આવે એ ખરેખર ઇચ્છવા જોગ છે. અને આ ઇચ્છા ભાઇ માદનનાં પુસ્તકે પાર પાડી છે એ ખુશીની વાત છે.

શ્રી શંકરાચાર્યે એક પ્રખ્યાત શ્લોકમાં બ્રહ્મવિદ્યાનાં મુળ તત્વોને નીચે પ્રમાણે જાહેર કર્યા છેઃ—

**શ્લોકાર્ધેન પ્રવક્ષ્યામિ યદુકતં ગ્રંથ કોટિભીઃ**
**બ્રહ્મસત્ય જગન્મિથ્યા જીવો બ્રહ્મેવ નાપરઃ**

"જે બાબદોને કરોડો ગ્રંથોમાં વીસ્તારવામાં આવી છે તે હું અરધા શ્લોકમાં દર્શાવીશ. **બ્રહ્મ અથવા ખુદા સત્ય, અચલ છે, જગત્ અસત્ય, સદા બદલાતું છે, જીવ તથા ખુદા જુદા નથી, પણ એકજ છે."**

એજ પ્રખ્યાત ફિલસુફે માણસને માટે સર્વથી ઉતમ કાર્ય શું છે તેનો બધાં શાસ્ત્રોમાંથી નિચે પ્રમાણે સાર નિચલા શ્લોકમાં કાઢયો છે:-

**આલોડ્ય સર્વ શાસ્ત્રાની વિચારયા નીચ પુનઃ પુનઃ**
**ઇદમ એકમ સુનીષપન્નમ, ધેયો નારાયણસ સદા**

"બધાં શાસ્ત્રો ઉપર વિચાર કર્યા પછી તથા તેઓ ઉપર વારંવાર મનન કરવે, આ સિધાંત સાબેત થાય છે, કે **ખુદાનું સદા દયાન કર્યા કરો."**

આ અગત્યનાં સિધ્ધાંતોને તથા તેને માણુસની જીંદગીમાં કેમ લાગુ પાડી શકાય તેને કબીરજીએ એમની રસીલી ભાષામાં બહુ અચ્છી રીતે વિસ્તાર્યાં છે, અને આ કબીરવાણીનું પુસ્તક જેમી કોઇ જયારેબી ઉઘાડશે ત્યારે તેમાંથી તેને કાંઇ અને કાંઇ ઉમદા વિચાર, મીઠાં મધુર માયાળુ વચનોમાં બાહેર પાડેલા મલશે અને તેને આનંદ શાંતી તથા સુખ પમાડયા વીના રહેશે નહી. ફુરસદનો વખત ગાળવાને આ પુસ્તક એક ઉપયોગી સાધન પુરૂં પાડશે. ગાયનકારોને જોઇતા દોહરાઓનો એક સારો સંગ્રહ આ પુસ્તક રજુ કરશે, અને મોજ સાથે નીતિ તથા ખુશાલી સાથે જ્ઞાન હરએક વાંચનારને સદા પુરૂં પાડશે.

**જેહાંગીર જમશેદજી વીમાદલાલ.**



# દીબાચો.

( પેહલી આવૃતીનો )

---

**ચહલ સાલે ઓમરે અઝીઝત ગુઝશ્ત,**
**મિઝાજે તો અઝ હાલે તેફલી ન ગશ્ત.**

" તારી જીંદગીનાં ચાલીશ અમૂલ્ય વરસો પસાર થઇ ગયાં, પણ હજુર તારૂં નાદાનપણું ( અજ્ઞાનપણું ) ગયું નહિ."

**શેખ સાદી.**

---

પ્રિય વાંચનાર આ દુનિયામાં જન્મ લેવાનું શું કારણ છે, આપણી સરજત શી છે, તે જાણવાને માટે આપણને શું કરવું છે, વગેરે, વગેરે, અગત્યની બાબદો આપણે તપાસીશું તો માલમ પડશે કે આપણે ભાગ્યેજ તે ઉપર લક્ષ આપતાં હોઇશું.

સાધારણ રીતે આપણ સૌ કોઇ આ સંસારી સુખ-દુઃખો ભોગવવામાંજ જાણે જીંદગીની નેમ સમાઇ જતી હોય તેમ, બેખબરીમાં કામ લેતા જઇ, આપણી જીંદગીનું ગાડું ગબડાવ્યા જઇએ છીએ, અને દૈવયોગે કોઇક શુભ સંજોગ એકાદ માનવીનાં સંબંધમાં

જ્યારે ઉભો થાય છે, ત્યારે તે એવી માયાવિક હાલતમાંથી–આ ઉપલી બેફીકરીની જીંદગીની ઉંગમાંથી જાણે જાગૃત થાય છે અને ત્યારેજ તેની જીંદગીની ખરી નેમ વિષે કાંઇક ભાન થવા માંડે છે.

આવો એક સુભાગ્યવંત સંજોગ, મારી જીંદગીનાં છેલ્લાં થોડાંક વરસની વાત ઉપર બનવા પામ્યો, કે જેને લીધેજ આ ચોપડીનું કામ થવા પામ્યું છે, અને તે સને ૧૯૦૪ ના સાલમાં મારૂં ન ધારેલું અચાનક **થીઓસોફીકલ સોસાયટી** (Theosophical Society) નાં સમાગમમાં આવવું થયું, અને મેં ત્યાં જે જોયું તે ઉપરથી મને શેખ સાદીનાં ઉપલાં વચનો યાદ આવ્યાં અને મને લાગ્યું કે મારી જીંદગીનાં આગલાં વરસો ખરેજ અજ્ઞાનપણાંમાં ગયાં હતાં.

આ કાંઇ થીઓસોફીના ગુણો ગાવાનો પ્રસંગ નથી, તેમજ મારી કાંઇ તેવી મતલબ પણ નથી, કારણકે થીઓસોફીના ખુબીઓનુ વર્ણન કરતાં પાનાનાં પાનાં લખાય તોય થાગ લાગે એમ નથી, અને તેને ઇન્સાફ આપવાને મારા જેવા અદના મનુષ્યની શક્તિ છેજ નહિ.

વગર અભ્યાસે, વગર સમજે, અજ્ઞાનપણાંમાં અથવા કોઇના કહેવાથી તાસુબીથી દોરવાઇને થીઓસોફીને ગમે એટલી હિણુવામાં, વખોડવામાં યા વગોવવામાં આવતી હોય, પણ તેનાં સંબંધમાં એટલું તો નક્કીજ છે, કે જેઓ થીઓસોફીનાં સાહિત્યનો ખુલ્લાં મનથી, વગર તાસુબીએ અભ્યાસ કરે છે, તેઓને તેમાંથી કાંઇક અજબ જ્ઞાનનો ભંડાર હાથ આવવા લાગે છે, અને તેથી તેઓને જીંદગીની નેમ, માણુસ **"ક્યાંથી આવ્યો" "ક્યાં જવાનો"** અને તે માટે કરવા જોઇતા ઉપાયો વિષે કાંઇક સંતોષકારક ભાન થાય છે, અને ત્યારેજ તે પોતાની ખામીઓ જોતો થાય છે, અને પોતાને જે કાંઇ ખરેખરૂ કરવું છે તેનો ભાસ આવે છે, અને એમ થવાથી તે માણુસ દુનિયાને

અથવા પોતાની આગળ પસાર થયલી જીંદગીને કાંઈક જુદીજ રીતે જોતો થાય છે.

વાહરે **થીઓસોફી!** દુનિયાનાં કુળ ધર્મોની માતા **થીઓસોફી!** તારા પ્રતાપે કાંઇક હજારો માણસો રાહે પડી ગયાં છે, ને લાખોના જીગરને તું રાહત આપી રહી છે.

આ ભલી સોસાયટીનાં સંબંધમાં આવવાથી કરીનેજ આ પુસ્તકમાં સમાયલા પદોની કાંઇક સમજ મેળવવાને હું શક્તિવાન થયો છું, એટલે થીઓસોફીના અભ્યાસથી મારા ઉપર જીંદગી માટેની જે કાંઇ રૂડી અસર થઇ છે તેનો આ પ્રસંગે જાહેરમાં સ્વિકાર કરવાને જો હું પછાત પડું તો ખરેજ મારી આઇન ફરજમાં હું પછાત પડયો કેહેવાઉં, માટે આ તકે મારાં જીગરની ઉપકારની એક અદના લાગણી દર્શાવવાને રજા લઉં છું.

થીઓસોફીના અભ્યાસ પ્રતાપે, આ રીતે મારાં મન ઉપર કાંઇક અજવાળું પડવા માંડયું ત્યાર કેડેજ, આજ ચાર વરસ ઉપર મારા એક આગલા નિશાળનાં ( જરથોસ્તી ) મિત્ર, જેમનું નામ જાહેરમાં મૂકવાને મને ખુશી ઉપજતે, પણ તેમની મરજીને આધીન થઇ દલગીરી સાથે ખાનગી રાખ્યું છે, તેમની સાથે એક ઘરમાં આવી વસવાનો મારો પ્રસંગ થયો. એ ભાઇને હિંદુશાસ્ત્રનો સારો અભ્યાસ હોવાથી અમો ફુરસદે સાથે બેસતા ત્યારે તેવણ ઘણીક બોધ આપ· નારી વાર્તાઓ અને કથાઓ કહેતા, જેની સાથે પ્રસંગોપાત આ કબીરજીના દોહરા કહી સંભળાવતા. એ પદોએ મારી પર એટલી તો વસ કીધી કે, જયારે તે ભાઇ એ પદો બોલતા ત્યારે હું તેઓને ઉતારી લેતો, ને મારા મનમાં ઠસાવવાને હું મોજ માનતો. તે પછી જયારે હું મિત્ર મંડળમાં વાતે બેસતો ત્યારે, સ્વભાવિક રીતે મારા

મૂખમાંથી તે માંહેલાં પદો નિકળી જવા લાગ્યાં, અને એ કબીરજીનાં પદોમાં કાંઇક એવો તો રસ છે, તેમાં જ્ઞાન અને ભક્તિના માર્ગો એટલા તો સરસ રીતે ભેળાઇ ગયા છે, અને તેમાં સમાયલી ફીલસુફી ગમે એટલી ઉંડાણુ હોવા છતાં, તે આપણા જેવા સંસારી માણુસોનાં દિલમાં કાંઇક એવી તો અસર ઉપજાવે છે કે, જેઓ તે સાંભળે છે તેઓ, તે તરફ કાંઇક ઓર ભાવથી ખેંચાય છે, એટલે મારા મિત્ર મંડળમાંના કેટલાકો તરફથી એ પદોના ઉતારાઓ વિષે માંગણી થાય, એ તો દેખીતુંજ છે.

આ તેમની માગણીને પુગી વળવાને, એ પદો છપાવી બાહેર પાડવાં કે કેમ તેનાં વિચારમાં હું હતો તેવામાં "જામે જમશેદ" માં આ જાતની નસિહતરૂપી લીટીઓ તે પત્રનાં લખાણોને મથાળે છાપવાની ચાલુ થયલી ગોઠવણનો લાભ લેવા વિષે, મારૂં ધ્યાન એક મિત્રે ખેંચ્યું, અને 'જામે' ના અધિપતિ આગળ તે વિચાર રજુ કરતાં તે તેમને ખુશીથી ઉપાડી લઇ મને પોતાનો ઉપકારી કીધો, અને પરિણામમા આ પુસ્તક વાંચક વર્ગની સેવામાં રજુ કરવાની મને જોગવાઇ મળી છે, જે માટે હું પોતાને ખરેજ ભાગ્યશાળી ગણું છું, કારણકે કબીરજી કહે છે કે,

**જીવન જોબન રાજમદ, અવિચલ રહાન કોય;**<br>
**જા દિન જાય સતસંગમે, જીવનકા ફલ સોય.**

માણુસની જીંદગી, જવાની અને મોટાઇ એ સઘળાં હમેશાં ટકનારા નથી પણ તેનો જે દીવસ સંતસંગમાં જાય યાને દુન્યવી ચીજોની પેલી મેરના વિચારો—એટલે કે ખુદાઈ જ્ઞાન અને વાતોમાં પસાર થાય—તે દીવસજ માણુસનો ખરો જીવેલો પ્રમાણુ છે—કારણુ કે તે હંમેશા ટકનારી છે—"

તેમ, આ પુસ્તકનું કામ હાર પાડવા પાછળ, મારો જે વખત ગયો છે તે મારે મનસે મારી જીંદગીની શુભ પળો છે; પરંતુ કયાં મારી અદના શકિત? અને કયાં આ મહાજ્ઞાની કબીરજીનું જ્ઞાન?

તેમજ આ (કબીરજીની) ભાષા ગુજરાતીથી કાંઇક દરજજે જુદી છે, જેને બ્રીજ ભાષા કહે છે, તેનો કાંઇ મારો ખાસ અભ્યાસ ન હતો, વળી આ પ્રકારની મારી પહેલીજ કોશિષ હોવાથી, એમાં ઘણીએક ખામીઓ જોવામાં આવે એ બનવા જોગ છે. જે માટે વાંચનાર વર્ગ પાસે કબીરજીનાં બોલોમાં માંગી લઇશ કે,

**જામે જીતની બુધ્ધિ, તિતના વોહ કર બતાય;**
**વાંકો બૂરા ન માનિયે, બહોત કહાંસે લાય?**

એટલે જેની જેટલી યથા શકિત હોય તેટલું તે કરી બતાવે, તેને માટે હલકો વિચાર ન કરવો, પણ દરગુજરની નજરથી જોવું, કારણકે વધુ તે કયાંથી લાવે? માટે પ્રિય વાંચનાર, આ પુસ્તકમાં જે કાંઈ ગંભીર ભુલો નજરે પડે તેઓની ઉપર રહેમ નજર કરી, તે ભૂલો માટે મારૂં ધ્યાન ખેંચવાની મેહેરબાની કરવી, એટલે ઇશ્વરેચ્છાથી એની નવી આવૃતિ છપાવવાને પ્રસંગ આવે ત્યારે તે ભુલો તેમાં સુધારવાને બની શકે.

આ ચોપડીના સંબંધમાં મારા મિત્રો તરફથી મને જે કાંઈ મદદ મળી છે, દાખલા તરીકે, એની ભાષા અને શબ્દોની રચના માટે મારા એક બુઝર્ગ ગ્રહસ્થ, જેવણ ઉત્તર હિંદુસ્તાનમાં રહે છે, તેમની પાસથી ઘણીક કીંમતી સૂચનાઓ મળી હતી, તેમજ આ પદો માંહેલા કેટલાક ગુહ્ય પદોનાં અર્થ વિષે મારા એક બીજા એકાંતવાસી મિત્ર જેમને થીઓસોફીનું ઉંડું જ્ઞાન છે, તેમની સલાહ ઘણી કીમતી

થઈ પડી હતી, તેમના તરફ આ તકે ઉપકારની મારી લાગણી દર્શાવ્યા વિના આગળ ચાલીશ નહિ; એવી રીતે ખુદાની મેહેરબાનીથી આ પુસ્તકનું કામ હાર પાડવાને બની શક્યું છે, જે માટે કબીરજીના બોલોમાં કહું તો

**મેરા મુજમે કછુ નહિ, જો કછુ હય સો તેરા;**
**તેરા તુજકો સોપતે, કયા લગેગા મેરા?**

જે કાંઇ છે તે તેનું છે, મારૂં એમાં કાંઇએ નથી, માટે જે કાંઇ (થયું) છે તે **તેનાં** ચરણે ધરૂં છું.

મોઢેથી મેળવેલાં ઉપરાંત, આ ચોપડીમાં કેટલાંક પદો, એક જુની 'કબીર દરપણ' ચોપડીમાંથી લીધાં છે. તે ચોપડીના કર્ત્તાનો આ તકે ઉપકાર માનીશ.

વલી, મહાત્મા કબીરજીની જીંદગીનો હેવાલ ચોપડીને છેડે આપેલો છે તથા કબીરજીનું ચીત્ર જે શરૂઆતમાં આપ્યું છે તે માટે ભલા ઇંગ્રેજ પાદરી સાહેબ Rev. G. Westcott ની ચોપડીને આભારી છું.

સઘળાંનું મૂળ ખુદામાં છે, અને ખુદાથી બીજું વધુ કાંઇએ નથી એ માટે કબીરજી બહુજ ખાતરીપૂર્વક કહે છે, ને તેથી હર ઘડીએ, દરેક બાબદમાં, આપણને ખુદાજ યાદ દેવડાવે છે. અને તેથી તેઓ કહે છે કે,

**રામ જપે અનુરાગસે, સબ દુઃખ ડાલે ધોય;**
**વિશ્વાસે તો હરિ મિલે, લોહા કંચન હોય.**

જે કોઇ ખુદાની જપ પુરતાં ધ્યાંનથી કરે, તેનાં સઘળાં દુઃખો ખુદા ધોઇ નાંખશે, અને ખુદાપર પુર્ણ વિશ્વાસ રાખી તેને મેળવવાની કોશેષ જે કોઇ કરશે તેને ખુદા મળશે, કારણકે કબીરજી કહે છે કે,

**સબી રસાયન મેં કરી, હરિસા ઓર ન કોય;**
**રતી એક ઘટમેં સંચરે, સબ તન કંચન હોય.**

મેં બધું કિમિયું કરી જોયું, તો સેવટ મને ખુદાથી વધુ સરસ કાંઇ છે એવું જણાયું નહિ. તેની (ખુદાની) એક રતિબી જેનાં હૈયામાં પેસી જશે તેનું શરીર સોના પેરે થઇ જશે યાને ખરૂં સોનું તેને હાથ આવી જશે.

ત્યારે આ દીબાચો ખતમ કરતાં હું અંતઃકરણપૂર્વક દુઆ ગુજારીશ કે કબીરવાણીના પ્રતાપે વાંચનારાઓને કાંઇક નવું અજવાળું મળે, અને પોતાની દુનિયવી ફરજો બજાવવા સાથે, જે કંઇ ખરૂં કાર્ય માણુસનું છે તે જોતાં થઇ, પોતાની સરજતના મહાન છેડા માટે પરિશ્રમ ઉઠાવતા રહે, અને એકયતાના પરમઆનંદની મોજ મેળવવાને કાંઇક જલદી ભાગ્યશાળી થાય; તથાસ્તુ.

પેહલી આવૃતી શને ૧૯૦૯. } **બેહેરામજી પીરોજશા માહન.**



# દીબાચો.

( ત્રીજી આવૃતીનો )

મહાત્મા કબીરજીનાં સત્ય વચણોનાં પદોની મારી કાઢેલી પહેલી આવૃતી તો છપાતાં સાથે ટુંક મુદતમાંજ સજ્જનોએ લેઇ લીધી, જેની પાછળી બીજી આવૃતી છપાઈ જે પણ એક વરસની અંદર સઘળી ખપી ગઇ અને ત્યારકેડે વધુ માંગણી શું પારસી કે શું હિંદુ તેમજ મુસલમીન દરેક જાત તરફથી 'કબીરવાણી' માટે ચાલુજ રહી છે, જે મારા વિદ્યાન મિત્ર ભાઇ જહાંગીર જમશેદજી વીમાદલાલે શરૂઆતમાં લખેલી પ્રસ્તાવનામાં આ પુસ્તક માટે કરેલી આગાહી ખરેખર પુરી પડી છે એ જોઇને દરેક વાંચનાર ખુશી થયા વિનાં રહેશે નહી, તો આ અદના સેવકનાં આનંદનો તો પારજ ક્યાં હોય?

સામન્ય પ્રજા તરફથી આવો આનંદકારક આવકાર મળ્યાથી આ ત્રીજી આવૃતી, કાંઇક વધારા સાથે બાહેર પાડવાને આ સેવકને બેવડી ઉલટ અને ઉતસાહ મળ્યા છે, માત્ર એકજ વાત લગાર દલગીરીની છે કે આગલી બે આવૃતીઓનાં વાંચનારાંઓ માહેથી, આ પુસ્તકમાં રહેલી કાંઇક ખામીઓ યા તેઃ પદોનાં મારા કરેલા અર્થમાં રહેલી ભુળભાળ યા ફેરફાર દેખાડવાની સુચણા અત્યારસુધી મને એકપણ મલી નથી—કે જેથી તેમા ઘટતો ફેરફાર કરી શકાતે–છતાં આ ત્રીજી આવૃતીમાં બની શકયા તેટલા વધુ પદો અને થોડાંક વધુ ભજણો ઉમેરયા છે તેમજ કબીરજીના જીંદગીનાં વૃતાંતની પણ થોડીક વધુ હકીકત મેળવી આપી છે—જે દરેક આગલા તથા નવા વાંચનારાઓને પસંદ પડયા વિના રહેશે નહી.

ઇશ્વર કરે ને આ આવૃતી વધુ લોકોને મદદગાર થઇ પડે અને જીંદગીનો બોજ ખમવાને વધુ લાયક કરે એવી પ્રાર્થના કરતો,

ત્રીજી આવૃતી ૧૯૧૭.
" હેલ્થ હોમ "
સાંટાક્રુઝ.

લા૦
બેહરાંમજી પી. માદન.

# સાંકળિયું.



પૃષ્ટ.

# શુદ્ધ પત્ર.

| પૃષ્ટ. | પદ નંબર | લીટી | બદલે | વાંચવું |
|---|---|---|---|---|
| ૯ | ૧૫ | બીજી | ત્રોડી | ત્રાડી |
| ૧૫ | ૨૮ | પેહલી | આપ | આપા |
| ૨૧ | ૩૯ | બીજી | મુલકા | મુલકો |
| ૨૩ | ૪૪ | પેહલી | ભિતરમેં | ભિત્તર મેં |
| ૨૬ | ૫૨ | બીજી | કથનેકો | કથવેકો |
| ૩૭ | ૭૮ | પેહલી | કે બાવરા | કેસા બાવરા |
| ૪૦ | ૮૮ | બીજી | પાંચ | પાંય |
| ૫૩ | ૧૧૫ | બીજી | ખાય તે | ખાય સોં |
| ૬૩ | ૧૩૮ | બીજી | કિડા | ક્રિડા |
| ૭૦ | ૧૫૪ | બીજી | મિળાત | મિલન |
| ૯૨ | ૨૧૬ | પેહલી | બિ | બિગન |
| ૧૦૬ | મથાળું | | થઈ જાય | થઇ જા |
| ૧૩૨ | ૩૧૩ | પેહલી | પાય | પાયે |
| ૧૯૧ | ૪૫૭ | પેહલી | કરાય | કરાય |
| ૨૩૫ | ૫૬૪ | પેહલી | તનકા | તીનકા |
| ૨૫૯ | ૬૨૬ | બીજી | હોગયા | હોયગા |
| ૨૫૯ | ૬૨૬ | બીજી | કહે | કાહે |
| ૨૭૬ | ૬૬૪ | પેહલી | માનવ | માનવિ |
| ૩૪૧ | મથાળું | | આજી | આજોજી |
| ૩૫૩ | ૮૫૫ | પેહલી | ઉતાવલ | ઉતાવલા |
| ૩૬૯ | જંત્ર છઠ્ઠું | | જગરા | જઘરા |
| ૩૭૬ | જંત્ર બારમું | | જૈસે | જેઇસે |

## જાહેરખબર.

**૫—સમાવેલી બાબદો :—**

**પાંચ આના વાલી કેતાબમાં** ફરજ્યાત બંદગી અને દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો ઉપરાંત હોરમજ, મોટી તથા નાની હપતન, અરદીબેહસ્ત, શરોશ હાદોખ્ત, શરોશ વડી, **બેહેરામ,** ન્હાની હોમ અને વનંત યશ્તો સાથે નવ યશ્તો આપી છે. પાના ૫૪૨.

**દસ આના વાલી કેતાબમાં** રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત હોરમજ, અરદીબેહસ્ત, **શરોશ** હાદોખ્ત તથા વડી, બેહરામ, નાની હોમ, મોટી તથા નાની હપતન, વનંત, તીર, **ખોરદાદ, ગોશ, આવાં,** અને **આસ્તાદ** યશ્ત સાથે **ચૌદ** યશ્તો અને દાદાર અહુરમજદનાં ૧૦૧ નામનો અને મોનાજાતોનો સમાવેશ કીધો છે. પાનાં ૭૮૯.

**રૂ. ૧॥ અને રૂ. ૨. વાલી તમામ પાક ખોરદેહ અવસ્તામાં** સર્વ ગેહો, **સર્વ** પતેતો, બાજો, દુવાઓ, નમસ્કારો સર્વ, **પચીસ** યશ્તો, ત્રીસે રોજની સેતાયશો, ગુજરેલાંની યાદને માટે ભણવાનો કરદો, ફરામરોતનો તથા ગાથાના **પાંચે** હા, એકત્રીસ મોનાજાત વિ૦ સંપુર્ણ બંદગીનો સમાવેશ કીધો છે. કુલે ૮૪૮ પાનાનું પુસ્તક.

**૬—બાઇન્ડીંગ—**અમારી દરેક કેતાબો **ફુલ કલૉથ** આખાં કપડાંમાં બાંધેલી છે અને જેટલું લક્ષ આ પાક કેતાબોને **દેખાવડી** કરવામાં આપ્યું છે એટલુંજ તેને બની શકે એટલી **મજબુત** બનાવવામાં પણ આપ્યું છે.

**જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,**
પારસી બજાર, કોટ, મુંબઇ.

(૦)

## જાહેરખબર.

☞ હજારો નકલો ખપી ગઇ છે. ☜

☞ વરસ દહાડે હજારો નકલો ખપે છે. ☜

## ગુજરાતી જાણનારાઓ માટે.

# ધી સેલ્ફ ઇંગ્લીશ ટીચર—ભાગ ૧ લો.

## એટલે શિક્ષકની મદદ વગર પોતાની મેળે ઇંગ્રેજી શીખવાની ચોપડી.

ઇંગ્રેજી બીલકુલ નહીં જાણનારાઓ માટે, તેમજ પરચુટણ ધંધાદારીઓ અને વિદ્યાર્થીઓ માટે આ પુસ્તક જેવું સેહલું, સસ્તું અને અતી ઉપયોગી પુસ્તક બીજું એકે નથી, જેથી એની પુશ્કળ તારીફ થાય છે અને હજારો નકલો ખપી ગઇ છે. **કીંમત રૂ. ૧.**

**ધી સેલ્ફ ઇંગ્લીશ ટીચર—ભાગ બીજો.** એ ધી સેલ્ફ ઇંગ્લીશ ટીચરનો પેહેલો ભાગ લેનારને તથા ઇંગ્રેજી થોડું જાણનારાઓને, અને વિદ્યાર્થીઓને ઇંગ્રેજીમાં જલદી છટાથી વાત કરતાં શીખવા માટે ઘણોજ ઉપયોગી છે. એમાં પેહલા ભાગથી તદન જુદુંજ અને ઘણું ઉપયોગી શીખવાનું છે. **કીંમત રૂ. ૧** પોસ્ટેજ માફ.

**એક કમ્પલીટ ઇઝી લેટર રાઇટર**-ઇંગ્રેજીમાં સેંકડો જાતનાં કાગળો, ચીઠીઓ, અરજીઓ, તારો, નામ, સરનામાં વગેરેનો ઉપયોગી **સંગ્રહ સાથની** આ ચોપડી ઇંગ્રેજી થોડું જાણનારાઓ માટે વિદ્યાર્થીઓ અને પરચુટણ ધંધાદારીઓને ઘણીજ ઉપયોગી છે. જેથી એની હજારો નકલો ખપી ગઈ છે. **કીંમત રૂ. ૧,** પોસ્ટેજ માફ.

**બાહેરગામ માટે એજંટો જોઇએ છે, સારૂં કમીશન મલશે.**

**જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ,**

પારસી બજાર, કોટ, મુંબઇ.





**હમ કછુ પક્ષપાત નહિ રાખી,**
**સબ જીવન કે હિતકી ભાખી.**

હું કોઇનીબી તરફદારી કરતો કે રાખતો નથી, પણ જે કાંઈ કહું છું તે સર્વેનાં ભલાંને અર્થે; કોઇ એક ધર્મવાળાને માટે નહિ, પણ સઘળા ધર્મવાળાઓનું ભલું ચાહીને કહું છું—**કબીર.**



**સત્ કબીરકે બચનકો, પ્રગટ કરૂં અબ સોય;**
**જો વાકો નિજ વાંચહિ, બુદ્ધિ નિર્મળ હોય.**

સત્ કબીરજીનાં વચનો, હવે હું પ્રગટ કરું છું; જે કોઇ વાંચશે ને તે ઉપર મનન કરશે તેની બુદ્ધિ નિર્મળ થશે—**ધર્મદાસ.**





# મંગળાચરણ—(નમસ્કાર)

(૧)

**સર્વોપર સત્ પુરૂષ હય, સબકે જીવન આપ;**
**પ્રથમ વંદના તાહિકો, નાશ હોત સબ પાપ.**

સૌની ઉપર ખુદા છે, ને તે સૌનાં જીવોનો જીવ છે. પહેલો નમસ્કાર હું તેને કરૂં છું; કારણ કે તેનાં નામની બરકતથી આપણાં સર્વ પાપોનો નાશ થાય છે.

(૨)

**દ્વિતીય વંદના ગુરૂકો, કરત જ્ઞાન પ્રકાશ;**
**બિન ગુરૂ નાહિંન હોત નય, અંધકારકો નાશ.**

બીજો નમસ્કાર હું સદ્‌ગુરૂને કરૂં છું, કારણકે, આપણે ખરેખર કોણ છીએ, તે તેવણ આપણને સમજાવે છે, ને તેવણનાં વગર બીજાં કોઈથી આપણને એ સમજ પડતી નથી.

(૩)

**ત્રતીય વંદના સબ સંતકો, ભવજલ તારનહાર;**
**ભક્તિ જ્ઞાન વૈરાગ દે, કરત બડો ઉપકાર.**

ત્રીજો નમસ્કાર હું સાધુઓનાં વર્ગને કરૂં છું; કારણકે તે આપણું ફરી ફરીથી જન્મવાનું—મરવાનું મટાડે છે. તે આપણી ઇંદ્રિયોનાં શોખ મટાડે છે, તેઓને બદલે આપણને ખુદાનો શોખ લગાડે છે, તેથી આપણને ખુદાની મુલાકાત થાય છે, ને આપણને ખુદાની મુલાકાત થાય છે, તેથી એ સાધુઓનો વર્ગ આપણ માણસ જાતની ઉપર મોટો ઉપકાર કરનાર ગણાય છે.

(૪)

**પુરૂષ રૂપી સદ્ગુરૂ હય, સદ્ગુરૂ રૂપી સંત;**
**ઇનકે પદ વંદન કિયે, આવે ભવકો અંત.**

ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂ, ખુદા પોતેજ છે. ફરક માત્ર એટલોજ, કે તે પોતાની નિરાકાર સ્થિતિ છોડીને આપણને વાસ્તે દેહમાં આવેલો હોય છે. એવો ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂ, સાધુઓનાં વર્ગમાંજ મળી આવે છે; માણસના બીજા બધા વર્ગોમાં તે હોતો નથી. માટે સાધુઓ જ્યાં જ્યાં ને જ્યારે જ્યારે નજરે પડે, ત્યાં ત્યાં ને ત્યારે ત્યારે આપણે તેઓને નમસ્કાર કરશું ને તેઓની બનતી સેવા ચાકરી કરશું; કાંયજે તેઓ વડેજ પુનર્જન્મનાં આપણાં દુઃખોનો અંત આવે છે.





# ખુદા વિષે.

## ( ૧ )

**ધરતીકા કાગજ કરૂં, કલમ કરૂં વનરાય;**
**સાત સમુદ્રકી સાહિ કરૂં, હરિ ગુન લિખા ન જાય.**

આખી પૃથ્વિનાં જેટલું મોટું કાગજ બનાવું, સઘળાં જંગલોનાં લાકડાંની કલમ બનાવું, અને સાતે દરીયાનાં પાણીને સાહિ કરી નાખું, તોબી હરિ (ખુદા) નાં ગુણો લખી શકાય નહિ. અર્થાત્, જે અપૂર્ણ છે તેની મદદથી, ખુદા જે પૂર્ણ છે, તેનું બ્યાન થઇ શકેજ કેમ?

## ( ૨ )

**ભારી કહું તો મેં ડરૂં, હલકા કહું તો જીઠ,**
**મેં કયા જાનું રામકો, નૈનાં કબૂહ ના દીઠ.**

ખુદા ભારી છે એમ કહેતાં હું બીહું છું—જો હલકો છે કરી કહું, તો તે મશ્કરી કરવા જેવું યાને જુઠું કહ્યા બરાબર છે—કબીરજી કહે છે કે હું શું જાણું કે ખુદા કેવો છે, કારણ મારી આ ખાકી આંખોએ તેને કદી જોયો નથી. અર્થાત્, ખુદા આ આંખોએ દેખાતો નથી, પણ તેને અંતઃકરણમાંજ ઓળખવાનો છે.

(૩)

**ઐસા કોઇ ના મિલા, ઘટમે અલખ લખાય;**
**બિન બત્તિ બિન તેલ બિન, જલતી જોત દિખાય.**

એવો કોઇ મને મળ્યો નથી કે જે, અલખ યાને બાહેરથી નહિ પિછાણી શકાય તેવો જે ખુદા છે તેની આ શરીરમાંજ પિછાણ કરાવી આપે, અને જે જોત, તેલ ને કાકડા વગર, હંમેશાં જળતી છે તે દેખાડે.

(૪)

**દેખા હય સો કિસે કહું, કહે કોન પતિયાય;**
**હરિ જૈસાકા તૈસા હય, હરખ હરખ ગુન ગાય.**

મેં ખુદાને જોયો છે તે કોણને કહું? અને જો કહું તો તે કોણ માનશે?—ખુદા તો એકનો એકજ યાને સદા એકસમાન હાલતમાં છે; માટે હું તો તેનાં હરખે હરખે ગુણ ગાવું છું, યાને તેની યાદમાં ચકચુર છું.

(૫)

**સાહેબ તેરી સાહેબી, સબ ઘટ રહી સમાય;**
**જ્યું મેહેદીકે પાતમે, લાલી લખી ન જાય.**

જેમ મેહેદીનાં ઝાડનાં પાંદડાંમાં લાલી રહેલી છે, પણ બાહેરથી તે દેખી શકાતી નથી, તેમ "ઓ સાહેબ" તારી સાહેબી સર્વ ઠેકાણે છે, યાને તું દરેક આકાર કે શરીરોમાં રહેલો છે, પણ બાહેરથી યાને આ ખાકી આંખોએ તું જોવાઇ શકાતો નથી.





## ખુદા ક્યાં છે?

(૬)

**ખાલેક બિન ખાલી નહિ, સુઇ ધરનકો ઠૌર;**
**આગે પીછે રામ હય, રામ બિનાં નહિં ઔર.**

એક સોય જેવી પણ નાની ચીજ રહી શકે એટલીબી જગા ખુદા વગરની ખાલી રહેલી નથી, એવી રીતે ખુદા, આગળ પાછળ, સર્વે ઠેકાણે ને સર્વે ચીજમાં રહેલો છે, ને તે સિવાય બીજું કાંઇ નથી.

(૭)

**જયું નૈનનમે પુતલી, ત્યું ખાલેક ઘટ માંહે;**
**ભુલાં લોક ન જાન હિ, બાહેર ઢુંઢન જાયે.**

જેમ આંખોમાં પુતળી રહેલી છે, તેમ ખુદા પણ આ શરીરમાંજ રહેલો છે, જેને ભુલા પડેલા યાને માયાની જાળમાં લપટાયલા લોકો જાણી શકતા નથી, તેથી તેઓ ખુદાને પોતાની બાહેરજ શોધવા જાય છે.

(૮)

**કસ્તુરી કુંડલ બસે, મૃગ ઢુંડે બન માંહિ;**
**ઐસે ઘટ ઘટ રામ હય, પર દુનિયાં દેખે નાહિ.**

હરણની ડુંટીમાં કસ્તુરી રહેલી છે ને તેની સુગંધ હરણને આવે છે, પણ હરણને ખબર નથી કે કસ્તુરી જેવી સુગંધી ચીજ તેની પોતાનીજ અંદર રહેલી છે; તે તો વનસ્પતિ સુંઘી સુંઘીને કસ્તુરીને પોતાની બાહેર જંગલમાંજ શોધતું ફરે છે, તેમજ ખુદાબી દરેક આકાર તથા દરેક શરીરમાં રહેલો છે, પણ માણસનું ધ્યાન બાહેર લાગેલું હોવાથી કોઇ ખુદાને જોઇ શકતું નથી.

( ૯ )

**ઘટ બિન કહાં ન દેખીએ, રામ રહા ભરપૂર;**
**જિન જાનાં તિન પાસ હય, દુર કહા ઉન દૂર.**

શરીરનાં ભિત્તર સિવાય બીજે ક્યાંએ ખુદાને શોધવા ના જા; ત્યાંજ ખુદા ભરપૂર રહેલા છે; જેણે તેને પાસે જાણ્યો તો ખુદા તેની પાસેજ છે, અને જે કહે, કે ખુદા દુર છે, તો તે માણસથી ખુદા જરૂર દુર જ છે—અને તે ખુદાથી દુર જ રહેશે.

( ૧૦ )

**બાહેર ભિત્તર રામ હય, નૈનનકા અભિરામ;**
**જિત દેખું તિત રામ હય, રામ બિના નહિ ઠામ.**

બાહેર તેમજ અંદર ખુદા રહેલો છે અને એમ ખુદાને સર્વ ઠેકાણે જોવો, તેમાંજ આંખોની ખરી ખુશાલી રહેલી છે. કબીર કહે છે કે જ્યાંબી હું જોઉં છું ત્યાં મને તો ખુદાજ દેખાય છે અને ખુદા સિવાય કોઇબી જગા બાકી નથી.

( ૧૧ )

**જ્યું પથ્થરમે હય દેવતા, ચું ઘટમેં હય કિરતાર;**
**જો ચાહો દીદાર કો, તો ચકમક હોકે જાર.**

જેમ પથ્થરમાં અગ્નિ છુપાઇને રહેલો છે, તેમ ખુદાબી દરેક શરીર કે આકારમાં ભરાઇને રહેલો છે, અને તને ખુદાને જોવો હોય, તો જેમ ચકમકનો પથ્થર સાફ હોવાથી, તેને ઘસવાથી અગ્નિ પ્રગટ થઇ બાહેર દેખાય છે, તેમ તારાં શરીરને તથા મનને પવિત્ર કરે, તો તનેબી ખુદા દેખાય.

(૧૨)

**પાવક રૂપી રામ હય, સબ ઘટ રહા સમાય;**
**ચિત્ત ચકમક લાગે નહિં, ધુંવા બહિં બહિં જાય.**

ખુદા અગ્નિરૂપ છે અને બધાંનાં શરીરોમાં રહેલો છે, પણ જેમ ચુલામાં પુરૂં બળતણ ન હોવાથી ધુમાડો થયા કરી બળતું હોલવાઈ જાય, અગ્નિનો પ્રકાશ થતો નથી તેમ, જ્યાં સુધી માણસનું ચિત્ત બાહેર ભમતું અટકીને ખુદા ઉપર પુરૂં લાગે નહિ ત્યાં સુધી ખુદા દેખાય નહિ.

(૧૩)

**સાંઈ તેરા તુંજમેં રહે, જ્યું પથ્થરમે આગ;**
**જોત સરૂપી રામ હય, ચિત્ત ચકમક હો લાગ.**

જેમ પથ્થરમાં અગ્નિ છુપાઈને રહેલો છે, તેમજ તારો ખુદાબી તારામાંજ રહેલો છે—જ્યારે તું તારૂં ચિત્ત સાફ કરશે, ત્યારે તે જોત પ્રકાશિત થશે અને તુંજ પોતે, ખુદાનો સ્વરૂપ યાને જોત છે, એવું તને માલમ પડશે.





# ખુદા કાં નથી મળતો ?

(૧૪)

**પરદેશા ખોજન ગયા, ઘર હિરાકી ખાણ;**
**કાચ મનિકા પારખુ, ક્યું આવે પહેછાંન?**

પોતાનાં ઘરમાંજ હિરાની ખાણ હોવા છતાં પરદેશમાં શોધ કરવાને જાય, એવો જે ખોટા કાચનો પારખું હોય તે ખરા હિરાને કેમ જાણી શકે? ખુદા જેવો અમુલ્ય હિરો શરીરમાંજ હોવા છતાં, માણસ તેને બાહેરજ શોધે તો તેને ખુદા કયાંથી મળે ?

(૧૫)

**મેં જાનું હરિ દુર હય, હરિ હરૂદય માંહિ;**
**આડો ત્રોડી કપટકી, તાસે દીસત નાહિ.**

કબીર કહે છે કે હું એમજ સમજતો હતો કે ખુદા તો દુર આકાશ પર હશે, પણ મને જ્ઞાન થયું, ત્યારે મેં જાણ્યું કે ખુદા તો મારી સાથેજ રહેલો છે, પણ મારા હૈયામાં કપટનો પડદો પડેલો, તેથી મને ખુદા દેખાઇ શકાયો નહિ.

(૧૬)

**જાકો આડા અંતરા, તાકો દીસે ન કોય;**
**જાન બુજ જડ હો રહે, બલ તજ નિર્બલ હોય.**

જેને માયાનો આડો અંતર પડેલો હોય તેને શું દેખાય ? જે જાણીબુજીને જડવાદી બને ત્યારે તેનું ખરું જોર છતાં તે નાતવાન રહે એમાં શી નવાઇ ? અર્થાત્, માણસ આત્મા છે, એમ નહિ માને, અને જીંદગી માત્ર ઇંદ્રિયોની મોજ મજાહમાં રહેલી છે એવું માની આત્મજ્ઞાન નહિ મેળવે તો તેને ખુદા કયાંથી દેખાય ?

( ૧૭ )

**ભટક મુવા ભેદી બિના, કોન બતાવે ધામ ?**
**ચલતે ચલતે જુગ ગયા, પાવ કોસપર ગામ.**

ભેદુ યાને ખુદાને જાણનાર ગુરૂ વગર હું બાહેર ભટકી ભટકીને મરી ગયો, પણ ખુદાનું ઠેકાણું મને કોઇએ બતાવ્યું નહિ—અને એવી રીતે ખુદા બાહેરથીજ મળશે એમ માનતાં માનતાં કાંઇ જુગો ચાલી ગયા—જ્યારે ખુદાનું ગામ તો પા કોશપરજ હતું યાને ખુદા તો મારી સાથેજ હતા.

( ૧૮ )

**બસ્ત કહાં ઢુંડે કહાં, કિસ બિધ આવે હાથ,**
**કબીર ! તબહિ પાઇયે, જબ ભેદી લીજે સાથ.**

ખુદા ક્યાં વસે ને હું તેને શોધું ક્યાં, તો પછી મને તે કેમ મળે ? જ્યારે મેં ભેદુ યાને ખુદાને જાણનાર ગુરૂની સંગત કીધી યાને મને ગુરૂ મળ્યા, ત્યારેજ ખુદાને મળવાનો માર્ગ મને મળ્યો.

( ૧૯ )

**જા કારન હમ ઢુંડતે, ઔર કરતે આસ ઉમેદ;**
**સો તો અંતર ગત મિલા, ગુરૂ મુખ પાયા ભેદ.**

જે કારણ માટે હું બાહેર શોધ કરતો હતો, અને મળવાની આશા ઉમેદ રાખતો હતો, તે તો મને મારી અંદર (હૃદયમાં) મળ્યો કે જેનો ભેદ મને ગુરૂ મળ્યા ત્યારેજ ખુલ્લો થયો.

(૨૦)

**હિરા હરિકા નામ હય, હિરદા અંદર દેખ;**
**બાહેર ભિત્તર ભરી રહા, ઐસા અગમ અલેખ.**

ખુદાનાં નામરૂપી એક હિરો, જે તારાં હૈયામાં જડેલો છે, તેને તું તારાં હૈયામાં જઇને જો; જ્યારે તું તેને હૈયામાં જઇને જોશે, ત્યારે તે તને અંદરથી દેખાશે ને બાહેરથી સર્વ ઠેકાંણે દેખાશે, એવો તે છે, જેની હસ્તીનો ભેદ બાહેરથી નહિ વર્ણવી શકાય કે નહિ સમજી શકાય તેવો છે.





# વિષયવાસના જાય તો ખુદા દેખાય.

( ૨૧ )

**બિષય પ્યારી પ્રીતડી, તબ હરિ અંતર નાહિં;**
**જબ હરિ અંતરમે બસે, બિષયસે પ્રીત નાહિં.**

જ્યાં સુધી ઇંદ્રિયોનાં વિષયો ઉપર પ્રીતિ થયા કરે યાને જ્યાં સુધી ઇંદ્રિયોનાં ભોગ ભોગવવાનું મન થયા કરે, ત્યાંસુધી અંતઃકરણમાં ખુદાનો વાસો નથી એમ જાણવું—પણ જ્યારે ખુદા હૈયામાં વસ્તો થાય—યાને ખુદા તરફજ મન લાગ્યા કરે, ત્યારે વિષયવાસના નથી યાને દુનિયાઈ ચિજો ઉપરની ભાવના જતી રહીછે એમ નક્કી જાણવું, અને ત્યારેજ ખુદા દેખાય.

( ૨૨ )

**ભકિત બિગાડી કામીયા, ઇંદ્રિ કેરે સ્વાદ;**
**જન્મ ગમાયા ખાદમે, હિરા ખોયા હાથ.**

જેઓ ઇંદ્રિયોનાં દરેક સ્વાદની મોજ મજાહમાં રહીને નિરંતર ખાવા પીવા, વગેરે દુનિયાઇ વિચારોમાંજ મચ્યા રહે છે, તેઓની ખુદા તરફની ભક્તિ જતી રહે છે, અને તેઓ ખરેજ હિરો હાથમાંથી ગુમાવીને પોતાનો જન્મ બરબાદ કરે છે. અર્થાત્, માત્ર ખાવા પીવાની મોજ અથવા ધન ભેગું કરવાને ખાતરજ આ જીંદગી છે, એમ જેઓ સમજે છે, અને બીજી ઉંચી નેમ વિષે જાણતા નથી, યા જાણવા છતાં તે ઉપર મન રાખતા નથી, તેઓ પોતાનો ભવ ફોકટ ગુમાવે છે, ને તેઓને ખુદા મળી શકતો નથી.

( ૨૩ )

**રામ હુય તહાં કામ નહિ, કામ નહિ તહાં રામ;**
**દોનો એક જા કયું રહે, કામ રામ એક ઠામ?**

જેનાં મનમાં ખુદા હોય તેને વિષયવાસના હોય નહિ, અને જેનાં મનમાં વિષયવાસના નથી તેને ખુદા દેખાય,—જેમ એક જગાની અંદર બે ચીજ એકી વેળા રહી શકતી નથી, તેમ વિષયવાસના અને ખુદાનાં દર્શન બન્ને એકી વેળા મનમાં રહી શકતાં નથી—કારણ તેઓ પરસ્પર વિરૂધ્ધ છે. જ્યારે હૈયામાંથી વિષયવાસના દુર થાય, તેમજ તેના બધા વિચારો પણ મનમાંથી નિકળી જાય, ત્યારેજ ત્યાં ખુદાનો વાસો થઇ શકે.

( ૨૪ )

**જૈસે માયા મન રમે, તૈસે રામ રમાય,**
**તારા મંડલ છાંડકે, જહાં કેશવ તહાં જાય.**

જેમ દુનિયાની માયામાં યાને મોજ મજાહના વિચારોમાં મન ચકચુર બની તેમાં લીન થઇ જાય છે તેમ, જો મન ખુદાના વિચારમાં ગરક થઇ પોતાને ભુલી જાય, તો તે માણુસ સુર્યમંડળ પણ છોડીને ત્યાં પહોંચી જાય કે જ્યાં ખુદા છે.





# પવિત્ર મનને ઘર બેઠાં ખુદા મળે છે.

( ૨૫ )

**ચેતન ચોકી બેઠ કર, મનમે રાખો ધીર,**
**નિર્ભય હોકે નિ:શંક ભજ, કેવળ કહે કબીર.**

તારા મનના દરવાજા ઉપર ચોકી રાખી ધીરજથી બેસ, અને પછી જરાએ ભય યા શક રાખ્યા વિના તું કેવળ ખુદાનેજ મનમાં ભજ્યા કર. અર્થાત્, તારા મનમાં બીજા વિચારો આવવા ના દે, અને ખુદા મળશે એવું નિશ્ચય ધારી મનમાં વમાસ્યા કર અને ખુદાની યાદમાં રોકાઈ જા.

( ૨૬ )

**લેહ લાગી નિર્ભય ભયા, ભરમ્ ગયા સબ દુર;**
**બનમે બનમે કહાં ઢુંડે, રામ યહાં ભરપુર.**

જ્યારે તારાં મનને ખુદાની લેહ લાગે, ત્યારે ખુદાનાં વમાસણમાં ( વિચારમાં ) રહેવાને લીધે, દુનિયાની ફિકર–ચિંતા ટળી જાય, ને ઇંદ્રિયોથી દેખાતા ખોટા દેખાવો (ભ્રમો) બી મટી જાય, ને ખુદા સર્વ ઠેકાણે ઘરબેઠાં દેખાય એવું છે ત્યારે ખુદાને શોધવાને જંગલે જંગલ શું કરવા જવું જોઇએ ?

( ૨૭ )

**સબહિં ભુમિ બનારસો, સબ નિર ગંગા તોય;**
**જ્ઞાની આતમરામ હય, જો નિર્મલ ઘટ હોય.**

જો મન પવિત્ર થાય તો, કાશી જવાની અને ગંગા નદીમાં નહાવાની કાંઇ જરૂર નથી. પવિત્ર મનનાં અને સાફ દિલનાં માણસને બધી જગા એકજ સરખી કાશી જેવી પવિત્ર છે—અને બધી નદીનાં પાણી ગંગા જેવાં પવિત્ર છે; જે પવિત્ર થયો છે, જેને જ્ઞાન થયું છે, તેનો આત્મા પોતેજ ખુદા છે.

(૨૮)

**આપ ખોયે હરિ મિલે, હરિ મિલત સબ જાય;**
**અકથ કહાંની રામકી, કહે સો કોન પતિયાય?**

"હું ફલાણો માણસ છું" એવું ભાન જતું રહે, ત્યારે ખુદા મળે; અને ખુદા મળે ત્યારે આખી જેહાંન મળે નહિ થઇ જાય. ખુદાની એવી, નહિ કહી શકાય તેવી વાત છે, ને એવી વાત કરીએ તો કોણ માને?





# જ્યાં "હું" નથી ત્યાં ખુદા છે.

( ૨૯ )

**કબીર ! જબ એ જગ નહિ, તબ રહા એક ભગવાન;**
**જીને વોહ દેખા નજરસે, સો રહા કોન મકાન ?**

ઓ કબીર ! જ્યારે મનમાંથી આ જગતની હસ્તીનો ખ્યાલ નિકળી જાય, ત્યારે માત્ર ખુદાજ એકલો રહે—અને જે કોઇએ તેને તેવો જોયો તે પુરૂષ અમુક જગ્યાએજ રહેલો છે એમ કેમ કહેવાય ? અર્થાત્, જે માણસ પોતાનાં ધ્યાનમાંથી જગતની હરએક વસ્તુનો ખ્યાલ અને આકારોને કાઢી નાખે તો પછી તે એકલા ખુદાનેજ જોઈ શકે, અને ખુદા સર્વવ્યાપક હોવાથી તે જીવ પણ સર્વવ્યાપક થઇ જાય, ત્યારે તે માણસ અમુક જગ્યાએજ રહેલો છે, એમ કદી કહેવાય નહિ.

( ૩૦ )

**હરિજન હરિ તો એક હય, જો આપા મિટ જાય;**
**જા ઘરમે આપા બસે, તો સાહેબ કહાં સમાય ?**

ખુદાની યાદ કરતાં કરતાં, ધ્યાન ખુદામાં એવું લાગી જાય, કે ઇંદ્રિયોના વિષયોનાં વિચારો તો શું, પણ "હું ફલાણો માણસ છું" એવી પોતાની યાદ પણ મનમાંથી જતી રહે, ત્યારે ખુદાને યાદ કરનાર અને ખુદા એકજ થઇ જાય—પણ જ્યાં પોતાની યાદ "હુંપણું" યાને "હું છું" એવો ખ્યાલ મનમાં થયા કરે, ત્યારે તેમાં ખુદા કયાંથી રહે શકે, યાને ખુદા કેમ દેખાય ?

( ૩૧ )

**તું તું કરતા તું ભયા, તું માંહે મન સમાય;**
**તું માંહી મન મિલ રહા, અબ મન અંત ન જાય.**

"હું નથી" (પણ) "તું છે" એવું વિચાર્યા કરતાં યાને "ખુદા ખુદા" કરતાં મન એવું ખુદામાં સમાઇને રહેવા લાગે, કે પોતાનું "હુંપણું" રહેજ નહિં, પણ મન ખુદારૂપ થઇ જાય—અને મન જ્યારે ખુદામાં મળી જઇને રહેતું થયું, કે પછી તે કદી છુટું વિખુટું પડવાનું નથી. કારણ તે પોતાનાં સુખી છેડે પુગી ગયુ, એટલે "હું જુદો છું" એવુ ભાન ફરીને તેને થશેજ નહિ.





# ખુદાનો બંદો કેમ થવાય ?

( ૩૨ )

**તું તું કરતાં તું ભયા, મુજમે રહી ન "હું"**
**વારી ફેરૂં નામ પર, જીત દેખુ તિત "તું."**

કબીર કહે છે કે "ખુદા ખુદા" કરતાં હું ખુદા થઇ ગયો ને મારામાં "મારાપણું" રહ્યું નથી. તારાં નામ પરથી હું ઓવરાઇ (કુરબાન) જાઉં છું કે તે જપવાથી હવે જ્યાં જ્યાં હું જોઉં છું તે બધું "ખુદાજ" છે એમ દિસે છે.

( ૩૩ ).

**રામ-કબીરા એક હય, કહેન સુનનકો દોય;**
**દો કર જો જાનસી, જાકુ ગુરૂ મિલા ન હોય.**

ખુદા ને કબીર તો એકજ છે, માત્ર કેહેવામાં અને સાંભળતાં "બે" છે યાને જુદા હોય એમ દેખાય છે. જો કોઈ એમ જાણે કે કબીર અને ખુદા બે જુદા છે તેને ગુરૂ મળ્યો નથી, એવું સમજવું.

( ૩૪ )

**નામ કબીરા હો રહા, કલજુગમે પ્રકાશ;**
**સબ સંતનકે કારને, નામ ધરાયા દાસ.**

આ કળિયુગમાં કબીરનું નામ પ્રકાશી રહ્યું છે, પરંતુ, કબીર કહે છે કે હું તો ખુદાનો નોકર છું અને સઘળા સંત લોકોને માટે યાને જેઓ ખુદાઇ રાહ પર ચાલવાવાળા છે તેઓને ખાતરજ હું નામ રાખા ગયો છું.

( ૩૫ )

**કબીર, કુત્તા રામકા, મોતી નામ ધરાય;**
**ગલે બિચ દોરી પ્રેમકી, જીત ખેંચે તિત જાય.**

કબીર કહે છે કે, હું તો રામનો કુતરો (નોકર) છું. મારૂં નામ મોતી રાખ્યું છે, મારાં ગળાંમાં ખુદાના પ્રેમની દોરી નાખી છે, જેથી ખુદા જ્યાં મને ખેંચે ત્યાં હું જાઉં છું. અર્થાત્, મેં મારૂં દિલ ખુદાને અર્પણ કર્યું છે અને મારી મરજી પ્રમાણે નહિ, પણ ખુદાની મરજી પ્રમાણે રહું છું અને કાર્યો કરૂં છું.

( ૩૬ )

**દાસ કહાવન કઠન હય, મેં દાસનકો દાસ;**
**અબ તો એસા હો રહું, કે પાંઉ તલેકી ઘાસ.**

પોતાને દાસ કહેવાડવું એટલે ખુદાનો બંદો થવું એ બહુ મુશ્કેલ છે; હું તો તેના બંદાઓનો બી નોકર છું, અને હવેથી એવો થઇને રહું, કે તેઓના પગ હેઠળનું ઘાસ બની જાઉં.





# ખુદા મળે તો બધું મળે.

( ૩૭ )

**જો દેખા સો તિનમેં, ચોથા મિલે ન કોય;**
**ચોથેકું પ્રગટ કરે, હરિજન કહિએ સોય.**

જેબી મેં જોયું છે તે (સત્, રજસ્ અને તમસ્ જે પ્રકૃતિનાં ત્રણ ગુણો છે, એ) ત્રણમાંજ થતું દેખાય છે, અને એ ત્રણની પેલી મેરની જે ચોથી હાલત છે, તે હાલતનો કોઇ પણ માણસ મને મળ્યો નથી. એ ચોથી હાલતને જે પ્રગટ કરી શકે તેજ ખુદાનો ખરો ભગત્ છે. સારાંશ કે, દુનિયામાં સઘળે ઠેકાણે "હું," "તું" અને "તે" એવા ત્રણ પ્રકારો જાહેર થઇ રહ્યા છે—એ ત્રણની પેલી મેર, યાને એ ત્રણડેને એક કરી નાંખનારી જે ચોથી હાલત છે તેજ ખુદાની હાલત છે કે જ્યાં "હું" "તું" અને "તે" એવો જુદાઇનો પ્રકાર હસ્તી ભોગવતો નથી, અને જે કોઈ, તે હાલત પોતામાં પ્રગટ કરે તેજ ખરો હરિજન યાને આત્મજ્ઞાની છે.

( ૩૮ )

**જો એક ન જાનીયા, તો બહુ જાને કયા હોય;**
**એકે તે સબ હોત હય, સબસે એક ન હોય.**

તું તે એકને યાને ખુદાને નહિ જાણે તો બીજું બધું જાણવાથી શું થાય? તે એકમાંથી જ આ સૃષ્ટિની બધી પેદાયશ બની છે. તે એકમાંથીજ આ અનેક ઉત્પત્તિઓ થઇછે, પણ તે બધાંથી એક થઇ શકાતું નથી.

( ૩૯ )

**એક સાંધે સબ સધે, સબ સાંધે એક જાય;**
**જો તું સિંચે મૂલકો, ફુલે ફલે અઘાય.**

જો તું એકને સાંધશે તો બધુંએ સંધાશે, પણ જો તું (તે એક સિવાય) બધાંને સાંધવા જશે, તો તે એક જતો રહેશે. ઝાડનાં મૂળને પાણી સિંચશે ને તેને સાચવશે તો તેમાં ફુલ ફળ સર્વ આવી જશે. અર્થાત્, જો તું ખુદાને પકડશે યાને ખુદાને જ મળવાની ઇચ્છા રાખશે તો દુનિયવી માલ મત્તા પોતાની મેળે આવી જશે.

( ૪૦ )

**સબ આયે ઈસ એકમે, ડાર પાત ફલ ફૂલ;**
**કબીર! પીછે કયા રહા, ગ્રહિ પકરા નિજ મૂલ.**

એ એકમાંજ બધુંએ આવી જાય છે, ડાળ, ડાંખળાં, પાંદડાં, ફળ ને ફુલ સર્વ તેમાં આવી જાય છે, ત્યારે એ કબીર! જે કોઇએ તે મૂળનેજ પકડી રાખ્યું, તેને બીજું કરવાનું યા મેળવવાનું બાકી શું રહ્યું? જેને ખુદા જ મળ્યા તેને બીજું શું જોઇએ?

( ૪૧ )

**મેરા મુજમેં કછુ નહિ, જો કછુ હય સો તેરા,**
**તેરા તુજકો સોંપતે, કયા લગેગા મેરા.**

એ ખુદા! મારી અંદર "મારૂં" યાને મારી જાતનું **પોતાનું હોય એવું કાંઈ નથી; જે કાંઇ છે, તે બધું તારૂંજ**

છે; અને જે કાંઇ તારૂં છે, તે તુંને પાછું હવાલે કરૂં, તેથી મારૂં કાંઈ બી જતું રહેતું નથી. અર્થાત્—

મારી રચનામાં આ સ્થૂળ શરીર છે તે મારૂં નથી; કારણકે, મરણ વખતે તે મારાથી છુટું પડી જાય છે; મારી રચનામાં "પ્રાણમયકોષ" યાને શરીરમાં રહેલો, દશ પ્રકારનાં કામ બજાવતો વાયુ છે તે પણ મારો નથી, કારણકે, મરણ વખતે તે પણ મારાથી છુટો પડી જાય છે; મારી રચનામાં "મનોમયકોષ" યાને ઇંદ્રિયોને ગમતી ચિજોનો ખ્યાલ કર્યા કરતું જે (મનતું) નિચલું ભાન છે તે પણ મારૂં નથી; કારણકે, હું જ્યારે સ્વર્ગમાં જાઉંછું, ત્યારે તે પણ મારાથી છુટું પડી જાય છે; મારી રચનામાં "વિજ્ઞાનમય કોષ" અથવા મનની શક્તિઓ ને સદ્દગુણો છે તે પણ મારા નથી; કારણકે, હું તુંને મળવા આવું છું, ત્યારે તે પણ બેમાલમ થઇ જાય છે; એ બધાંથી ઉપરવાળું તત્વ જે "આત્મા" અથવા "હું પોતે કહેવાઉં છું" તે પણ મારો નથી; કાંય જે, જ્યારે હું "હું પોતે" થાઉંછું ત્યારે હું તો કાંઇ હોતો નથી, પણ "તુંજ" હોય છે.

(૪૨)

**મેરા તો કોઇ હય નહિ, ઔર મેં કિસીકા નાહિં;**
**અંતર દ્રષ્ટ બિચારતાં, રામ બસે સબ માંહિં.**

એઓમાંનું (ઉપર જણાવી ગયા તેઓમાંનું) કોઇ મારૂં નથી, ને હું એઓમાંનાં કોઇનો નથી; આત્માની નજરે જોતાં ખુદા જ સોમાં સૌ થઇ ને વસેલો દેખાય છે.



# ખરી ખુશાલી ખુદામાં જ છે.

( ૪૩ )

**કબીર ! ખોજી રામકા, ગયા જો સકલ દ્વિપ;**
**રામ બસે ઘટ ભિત્તરા, જો આવે પ્રતિત.**

એ કબીર ! ખુદાને શોધવાવાળો માણસ, સઘળા દેશોમાં જાયછે, પણ જો તેને વિશ્વાસ હોય, તો ખુદા તેના શરીરમાંજ રહેલો માલમ પડે.

( ૪૪ )

**સબ ઘટ ભિત્તરમેં બસું, મોકો મિલે ન કોય;**
**જો કરૂં સો મેં કરૂં, નામ બંદેકા હોય.**

ખુદા કહે છે કે, હું તો સર્વ આકારો ને શરીરોમાં રહેલો છું, પણ મને કોઇ ઓળખતા કે ભેટતા નથી; જે કાંઈ કરૂં છું યાને થાય છે તે હુંજ કરૂં છું, પણ માત્ર નામ માણસનું હોય છે, યાને લોકો કહે છે કે ફલાણું કાર્ય ફલાણા માણસે કીધું.

( ૪૫ )

**સબ ઘટ મેરા સાઇયાં, ખાલી ઘટ નહિ કોય;**
**બલિહારી ઉસ ઘટકી, જા ઘટ પ્રગટ હોય.**

સૌનાં શરીરમાં ખુદા છે, ને કોઇ બી શરીર તે વગર ખાલી નથી; પણ જે શરીરમાં ખુદા જાહેર થાય તે શરીરનીજ બલિહારી છે, યાને જીવવાની ખરી મોજ ત્યારેજ હોય છે.

(૪૬)

**ચોંસઠ દિવા જોડ કર, ચઉદે ચંદા માંહિ;**
**તિસ ઘર કૈસા ચાંદના, જીસ ઘર ગોવિંદ નાહિં?**

ચોંસઠ બતીઓ સાથે મેળવ્યે, અને ચૌદ ચંદ્રમાઓના પ્રકાશ બી ત્યાં હોય, પણ જે ઘરમાં યાને શરીરમાં, ખુદા નહિ પ્રગટ થયો હોય, ત્યાં ખરૂં ચાંદણું યાને અજવાળું કયાંથી હોઇ શકે?

(૪૭)

**કોઇ એક પાવે સંતજન, જા કે પાંચો હાથ;**
**જાકો પાંચો વશ નહિ, તાકો હરિ સંગ ન સાથ.**

જેઓએ પોતાની પાંચે ઇંદ્રિયોને તાબે કરી છે તેઓમાંનાં કોઈ એક સાધુ પુરૂષને ખુદા મળે છે, પણ પાંચે ઇંદ્રિયોને જેણે વશ કીધી નથી, તેને ખુદાનો મેલાપ થઇ શકતો નથી.





# ખુદાની વાત મોહોડેથી કહી શકાતી નથી.

( ૪૮ )

**કબીર ! હદકે જીવકો, હિત કર મુખ ના બોલ;**
**જો હદ લાગા બેહદસો, તાસે અંતર ખોલ.**

અરે કબીર, જેની આશા-ઉમેદ, હદવાળી આકારવાળી જેહાંનને લગતીજ હોય છે, તેનું ભલું ચાહીને તેને નિરાકારનું સાધન શિખવતો ના, (પણ) જેની આશા-ઉમેદ કોઇબી જાતના આકારો ધરાવ્યા વગરની અપરંપાર ખાલી જગામાં જઇને રહેવાની ઉપર લાગેલી છે, તેને, નિરાકારને પહોંચવાનું, તારા મનમાં છુપું રાખેલું સાધન શિખવજે.

( ૪૯ )

**હદમે રહે સો માનવિ, બેહદ રહે સો સાધ;**
**હદ બેહદ દોનો તજે, તાકા મતા અગાધ.**

સાધારણ માણસને આકારવાળી ચિજોનુંજ ભાન હોય છે અને સાધુને આકાર વગરની અપરંપાર ખાલી જગાનું ભાન હોય છે, પણ જે કોઇ એ અપરંપાર ખાલી જગાનું ભાન પણ નહિ રાખે તેનો તો મહિમા અપરંપાર જ જાણવો, એટલે કે હદ અને બેહદની પાર ગયલાનો તો કોઈ પારજ પામી શકે નહિ.

(૫૦)

**હદ છાંડી બેહદ ગયા, અવર કિયા વિશ્રામ;**
**કબીરા જાસુ મિલ રહા, સો કહીયે નિજ કામ.**

હદવાળી, આકારવાળી જેહાંન છોડીને હદ વગરની, આકાર વગરની ખાલી જગામાં જવું, અને એ પ્રમાણે રહેવા વસવાની બીજી જગા કરી લેવી, અને ત્યાં જે સાહેબ રહે છે, તેની સાથે હું (કબીર) જેમ મળી ગયો છું, તેમ સાથે મળી જઇને રહેવું, એ તો દરેકનું પોતાનુંજ કામ છે, એટલે કે તે પોતાથીજ અનુભવાય છે, બીજો કોઈ તે દેખાડી યા કહી શકે નહિ.

(૫૧)

**કબીર, ચલ જાય થા, પુછ લિયા એક નામ;**
**ચલતા ચલતા તહાં ગયા, ગામ નામ નહી ઠામ.**

હું ખુદાની રાહમાં ચાલ્યો જતો હતો, ચાલતાં ચાલતાં મેં એક જણ પાસેથી ખુદાનું નામ પુછી લીધું. પછી તે નામ જપતો જપતો આગળ ને આગળ ચાલ્યા કીધો, ત્યારે આખરે હું ત્યાં જઇ પોંહોંચ્યો, કે જ્યાં કોઇ ગામ નહિ મળે, કાંઈ રહેવાનું નહિ મળે ને કોઈનું નામ નિશાન નહિ મળે।

(૫૨)

**હદમે બેઠા કથત હય, બેહદકી ગમ નાહિ;**
**બેહદકી ગમ હોયગી, તબ કથનેકો કછુ નાહિ.**

જેનું ભાન હદવાળી, આકારવાળી જેહાંન સૂધીનુંજ હોય છે, અને હદ વગરની, આકારો ધરાવ્યા વગરની, ખાલી જગામાં જે જીવી જાણતો નથી, તેજ પોતાનાં અજ્ઞાનપણાંમાં તે હાલતનું મોઢેથી વર્ણન કરે છે, પણ જે ત્યાં જીવી જાણે છે, તે તો તે હાલતને મોઢેથી બોલી નહિ શકાય એવી તરેહની સમજે છે, ને તેટલા માટે તેને વિષે તે કાંઇ બોલતો નથી.



# જીવનું મુળ.

( ૫૩ )

**બિન બીજકા વૃક્ષ હય, બિન ધરતી અંકુર;**
**બીન પાનીકા રંગ હય, તહાં જીવકા સુર.**

જ્યાં બીજ વગરનું ઝાડ છે, જ્યાં ધરતી વગર યાને ભોંય વગર ફૂટી નિકળેલો પીલો ઉગે છે, જ્યાં પાણી વગરનો રંગ છે ત્યાં જીવનું મૂળ છે. અર્થાત્, જીવ જ્યાંથી નિકળ્યો છે, ત્યાં આકાર, રંગ કે જગ્યા જેવું કાંઇ નથી, યાને જે સર્વનું મૂળ (ખુદા), જેનું રૂપ, રંગ કે આકાર જેવું નથી તેમાંથી જીવનું પ્રગટ થવું હોય છે.

( ૫૪ )

**હમ વાસી વહાં દેશકે, જહાં ગાજ રહા બ્રહ્મન્ડ;**
**અનહદ બાજા બાજયા, અવિચલ જોત અખંડ.**

જીવ ત્યાંનો રહેવાસી છે, કે જ્યાં "શબ્દ બ્રહ્મ" યાને સૃષ્ટિના જાહેર થવાની પહેલી શરૂઆતની હાલત, જેને હિંદુ શાસ્ત્રમાં "શબ્દ બ્રહ્મ," અને જરથોસ્તી ધર્મશાસ્ત્રમાં "અહુનવર" કહ્યો છે, તેનો નાદ થતો હોય છે, જ્યાં તે હદ વગરનું વાજું વાગ્યા કરે છે, અને જ્યાં નિરંતર અખંડ (એકસરખી રહેલી આખી) ને હંમેશ બળતી જોત છે, (તે જીવનું રહેઠાણુ છે.)

(૫૫)

**આયા એકહિ દેશસે, ઉતરા એકહિ ઘાટ;**
**બિચમે દુબધા હો ગઈ, સો હો ગયે બારેબાટ.**

તે એક દેશમાંથી યાને ખુદામાંથી બધા જીવો આવ્યા છે, અને એકજ ઠેકાણે યાને આ સ્થૂળ (ખાકી) દુનિયામાં ઉતર્યા છે, પણ નિચે આવતાં વચ્ચે યાને જુદા જુદા ભુવનોમાંથી પસાર થતાં તેઓ ઉપર આપદા આવી પડી ને તેથી તેઓ એક બીજાથી જુદા પડી, છૂટા વિખુટા થઇ ગયા.

(૫૬)

**અમ વાસી વહાં દેશકે, જહાં જાતવરન કુલ નાહે;**
**શબ્દ મિલાવા હો રહા, પર દેહ મિલાવા નાહે.**

આપણે (જીવો) અસલમાં તો, તે દેશના રહેવાસી છીએ કે જ્યાં જાત, વર્ણ, કે કુળ (ઉંચ યા હલકું ખાનદાન) જેવો તફાવત કાંઇ એ નથી. ત્યાં તો માત્ર "શબ્દ" થીજ મેલાપ યાને એકત્ર થઇ શકાય છે, પણ આ સ્થૂળ શરીરથી ત્યાં મળાતું યાને એક થઇ શકાતું નથી. (એ સ્થિતિમાં માત્ર મહાત્માઓજ રહી શકે છે.)





# જીવનું નિચલી જેહાંનમાં આવવું.

( ૫૭ )

**ગેબી આયા ગેબસે, ઔર યહાં લગાઇ એબ;**
**ઉલટ સમાનાં ગેબમે, તો મિટ જાય સબ એબ.**

એ ગેબી યાને અણદીઠ જીવ, ખુદામાંથી નિકળ્યો છે, પણ આ ખાકી દુનિયામાં આવવાને અને કાર્યો કરવાને માટે પોતાનાં ઉપર જુદા જુદા પદાર્થોનાં શરીરો ધારણ કર્યા છે, તેથી તેનામાં દુર્ગુણો ને ખામીઓ પેદા થઇ છે. જીવ, શરીર સાથે એટલો લપટાઇ ગયો છે કે શરીરના સર્વ દોષો (અવગુણો) તેને લાગુ પડયા છે; તે વિષયો તરફ દોડેછે, ને વિષયોમાં તેનો લય થયા કરે છે; તેને બદલે જો તે જીવ ઉલટો દોડે—ખુદા તરફ દોડે યાને દિલ લગાડે, ને ખુદામાં તેનો લય થાય, તો તેની સર્વ એબો મટી જાય.

( ૫૮ )

**કબીર! જાત જાતકા પાહોના, જાત જાતમે જાય;**
**સાહેબ જાત અજાત હુય, સો સબમે રહે સમાય.**

શરીર ધારણ કીધા પછી જીવ પોતાનું પ્રગટીકરણ આગળ વધારવાને આ દુનિયામાં આવે છે ત્યારે જુદી જુદી જાત, વર્ણ ને કુળ-નિચ કે ઉચમાં, પોતાની આગળી કરણી મુજબ અવતરે છે, અને નર કે નારીનો દેહ ધારણ કરે છે, પણ ખુદા તો અજાત છે, યાને તેને જાત—વર્ણ કે નર-નારી જેવું કાંઇએ નથી, તેથી તે (ખુદા) જગતમાં સર્વ ઠેકાણે-અને સર્વ આકારો કે શરીરોમાં સમાઈ રહેલો છે યાને હાજર છે.

(૫૯)

**કરી કરામત જગતકી, રાજ રીત બંધાન;**
**સાહયો કીયો તોહે સોંપકે, આપ છુપે કરી આંન.**

ખુદાએ જગતને પેદા કીધું, અને જગતને ચલાવવાના કાયદાઓ મુકરર કીધા, તે પછી તું (જીવ) ને વૃદ્ધિ કરવાને માટે, યાને તારૂં પ્રગટીકરણ આગળ ચલાવવાને, જગતને તારે હવાલે સોંપીને, તારી ઉપર પોતાનો સાહયો નાખ્યો, અને પછી પોતે ખુદા તારી નજર આગળથી ગેબ થઇ ગયા.

(૬૦)

**એક બુંદ તે સબ કીયા, નર નારીકા નામ;**
**સો તું અંતર ખોજ લે, સકલ બ્યાપક રામ.**

તે એક મૂળ યાને ખુદા છે, જેમાંથી આ બધું થયું છે, અને નર—નારી, એવાં નામો બન્યાં છે, તે ખુદા જે સર્વવ્યાપક થઇને બધે રહયો છે, તેને તું તારા અંતર (હૈયાં) માં શોધ.





# જીવનું ખુદાને ભુલી જવું.

(૬૧)

**એક બુંદ તે સબ કિયા, એ દેહકા બિસ્તાર;**
**સો તું કયું બિસારયા, અંધે મુંઢ ગમાર?**

તે એક મૂળે યાને ખુદાએ, આ બધાં જગતનું વિસતાર્ણુ કીધું છે; આ જગત છે તે ખુદાનું મોટું શરીર છે, અને આપણુ સર્વે તે એક મોટા અંગનાં માત્ર ભાગો છિયે, અને તેનાથીજ જીવ્યે છિયે, યાને આપણી જીંદગીનો આધારજ ખુદા છે, ત્યારે તેને, ઓ આંધળા મૂર્ખ અજ્ઞાની! તું કાં વિસરી ગયો?

(૬૨)

**સબ ઘટ ભિત્તર રામ હય, ઐસા આપસો જાન;**
**આપ આપસે બંધીયા, આપે ભયા અજાન.**

સર્વે આકારો અને શરીરોમાં ખુદા છે એવું તું તારી મેળેજ જાણી લે; તું તારી મેળેજ પોતે બંધાઇ ગયો છે તેથી "તું પોતે કોણ છે?" એ વાતનો અણુજાણુ થઇ ગયો છે, યાને તે તું ભૂલી ગયો છે.

(૬૩)

**પાંચ ધાતકા પિંજરા, સો તો અપના નાહિ;**
**અપના પિંજર તહાં બસે, અગમ અગોચર માંહી.**

પંચ ભૂત યાને પાંચ મૂળ પદાર્થો પૃથ્વિ, પાણી, અગ્નિ, હવા ને આકાશનું બનેલું આ શરીર, તે કાંઇ આપણું હમેશનું મકાન નથી. આપણું શરીર એટલે આપણું ખરૂં પોતાપણું—ખરૂં સ્વરૂપ તો જે જગ્યાને, આ ઇંદ્રિયોથી પહોંચી શકાતું નથી, ને જોઇ—જાણી શકાતું નથી, ત્યાં છે, યાને ખુદામાં છે.

(૬૪)

**સગા હમારા રામજી, સહોદર હય પુની રામ;**
**ઔર સગા સબ સગમગા, કોઇ ન આવે કામ.**

આપણો, (જીવનો) ખરો સગો તો ખુદાજ છે, આપણો ભાઇ-ભાંડુ પણ ખુદા જ છે; બાકીનાં બીજાં કહેવાતાં બધાં સગાંવ્હાલાંઓ માત્ર નામનાંજ યાને પોતાના સ્વાર્થના જ છે, કોઇ ખરૂં કામ આવવાનું નથી.

(૬૫)

**ચલ ગયે સો ના મીલે, કિસકો પુછું બાત;**
**માત પીતા સુત બાંધવા, જુઠા સબ સંગાત.**

જેઓને હું પૂછું છું, તેઓ કહે છે કે અમારાં સગાંવ્હાલાંઓ ચાલી ગયાં તે કોઇ પાછાં મળતાં નથી; માટે મા, બાપ, છોકરો ને ભાઇ એ સૌ "મારાં છે," એમ સમજવું એ માત્ર ખોટો ખ્યાલ છે.



# જીવે આવીને શું કીધું ?

( ૬૬ )

**ક્યા કિયા હમ આય કે, ક્યા કરેંગે જાય?**
**ઇતકે ભયે ન ઉતકે ભયે, ચલે સો મુલ ગમાય.**

આપણે, ( જીવે ) અહીંયાં આવીને શું કીધું, અને મરણ પછી ત્યાં જઇને શું કરવાના હતા ? ન તો આપણે આ દુનિયાના થયા, કે નહિ પેલી દુનિયાના થયા, અને એવી રીતે જેઓ ગયા, એટલે કે "હું કોણ છું" એ જાણ્યા વગર જેઓ ગયા તેઓએ પોતાના મૂળને ગુમાવ્યો, યાને ખુદાને ગુમાવ્યો.

( ૬૭ )

**કબીર! યા તન જાત હય, શકે તો ઠોર લગાય;**
**કે સેવા કર સંતકી, કે ગોવિંદ ગુન ગાય.**

એ કબીર ! આ તારૂં શરીર તો ચાલ્યું જવાનું, માટે જ્યાંવેર તે હાથમાં છે ત્યાંવેર તું સાધુ સંતની સેવા કર, અને ખુદાના ગુણ ગાઇ તેને પિછાણવાને યત્ન કર.

( ૬૮ )

**કહાં જાય કહાં ઉપને, કહાં બરાયે લાડ;**
**ન જાનું કિસ રૂખ તલે, જાય પડેગે હાડ.**

તું શા સારૂં એટલો બધો લાડ તારાં શરીરને લડાવે છે? કેવાં ઝાડની નિચે તેનાં હાડકાં જઇને પડશે તે પણ તું જાણતો નથી।

( ૬૯ )

**આજ કાલ દીન પંચમે, જંગલ હોગી બાસ;**
**ઉપર લોકહી ફિરેંગે, ઢોર ચરેંગે ઘાસ.**

આજે, નહિ તો પાંચ દિવસ પછી પણ તું જંગલનો રહેવાસી થવાનો, ને તારૂં શરીર જ્યાં રાખ્યું હશે તે જગા ઉપરથી લોકો ફર હર કરશે, અને ઢોરો ચારો ચરશે.

( ૭૦ )

**રામ નામ જાન્યો નહી, કીયા ન હરીસેં હેત;**
**તાસે જનુની ભારે મુઈ, પથ્થર પડયા પેત.**

ખુદાનું નામ શું છે તે તેં જાણ્યું નહિ, ને ખુદા સાથે તારૂં દિલ લગાડયું નહિ, તો તારી માતાને પેટે પથ્થરજ પેદા પડેલો ગણાય, અને તે બિચારીએ તારો ભાર ફોકટજ ઉપાડેલો કહેવાય.

( ૭૧ )

**હરીકી ભક્તી બીનાં, ધિક્ક જીવન સંસાર;**
**ધુંવા કેરા ધોલરા, જાત ન લાગે વાર.**

ખુદાની ભક્તિ કર્યા વિના, તારા સંસારમાં જીવવાને ધિક્કારજ છે; એ સંસારને ધુમાડાના ગોટાની પેઠે ચાલ્યો જતાં વાર નથી લાગવાની.



# મનુષ્ય જન્મ શા માટે મળ્યો છે ?

( ૭૨ )

**રામ બિસારયો બાવરા, અચરજ કીનો યેહ;**
**ધન જોબન ચલ જાયગા, અંત હોયગી ખેહ.**

જેને તું "મારૂં ધન," "મારી જુવાની," એમ કરી કહે છે તેઓ તો અંતે નાશ પામવાનાં, ત્યારે કબીર કહે છે કે મને મોટી અજાયબી લાગે છે કે તું ખુદાને કેમ ભુલી ગયો છે ?

( ૭૩ )

**મનખા જનમ તોકુ દીયો, ભજવે કો હરી નામ;**
**કાહે કબીર ચેત્યો નહિ, લાગો ઔર હિ કામ ?**

માણસનો જન્મ તુંને આપ્યો તે ખુદાને ભજવાને માટેજ, તે વાત તેં કેમ યાદ રાખી નહિ, ને બીજાં બીજાં કામોમાં લાગી ગયો ?

( ૭૪ )

**મનુષ્ય જન્મ તોકોં દીયો, ભજવેકો ગોવંદ;**
**તું અપને કરને આપકો, કહાં બંધાયે ફંદ ?**

માણસનો અવતાર તને મળ્યો, તે ખુદાને ભજવાને અને પિછાણવા માટે, ત્યારે તું તે નથી કરતો ને બીજાં બીજાં ફંદોમાં પડી, તારા પોતાના હાથે તું કાંય બંધાઇ જાય છે ?

(૭૫)

**મનુષ્ય જનમ તો દુર્લભ હય, નહિ વારમ વાર;**
**તરવર તે ફલ ગિર પરા, બહોર ને લાગે ડાર.**

જેમ ઝાડ પરથી એક ફળ નિચે તુટી પડ્યું તે ફરીથી સાંખલીને વળગી શકતું નથી, તેમજ માણુસનો અવતાર બી મેળવવાનો એટલો મુશ્કેલ છે કે તે ફરી ફરીથી મળતો નથી.

(૭૬)

**કાહે સોવે નિંદભર, જાગી જપ મોરાર;**
**એક દિન ઐસા સોવેંગે, લાંબે પાંઉ પસાર.**

એવો દુર્લભ ભાગ્યવંત માણસનો અવતાર મળ્યા પછી તું ઘણાં ઘણાં કલાકો શાંનો ઉંઘાય છે? તું જગાય એટલું જાગ, ને જાગતો રહીને ખુદાની જપ અને એટલી કર; હમણાં સુવાની શું જરૂર છે? એક દીવસ સુવાનો તો આવવાનો છેજ ત્યારે લાંબા પગ કરીને સુઈજ રહેજેની?

(૭૭)

**કબીર! કેવલ નામકે, જબ લગ દિવે બાત;**
**તેલ ઘટા બાતી બુઝી, તબ સોવે દિન રાત.**

હું કબીર કહેવાઉં છું, તે જયાંસુધી આ દીવો બળતો રહેલો છે ત્યાંસુધીજ; એકવાર તે દીવા માંહેલું તેલ ઘટયું ને બતી બુઝાઇ ગઇ, ત્યારે તો પછી રાત ને દિવસ સુઇ રહેવાનું છેજ.





## મનુષ્ય જન્મનો ભેદ સમજી લે.

(૭૮)

**મન તું કે બાવરા, તેરી શુદ્ધ કયું ખોય?**
**મોત આયે સિરપે ખડા, ઘડતે બેર ન હોય.**

અરે માણસ, તારૂં મન કેવું ઢાંધું ખાધું છે? તારી શુદ્ધિ તેં કેમ ખોઇ દીધી છે? મોત આવીને તારાં માથા ઉપર ભમે છે ને તને મરતાં પળનો વાર લાગવાનો નથી!

(૭૯)

**મન અપના સમજાઇ લે, આયા ગાફેલ હોય;**
**બીન સમજે ઉઠ જાયગા, ફોકટ ફેરા તોય.**

જન્મ લીધા પછી તું સમજી શકતો નથી કે "હું કોણ છું?" અને સમજ્યા વગર તું ગુજરી જશે તો તારૂં જન્મવું ફોકટ જશે. માટે મનને સમજાવી—સમજાવીને તારા કાબુમાં લે, કે "હું કોણ છું" તે તને સમજાય.

(૮૦)

**મનખા જનમ પાય કે, ભજ્યો ન રઘુપતિ રાય;**
**તેલી કેરા બેલ જયું, ફિર ફિર ફેરા ખાય.**

માણસનો જન્મ પામીને, જો તું ખુદાને નહિ ભજે, તો ઘાંચીનાં બળદની પેઠે પાછા પાછા જન્મ-મરણના ફેરા તને ખાવા

પડશે. અર્થાત, ઘાંચીનો બળદ જેમ અંધારામાં ગોળ ગોળ ફરી ફરી, જ્યાંનો ત્યાંજ રહે છે તેમ માણસ, જ્યાં સુધી ખુદા તરફ દિલ લગાડી પોતાનું ખરૂં સાર્થક કરતો નથી, ત્યાં સુધી તેને અનેક વાર આ ખાકી દુનિયામાં આવી જનમવા-મરવાનાં દુઃખો વેઠવાં પડેછે.

(૮૧)

**જગ સારા દરિદ્ર ભયા, ધનવંત ભયા ન કોય;**
**ધનવંત સોહિ જાનીયે, રામ પદાર્થ હોય.**

જેહાંનનાં બધાં લોકો નિર્ધનજ છે, ધનવાન કોઇ થયું નથી. ધનવાન તેને જાણીયે કે, જેને ખુદા નામની ચિજ હાથ લાગી હોય.

(૮૨)

**રામ નામકી લુટ હય, લુટ શકે તો લુટ;**
**પીછેકો પસ્તાય ગો, જબ તન જાયગો છુટ.**

ખુદાનાં નામની લુટ લાગી છે, તારાથી લુટાતું હોય તેટલું લુટ, નહિ તો પછી જ્યારે મરણ આવશે ત્યારે, ઓ માણસ, તને પસ્તાવો થશે, કે મારાથી કાંઇ બન્યું નહિ.

(૮૩)

**કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;**
**અવસર બિતો જાય તે, ફિર કરોગે કબ?**

જે કામ તું કાલે કરવાનો હોય, તે આજેજ કરી લે, અને આજે કરવાનો હોય તે હમણાંજ કરી લે; તક જતી રહ્યા પછી કેમ કરશે?





## તે શુભ કામ આજેજ કરી લે.

( ૮૪ )

**કાલ કહે મેં કાલ કરૂં, આગે વીસમી કાલ;**
**દો કાલકે બીચ કાલ હુય, શકે તો આજ સંભાલ.**

કાલેબી કહેશે કે હું કાલે કરીશ, અને એવી વીશ કાલો (દીવસો) નિકળી જશે, પણ એ "આજ ને કાલ"ની વચ્ચે, જે કાળ છે તેનો વિચાર કર, ને બની શકે તે આજેજ કામ કરી નાંખ.

( ૮૫ )

**આજ કહે હરિ કાલ ભજું, કાલ કહે ફિર કાલ;**
**આજ કાલકે કરતેહી, અવસર જાતી ચાલ.**

આજે તું કહે છે કે કાલે હરિનો જપ કરીશ; કાલે બી તું એમજ મનને કહેશે કે આવતી કાલે તો જરૂર કરીશ; એમ "આજે–કાલે" કરતાં કરતાં વખત તો વહી જશે ને તારી તક હાથમાંથી જતી રહેશે.

( ૮૬ )

**કબીર! અપને પેહેરે જાગીયે, ના પર રહીએ સોય;**
**ના જાનું છીન એકમે, કીસકા પેહેરા હોય!**

માટે હું કબીર કહું છું કે આ સારી તક છે તેટલાં જાગૃત રહી તારૂં કામ કરી લે, ને સુઇ ના રહે. એક પળમાં શું થશે તે તું જાણુતો નથી?

(૮૭)

**હરી હરી કર હુશયાર રહે, કુડી ગેલ નિવાર;**
**જો પેંડે ચલનાં તુજે, સોહી પંથ સંભાર.**

"ખુદા ખુદા" કરતો તું જાગૃત રહે, બીજું બધું નિવારી મુક. જે ઠેકાણે તને પહોંચવાનું છે, તેનોજ રસ્તો તું પકડી રાખ.

(૮૮)

**દીન ગમાયા દુનિયાંમે, દુનીયાં ચલી ન સાથ;**
**પાંચ કુહાડા મારિયા, ગાફેલ અપને હાથ.**

તારા દિવસો, દુનિયવી ખટપટમાં જ રોકી દુનિયાની ચિજો ભેગી કરવાને તારો અમુલ્ય વખત ગુમાવ્યો, પણ તે ચિજો તો તારી સાથે આવી નહિ; એવી રીતે, ઓ ગાફેલ માણસ, તેં તારા હાથે તારા પગમાં કોહાડી મારી.

(૮૯)

**કબીર! ગુજરી બખકી, સોદા લિયા બિકાય;**
**ખોટી બાંધી ગાંઠરી, અબ કછુ લિયા ન જાય.**

ઓ કબીર! ઝેરી બજારનો સોદો વેચાતો લીધો અને એવી ખોટી માલમતા ભેગી કીધી, તો તે સાથે હવે કેમ લઇ જવાય?





## માયા.

(૧) જે વસ્તુ ભૂત, ભવિષ્ય, વર્તમાન આદિ ત્રણ કાળમાં છેજ નહિ તેને છે એમ માનવી તે માયા.

(૨) ઇંદ્રિયોને ગમતી ચિજો, સુખ આપનારી છે, ને તે સુખ ખરૂં છે યાને હંમેશાં ટકનારૂં છે એમ માનવું તે માયા.

(૩) જીવની આસપાસ ઘેરો નાંખી, તેનું પોતાનું ખરૂં સ્વરૂપ (આત્મસ્વરૂપ) જોતાં અટકાવ કરે છે, તે માયા.

(૯૦)

**હરિકી ભક્તિ કર, તજ માયાકી ચોજ;**
**બેર બેર ન પાઇયે, મનખા જનમકી મોજ.**

માયાની ખોટી ચિજોની ઇચ્છા તું મુકી દે, ને ખુદાની સેવા કર, કારણકે મનુષ્યના અવતારરૂપી મજાહ ફરી ફરીથી મળતી નથી; તે મેળવવાને બહુ મુસ્કેલી પડે છે.

(૯૧)

**કબીર! માયા પાપની, હરીસું કરે હરામ;**
**મુખ કુડીયાલી કુમતકી, કહેને ન દે રામ.**

ઓ કબીર! આ જગતની અંદર રહેલી માયા એવી તો પાપી છે કે તે માણસને ઇશ્વર તરફ નિમકહરામ બનાવે છે; એ કાળાં

મોઢાંની એવી ખરાબ મનની છે કે, લોકોને ખુદાનું નામ લેવા દેતી નથી.

( ૯૨ )

**મેં જાનું હરિકો મિલુ, મોં મનમે બડિ આસ;**
**હરિ બિચ પાડે આંતરા, માયા બડિ પિચાસ.**

[ કબીરજી કહે છે કે ] હું જાણું કે હું ખુદાને મળું, ને તે માટે મનમાં મોટી આશા રાખતો, પણ માયા એવી ભુતની કે હું ખુદા પર ધ્યાન લગાડવા જાઉં જાઉં ને તે વચ્ચે આવી, આડો અંતર કરયા કરે.





## માયાનું રૂપ કેવું છે?

(૯૩)

**માયા માથે શિંગડાં, લંબા નવ નવ હાથ;**
**આગે મારે શિંગડાં, પિછે મારે લાત.**

માયાને માથે નવ નવ હાથ જેટલાં લાંબાં શિંગડાં છે; તેનાં સામે ગયા તો શિંગડાં મારે, ને પછવાડે લાગા તો લાત ઝાડે, એમ બન્ને તરફથી માણસને તે મારે છે.

(૯૪)

**માયા તરવર ત્રિવિધકી, શોક દુ:ખ સંતાપ;**
**શિતલતા સ્વપને નહિં, ફલ ફીકો તન તાપ.**

માયા, ત્રણ ડાળીનું ઝાડ છે, જેમાં દલગીરી, દુ:ખ અને બળાપો એ ત્રણ અવગુણો ભરેલા છે; તે ઝાડથી માણસને સ્વપનામાં બી, યાને કદીબી શાંતિ મળતી નથી; તેનાં ફળ સ્વાદ વગરનાં છે ને શરીરને દુ:ખજ ઉત્પન્ન કરેછે.

(૯૫)

**કબીર! માયા મોહિની, માંગી મિલે ન હાથ;**
**મન ઉતાર જુઠી કરે, તબ લગ ડોલે સાથ.**

ઓ કબીર! એ માયા ઘણીજ મોહ પમાડનારી યાને લલચાવનારી છે, તેને માંગવાથી યાને શોધવા જતાં તે હાથ આવતી નથી; મન દુનિયામાંથી ઉતરી જાય ને દુનિયા બધી જુઠી દેખાય, છતાં માયા તો સાથેની સાથેજ રહે છે, તે કાંઇ માણસને છોડતી નથી.

( ૯૬ )

**કબીર! માયા સાંપની, જનતાહિકો ખાય**
**એસા મિલા ન ગારૂડી, પકડ પિંઢારે બાંય**

જેમ સરપની માદા પોતાનાં જણેલા બચ્ચાંને ખાઇ જાય છે, તેવી માયા સાંપણ છે; પણ એવો કોઇ ગારૂડી નથી મળ્યો કે જે, એ ( માયા ) સાંપણને પકડીને મારી હઠાડે.

( ૯૭ )

**માયાકા સુખ ચાર દિન, ગ્રહે કહાં ગમાર?**
**સુપનેં પાયે રાજ ધન, જાત ન લાગે વાર.**

સ્વપનામાં મેળવેલું રાજ ને ધન, પાછું જતાં રહેતાં વાર લાગતી નથી, તેવું માયાનું 'સુખ ચાર દિવસ જ હોય છે. તેવાં સુખને એ મુરખ માણુસ, તું શા માટે પકડે છે?

( ૯૮ )

**કરક પડા મેદાનમેં, કુંકર મિલે લખ કોટ;**
**દાવા કર કર લડ મુંવે, અંત ચલે સબ છોડ.**

મેદાનમાં હાડકાં પડેલાં હોય ને ઉપર જેમ લાખો ને કરોડો કુતરાંઓ આવી મળે છે, ને તે "મારૂં છે" એવો દાવો કરી એક બીજા સાથે લડી લડીને મારવા જાય છે, તેમ માણુસો આ દુનિયાની માયા રૂપી ચિજો માટે, દુઃખ ને રંજ ઉઠાવી અંતે તેઓને છોડીને ચાલતા થાય છે.





## માયાની ઠગબાજી

( ૯૯ )

**હસ્તી ચઢ કર જો ફીરે, ઉપર ચમર ચઢાય;**
**લોક કહે સુખ ભોગવે, રહે તો દોજખ માંય.**

હાથી ઉપર બેસી, છત્રપતિ થઈને જેઓ ફરે છે યાને જેઓ રાજા યા બાદશાહ જેવા છે, તેઓ માટે લોકો કહે છે કે તેઓ સુખ ભોગવે છે, પણ તેઓ બિચારાઓ ખરેખર દોજખમાં રહેલા હોય છે તે કોઈ જાણતું નથી.

( ૧૦૦ )

**રામહિ થોરા જાનકે, દુનિયા આગે દિન;**
**વોહ રંકકો રાજા કહે, માયા કે આધીન.**

ખુદા વિષે થોડું કંઇ જાણી, દુનિયાને માથું નમાવીને જેઓ ચાલે છે યાને જેઓ દુનિયાની રીતેજ રહે છે, તેઓજ પેલા ( હાથી પર બેસીને ફરનારા ) બિચારા કંગાલને, રાજા કહે છે; એ સૌ માયાને આધિન હોવાથીજ થાય છે.

(૧૦૧)

**માયા એસી સંકની, સામી મારે શોધ;**
**આપન તો રીતે રહે, દે ઔરનકો બોધ.**

માયા એવી શંખણી છે, કે જે કોઈ એમ સમજે છે કે આ બધું માયા મય છે તેને બી સામો ફસાવે છે; જગત્ માયા છે યાને મિથ્યા છે એમ તેઓ બીજાઓને બોધ કરે છે, પણ પોતે તો માયાની રીતેજ રહે છે યાને માયાને આધિન હોય છે, એ સૌ માયાની દગબાજી છે.

(૧૦૨)

**સંસારીસે પ્રીતડી, સરે ન એકો કામ;**
**દુબધામે દોનો ગયે, માયા મિલી ન રામ.**

આ દુનિયાના સંસાર સાથે પ્રિત લગાડવાથી, યાને સંસારની અંદરજ બધું મન પોરવેલું રાખવાથી, માણસનું એકે કામ સફળ થતું નથી; નથી માયા મળતી કે નથી ખુદા મળતો, બેઉ ચાલ્યાં જાય છે, યાને બન્ને તરફથી માણુસ બેનસિબ રહે છે.

(૧૦૩)

**માયા કો માયા મિલે, લંબી કરકે પાંખ;**
**નિર્ગુનકી ચિને નહિં, ફુટી ચારો આંખ.**

માયાની ઇચ્છા રાખનાર સાથે માયા લાંબી પાંખ કરીને એવી મળી જાય છે, કે પેલાં માણુસની જાણે ચારો આંખો (મન, હૈયું ને બે આંખો) ફુતી જાય છે, તેથી તેને, બીજું કાંઇ નિર્ગુણ તત્વ જગતમાં રહેલું છે, યાને ખુદા છે, એવું કશું સુજ પડતું નથી.

(૧૦૪)

**ગુરૂકો ચેલા બિખ દે, જો ગાંઠી હોય દામ.**
**પુત પિતાકો મારસી, યેહ માયાકે કામ.**

પૈસો મેળવવાના લોભથી ચેલો પોતાના ગુરૂને ઝેર આપે છે, ને દીકરો બાપને મારી નાંખે છે, એ સૌ માયાનું કામ છે, યાને અણ-ઘટતાં કાર્ય કરીને સુખ મળશે એવું માણુસ સમજે છે, તે માયા છે.

(૧૦૫)

**જે માયા સંતો તજી, મુંઢ તાહિ લલચાય;**
**નર ખાય કર ડારે તો, સ્વાંન સ્વાદ લે ખાય.**

જે માયાને સાધુ પુરૂષોએ છોડી દીધી તેને, મુર્ખ માણુસો લલચાઇને પકડે છે; જેમ માણુસ ખાઇ રહ્યા પછી બાકી રહેલું એઠું બાહેર રસ્તામાં ફેંકી દે, તેને કુતરાંઓ સ્વાદથી ઉપાડી લે છે, તેમ સાધુ પુરૂષોએ છોડી દીધેલી (વિષયોની) ચિજોને, મુરખ લોકો ખુશીથી ઉંચકી લે છે.





# માયાના બે મુખ્ય પ્રકાર.

( ૧૦૬ )

**માયા હય દો પ્રકારકી, જો કોઇ જાને ખાય;**
**એક મિલાવે રામકો, એક નર્ક લે જાય.**

માયાના બે પ્રકાર છે, અને તે જે કોઇ સમજે, તે માયાને ખાઇ શકે; એક પ્રકાર યાને માયાનો જે ઉંચ પ્રકાર છે તે માણસને ખુદાની મુલાકાત કરાવે છે, જ્યારે બીજો ( નિચલો ) પ્રકાર તેને નર્કમાં લઇ જાય છે યાને દુઃખમાં નાંખે છે.

(૧૦૭)

**ઉંચે ડાલી પ્રેમકી, હરિજન બેઠા ખાય;**
**નિચે બેઠા વાઘની, ગીર પડે સો ખાય.**

પ્રેમની ડાળી જે ઉંચે છે તે હરિજન જ બેસીને ખાઇ શકેછે, જ્યારે નિચે બેઠેલી વાઘણ, જે કાંઇ ઉપરથી પડે છે તેટલુંજ ખાઇ જાણે છે, સારાંશ કે હરિજન પોતાનું મન ઉંચ પ્રકારની માયામાં રાખે છે, યાને ખુદાને મળવાની ઇચ્છા કરેછે ત્યારે સાધારણ માણસો નિચલા પ્રકારની માયામાં પડયા રહી, ઇંદ્રિયોનાં વિષયોનુંજ સુખ મેળવવાની ઇચ્છા કર્યા કરે છે.

( ૧૦૮ )

**માયા દાસી સંતકી, સાકુંન્થકી શિર તાજ;**
**સાકુંન્થકી શિર માનની, સંતો સેહેલી લાજ.**

માયા, સાધુ પુરૂષની દાસી થઈ રહે છે, પણ અજ્ઞાનીનાં માથાનું તાજ બનેછે; મુરખ માણસની તે માનિતી સ્ત્રી જેવી હોય છે, પણ સાધુસંતો પાસે આવતાં તેણી લજવાય છે.

( ૧૦૯ )

**કબીર! માયા ડાકની, સબ કોઇકો ખાય;**
**દાંત ઉપાડે પાપની, જો સંતો નેડી જાય.**

ઓ કબીર! એ માયા એવી ડાકણ છે, કે તે બધાંને ખાઈ જાય છે, પણ સંતપુરૂષો પાસે તે જો આવે તો તેનાં દાંતજ કાઢી લે યાને સાધુ પુરૂષો જેઓનું મન ઇશ્વર તરફજ લાગેલું હોયછે તેઓને માયા લલચાવી શકતી નથી.

( ૧૧૦ )

**એક હરિ એક માનિની, એક ભગત એક દાસ;**
**દેખો માયા કયા કિયા, ભિન ભિન કિયા પ્રકાશ.**

એક માયા ખુદાની છે, એક માયા સ્ત્રીની છે; જે ખુદા તુરફ જાય છે, તે ભગત થાય છે, જે સ્ત્રી તરફ, ઇંદ્રિયોનાં વિષયો તરફ ખેંચાય છે તે ચાકર બને છે, એવા એવા અનેક પ્રકારના માયાના ખેલો છે, તે તમે જુવો.





(નીચલા પ્રકારની)

## માયામાં પડેલા જીવની કહાણી.

(૧૧૧)

**માયા દીપક નર પતંગ, ભ્રમે ભ્રમી પડંત;**
**કહે કબીર ગુરૂ જ્ઞાનસે, એકાદા ઉભરંત.**

માયા, યાને ઈંદ્રિયોને ગમતી ચિજો, તે દીવો છે, ને તેઓની ઉપર ઝીપલાં મારયા કરતો માણુસ તે પતંગિયું છે. ઇંદ્રિયોનાં વિષયો વડે સુખ પામવાનાં વહેમથી ઉપજતાં શરીર સંસારનાં દુઃખોમાં, માણુસ જાત હંમેશાં ડુબેલી હોય છે, અને તેઓમાંનાં ઘણાંએકનાં જીવ બી નાશ પામી જવાના ભયમાં પડેલા હોય છે. એ દુઃખમાંથી ને ભયમાંથી જ્યારે માણુસને સદગુરૂની મુલાકાત થાય છે ને ગુરૂએ આપેલાં જ્ઞાનથી કોઇ એકાદને ખુદાની મુલાકાત થાયછે ત્યારેજ તે બચવા પામે છે.

અર્થાત—પતંગિયાને એવો વહેમ લાગેલો હોય છે કે હું દીવાને જઇને મળું તોજ મને સુખ થાય, નહિ તો નહિ થાય. ને માણુસને એવો વહેમ લાગેલો હોય છે કે મારી ઇંદ્રિયોને ગમતી ચિજો મને મળે ને મળ્યા કરતી રહે તોજ મને સુખ થાય, ને નહિ તો નહિ થાય.

સુખ પામવાનાં વહેમથી પતંગિયું દીવા તરફ જાય ને તેની ગરમીથી પીડાય તોપણ પાછું નહિ હઠે, ને બળતાંને મળવાજ જાય, ને એમ કરતાં દાઝી જઇને મરી જાય.

માણસબી એવુંજ કરે ને એવુંજ પામે; પોતાની કોઈ એક ઈંદ્રિને ગમતી, કોઈ એક ચીજ, તે પહેલી વાર ભોગવે, ત્યારે તે બેહદ સુખ પામે. બીજીવાર ભોગવે ત્યારે સુખ જરા ઓછું થાય, ને સાથે જરાક દુઃખ આવી જાય; ત્રીજીવાર ભોગવે, ત્યારે સુખ જરા વધારે ઓછું થાય, ને દુઃખ જરા વધારે ઉપજી આવે; એમ કરતાં કરતાં, અંતે એવું થઈ જાય, કે પેલો ભોગ તો પુરો ભોગવાય, પણ સુખ જરાએ નહિ થાય, ને દુઃખજ બહુ થાય.

દુઃખ શરીરનું ઉપજે, ને સંસારનું ઉપજે, ને એક નહિ પણ અનેક દુઃખો ઉપજે, ને દરેક અસલ દુઃખમાંથી બીજાં અનેક નવાં ઉપજે; એમ બીજાં ને બીજાં દુઃખો ઉપજ્યાંજ જાય; અને દુઃખનો સીલસીલો એટલો લાંબો જાય કે અમુક દુઃખ, કયું સુખ ભોગવવા જતાં ઉપજેલાં માઠાં પરિણામોમાંનું એક માઠું પરિણામ છે? તેટલું બી નહિ દેખાય.

એથી ઉલટું, કોઈ એક ઈંદ્રિને લગતું કોઈ અમુક સુખ માણસ ભોગવ ભોગવ કરે, તેથી શરીરનાં ને સંસારનાં જે જે દુઃખો થાય, તે બધાં જોઇને તે માણસ હેબતાઇ જાય, ને ફરી પેલું સુખ ભોગ-વવાનું છોડી દે, તો તે બચી જાય; નહિ તો માર્યો જાય. કારણકે, દુર્ગુણો સંખ્યામાં ને બળમાં વધ્યાં જાય, જ્યારે સદ્ગુણો સંખ્યામાં ને બળમાં ઘટયાં જાય, ને મનની શકિતઓ બી ઘટતી જાય; એમ કરતાં કરતાં એક વખત એવો આવે, કે જ્યારે મનના સર્વ સદ્ગુણો ને શકિતઓ જતી રહે, ને એવું જ્યારે થાય ત્યારે તે માણસનો જીવ મરી ગયલો કહેવાય.

એ પ્રમાણે ઇંદ્રિયોનાં જેટલા જેટલા વિષયો છે, તેટલા તેટલા જાણે કે દીવા છે, અને માણસ જાણે કે પતંગીયું છે. માણસ એ

વિષયો ભોગવવા જાય, તેથી તેને શરીર, સંસાર, ને મનનાં દુઃખો થાય, અથવા તેનાં શરીર, સંસાર, ને જીવ માર્યાબી જાય; એ વાત જ્યારે ગુરૂ મળે, ત્યારે માણસને સમજ પડે છે.

( ૧૧૨ )

**કબીર ! માયા પાપની, લોભે લુભાયા લોગ;**
**પુરી કાહુ ન ભોગવે, વાંકો એહિ વિયોગ,**

એો કબીર ! એ પાપી માયાના લોભથી લોકો લલચાઇને ઠગાઇ જાય છે, એને કોઇબી પુરી ભોગવી શક્યું નથી, ને કદીબી કોઇ ભોગવી શકશે નહિ, એવી એની જુદાઇની વાત છે. અર્થાત, દુનિયવી માલમતા મેળવવા છતાં, માણસને ખરૂં સુખ તો મળતું નથી, જે ઇચ્છાથી એક ચિજ મેળવવાને યા અમુક ભોગ ભોગવવાને માણસે શ્રમ ઉઠાવ્યો, તે ઇચ્છા બર આવતી નથી, એટલે તે બીજી ચિજ માટે ઇચ્છા કરે છે, અને એમ અનેક જાતની ઇચ્છા કરી તેમાંથી સુખ મળશે એવું માને છે. એવી રીતે માયાની ઠગબાજીમાં તે સપડાયા ફરે છે, પણ ખરૂં સુખ તેને હાથ આવતું નથી.

( ૧૧૩ )

**તૃષ્ણા સિંચે ના ઘટે, દિન દિન બઢતે જાય;**
**જવાસાકા રૂખ જ્યું, ઘને મેઘ કમલાય.**

જેમ જવાસાનું ઝાડ, ઘણાં વરસાદનાં પાણીથી કરમાઇ જાય છે, તેમ ઘણું પાણી પાવાથી, માણસની તૃષ્ણા એટલે ઇંદ્રિયોનાં વિષય ભોગવવાની, અથવા પૈસે ટકો ભેગો કરવાની ઇચ્છા કાંઇ ઘટતી નથી, પણ જેમ જેમ માણસ ઇંદ્રિયોનાં વિષયો ભોગવ ભોગવ કરે છે તેમ તેમ તે માટેની ઇચ્છા ઘટવાને બદલે દિવસે દિવસ વધતી જાય છે.

( ૧૧૪ )

**કામી અમૃત ન ભાવહિ, બિખયા લિની શોધ;**
**જનમ ગમાયા ખાધમેં, ભાવે ત્યું પરમોધ.**

જે કામી પુરૂપ છે યાને જેનું મન ઇંદ્રિયોના વિષયોમાંજ ભમતું હોય છે તેને અમૃત ગમતું નથી યાને ખરી હંમેશની ટકનારી જે ચિજ છે, તે ઉપર તેનું દિલ થતું નથી; તે તો નિરંતર ઇંદ્રિયોનાં નવા નવા વિષયોની શોધમાંજ હોય છે અને તેને, મન ગમે તેમ ભોગવવાને એટલો તો ચકચુર રહે છે કે તેમાંજ તે પોતાનો જન્મ બરબાદ કરે છે.

( ૧૧૫ )

**એક કનક અરૂ કામિની, બિખયા ફલકુ પાય;**
**દેખતહિસેં બિખ ચઢે, ખાય તે મર જાય.**

એક પૈસો, ને બીજું સ્ત્રી, એ બે વિષયોની પુંઠે જનાર ઝેરી ફળજ પામે છે, એ બે માહારૂપી વિષયો છે કે જેઓને માત્ર જોવાથી માણસને ઝેર ચઢે છે યાને તેની વૃત્તિ ફેરવાઈ જાય છે, અને જેઓ તે વિષયો ભોગવ ભોગવ કર્યા કરે છે, તેઓ તો નાશજ પામે છે.

( ૧૧૬ )

**સાંધે ઇન્દ્રિય પ્રબલકુ, જેઇસેં ઉઠે ઉપાધ;**
**મન રાજા બહેંકાવતે, પાંચો બડે અસાધ.**

ઇંદ્રિયોને વિષયો પુરા પાડવાથી, તેઓ બહુ બળવાન થઇ જાય છે, અને માણસને દુઃખ ઉપજાવે છે; મન, જે ઇંદ્રિયોનો રાજા છે, તે ઇંદ્રિયોને બેહકાવે છે જેથી તેઓ ઘણી બેખદ બની જાય છે, માટે કબીરજી કહે છે કે, એ ઇંદ્રિયોને તું તાબામાં રાખ.

હિંદુ શાસ્ત્રમાં કહ્યું છે કે, માણસનું શરીર, તે એક ગાડી છે; તેને જોડેલા ઘોડાઓ તે પાંચ ઇંદ્રિયો છે; તે ગાડીનો ચલાવનાર, તે મન છે, અને ગાડીમાં બેઠેલો ધણી, તે જીવ યાને ખરો માણસ છે. ગાડીને ચલાવનાર ઘોડાઓને કાબુમાં નથી રાખતો, ત્યારે ઘોડાઓ મસ્તીખોર બની, ગાડીને ગમે ત્યાં ઘસડી લઇ જઇ તેને, તેમજ ગાડીમાં બેઠેલાં માણસને નુકસાનમાં નાંખે છે, તેવીજ હાલત આ શરીરમાં બેઠેલા જીવની છે.

વિષયોનાં ભોગ ભોગવવાનાં, મનની અંદર થતા વિચારો ને કલ્પનાઓથી, ઇંદ્રિયો ઉડ ઉડ થયા કરે છે, ને તેઓ શરીરને તે વિષયો તરફ ખેંચી જાય છે, ને જેમ ગાડીને, ઘોડાઓ નુકશાનમાં લાવી મુકે છે, તેમ આ ઇંદ્રિયો છુટી રહેવાથી, જીવને અને આખા શરીરને, આફતમાં ને દુખમાં લાવી નાખે છે. જ્યાંસુધી માણસ પોતાનાં મન ઉપર કાબુ રાખી, ઇંદ્રિયોને રોક રોક કર્યા કરતો નથી, ત્યાંસુધી તેને દુઃખ આવ્યા કરે છે.





# એ માયા કેમ છુટતી નથી?

(૧૧૭)

**માય માયા સબ કોઇ કહે, માયા લખે ન કોય;**
**જો મનસે ના ઉતરે, માયા કહિયે સોય.**

જગત્ મિથ્યા છે, અને આ બધું માયા જ છે, એવું સૌ કોઇ બોલે છે ખરા, પણ માયા શું છે તે કોઈ જાણતું નથી; જે કાંઈ મનમાંથી નહિ જાય, તેને માયા કહેવી. અર્થાત, કાર્ય કરવાનું છોડી દીધું હોય યાને અમૂક વિષય ભોગવવાનું મુકી દીધું હોય છતાં તે ચિજોનો વિચારો ને કલ્પનાઓ મનમાંથી નહિ જાય, ત્યારે જાણવું કે આપણે માયામાંજ રહેલા છિયે.

(૧૧૮)

**માયા છોરન સબ કોઇ કહે, માયા છોરી ન જાય;**
**છોરનકી જો બાત કરે, તો બહોત તમાચા ખાય.**

માયા છોડી દેવી, એવું સૌ કોઈ કહે છે, પણ એમ કાંઇ માયા છુટતી નથી; માયા છોડવાને માટે માત્ર મોઢાની વાતો જેઓ કર્યા કરે છે તેઓ માયાના હાથના વધારે તમાચા ખાય છે.

(૧૧૯)

**મન મતે માયા તજી, યું કર નિકસા બહાર;**
**લાગી રહી જાની નહિ, ભટકી ભયોં ખુંવાર.**

મેં માયા છોડી દીધી છે, એવું મનથી માની લઇ, જે કોઇ સંસાર છોડીને એકાંતવાસમા જાય છે, તેને માયા તો સાથે લાગેલીજ

હોય છે, અને એ વાત તે સમજતો ન હોવાથી, વગર ફોકટનો ભટકીને ખુવાર થાય છે.

( ૧૨૦ )

**માયા તજી તો ક્યા ભયા, માન તજા નહિં જાય;**
**માને બડે મૂનીવર ગલે, માન સબનકો ખાય.**

માયા છોડી દીધી, યાને ઇંદ્રિયોનાં વિષયો ભોગવવાનું છોડી દીધું હોય, તો શું થયું? માનનો વિચાર યાને "હું મોટો છું" એવો ખ્યાલ તો છોડયો નથી? માન એવી ચિજ છે કે તેનાથી મોટા મુનીઓ પણ ગળી જાય છે, એ માન સો કોઇને ખાઇ જાય છે.

( ૧૨૧ )

**માન દિયો મન હરખ્યો, અપમાને તન છીન;**
**કહે કબીર તબ જાનીએ, માયામે લૈલીન.**

માન મળે ત્યારે મન હરખાઇ જાય, ને અપમાન થાય ત્યારે શરીર બધું નિકળી પડે યાને માણસને ગુસ્સો આવે ત્યારે, કબીરજી કહે છે કે એમ જાણવું જે તે માણસ માયામાં તદ્દન લીન છે.

( ૧૨૨ )

**માન તજા તો ક્યા ભયા, મનકા મતા ન જાય;**
**સંત બચન માને નહિ, તાકો હરિ ન સોહાય.**

માન છોડી દીધું યાને બાહેરથી મોટાઇ દેખાડવાનું મુકી દીધું, તેથી શું થાય? મનની અંદર છુપાઇ રહેલી પોતાની મોટાઇ તો દુર થઇ નથી? મનની અંદર મોટાઇ રહેવાથી માણસો, સાધુપુરૂષનાં શુદ્ધ વચનો માનતા નથી અને તેઓનું મન, ઇશ્વરની ઉંચ માયા તરફ

હોતું નથી, પણ દુનિયવી માયામાંજ રમતું હોય છે. અર્થાત્, તેઓ હજુ માયાના ગુલામ છે.

( ૧૨૩ )

**માયા છાયા એક હય, જાને બિરલા કોય;**
**ભાગે તાકે પીછે પરે, સનમુખ આગે હોય.**

માયા ને છાયા એકજ છે; માણસનો ઓળો જ્યારે તે ચાલે છે યા દોડે છે ત્યારે આગળ યા પાછળ, પણ માણસની સાથેનો સાથેજ રહે છે, તેમ માયા ઓળાની માફક માણસ સાથે હમેશાં રહેલી છે, એ વાતનો ભેદ કોઇ વિરલો પુરૂષજ જાણે છે.

( ૧૨૪ )

**માયા સમી ન મોહિની, મન સમા નહિં ચોર;**
**હરિજન સમા ન પારખુ, કોઈ ન દીસે ઓર.**

માયાના જેવી મોહેની, યાને લલચાવનાર વસ્તુ, બીજી એકે નથી, ને મનના જેવો ચોર બીજો કોઇ નથી. એ બે વાતને સમજનાર, હરિજન સિવાય બીજો કોઇ દેખાતો નથી. ( હરિજન એટલે, જેને પોતાનું તન, મન ઇશ્વરને અર્પણ કીધું છે અને જે નિરંતર લોક કલ્યાણ અર્થેજ કાર્ય કરતો હોય છે. )

( ૧૨૫ )

**માયાસે કો મત મિલો, સબ બહેલા દે બાંય;**
**નારદસા મુની ગલા, તો કહાં ભરોસા તાંય ?**

માયાને કોઇ મળતાં ના, યાને માયાની જે ચીજો હોય તેને નિવારી મુકો, કારણ કે, નારદ જેવો મોટો રૂષિ તેનાથી ઠગાઇને દુઃખમાં આવી પડયો, તો પછી સાધારણ માણસનો શું ભરોસો ?



## ખુદાનો આશરો લે, તો માયા છુટે.

(૧૨૬)

**સાંકલ હું તે સબ હુય, યેહ માયા સંસાર;**
**સો કયું છુટે બાપરે, જો બાંધે કિરતાર ?**

આ માયાને સંસારને સાથે બાંધવાવાળી જે સાંકળ છે, તે માણસનું "હું અને મારૂં" એવું જે "હુંપણું" લાગેલું છે તે છે, અને એ "હુંપણું" જીવને ખુદા તરફથીજ મળેલું હોવાથી, તેમાંથી તે કેમ છુટો થઇ શકે ?

(૧૨૭)

**છોરે બિન છુટે નહિં, છોરન હારા રામ;**
**જીવ જતન બહોતહિ કરે, સરે ન એકો કામ.**

જ્યાં સુધી માણુસ પોતે છોડતો નથી, ત્યાં સુધી માયા છુટતી નથી, અને તે છોડાવનાર ખુદાજ છે, તે સિવાય માણુસ ગમે એવું કરે પણ કાંઇ વળતું નથી. અર્થાત્, જગત બધુંજ માયા છે, અને એ માયારૂપી યંત્રને લીધે આખું જગત ચાલે છે, પણ જે કોઇ યંત્રની અમુક કળ અથવા દોરી તે તેના કર્તાનાં અથવા ચલાવનારના હાથમાં હોય છે, તેથી તે જેમ જેમ તે કળીને મરડે છે અથવા દોરીને ખેંચે છે, તેમ તેમ તે યંત્ર ચાલે છે, તેવી રીતે આ માયા યંત્રની દોરી જગકર્તા ઇશ્વરના હાથમાં છે અને તે પોતાની ઇચ્છાથી જેમ ચલાવવા ઇચ્છે છે તેમ તે ચાલે છે. અર્થાત્, માયા ઇશ્વરને આધીન છે

ત્યારે જે વસ્તુ જેને આધીન હોય, તેની કૃપા મેળવવી, જેથી તેની આજ્ઞામાં રહેલી વસ્તુ આપણને બાધ કરી શકે નહિ, માટે કબીરનું કહેવું એ છે કે માણસે ઇશ્વર તરફ મન લગાડી તેની કૃપા મેળવવી, કે જેથી તે માયામાંથી આપોઆપ છુટી શકશે.

( ૧૨૮ )

**કબીર! માયા મોહિની, જૈસી મિઠી ખાંડ;**
**સદ્ગુરૂ કૃપા ભઇ, નહિ તો કરતી ભાંડ.**

ઓ કબીર! એ માયાની મોહેની એવી છે કે સાકરનાં જેવી મીઠી લાગે છે, તેથી કોઇને છોડવાને ગમતું નથી; પણ મારી ઉપર શ્રી સદ્ગુરૂની મેહેરબાની થઇ ને તેવણે જ્ઞાન આપી, મને સમજાવ્યો તેથી હું બચ્યો, નહિ તો એ માયા મને બી પોતાની જાળમાં ફસાવી નાંખતે.

( ૧૨૯ )

**ભલા ભયા જો ગુરૂ મિલા, નહિં તો હોતી હાંન;**
**દિપક જોત પતંગ જયું, પડતા પુરી જાંન.**

સારૂં થયું કે મને ગુરૂ મળ્યા, નહિં તો જેમ પતંગીયું બતીને જોઇને તેનાથી લલચાઇને, તે પર બેસવા જતાં પોતાનો જાન ગુમાવે છે, તેમ હું ( કબીર ) બી આ દુનિયાની માયા પર મોહેલો રહેતે, ને નાશ પામી જતે.

( ૧૩૦ )

**કબીર! માયા ડાકની, ખાયા સબ સંસાર;**
**ખાઇ ન શકે કબીરકો, જાકે રામ આધાર.**

ઓ કબીર! એ ડાકણી માયા સંસારનાં બધા લોકોને ખાઇ ગઇ છે, પણ જે કોઇ કબીરની માફક ખુદા પરજ આધાર રાખે,

યાને જે માણુસ ઇશવરને શરણે જાય, તેને માયા કદિબી ખાઇ શકતી નથી.

( ૧૩૧ )

**કબીર! જુગકી કથા કહું, ભવજલ ડુબે દાસ;**
**પાર બ્રહ્મ પતિ છાંડકે, કરે દુનિકી આસ.**

ઓ કબીર! આ કલજુગની શું વાત કહું? સર્વ કોઇ એ માયાના મહાસાગરમાં ડુબી જાય છે; ખરો પર બ્રહમ યાને ઇશ્વર જે કુલ જગતનો ધણી છે તેને છોડીને, દુન્યાની આશા રાખે તે કેમ બચી શકે?

( ૧૩૨ )

**કબીર! એ સંસારકો, સમજાવું કંઇ બાર;**
**પુંછજ પકડે ભેંસકો, ઉતરા ચાહે પાર.**

હું ( કબીર ) આ સંસારનાં લોકોને કંઇ કંઇ વખત સમજાવું છું, કે ભેંસનું પુછડું પકડીને પાર ઉતરવા માંગો તે કેમ બની શકે?





## માયાથી માણસપર આવી પડતો કાળ.

( ૧૩૩ )

**જો તું પરા હુય ફંદમે, નિકસેગા કયું અંધ ?**
**માયા મદ તોકું ચઢ, મત ભુલે મત મંદ.**

હે આંધળાં માણસ, તું માયાના વિષયોમાં ફસાયલો છે, તેમાંથી હવે તું કેમ નિકળી શકશે ? કારણ કે તુંને માયાનો મદ (કેફ) ચઢેલો છે, અને તું બુધ્ધિહીન થઈ ગયો છે.

( ૧૩૪ )

**માયા બડિ હુય ડાકની, કરે કાલકી ચોટ;**
**કોઈ એક હરિજન ઉબરા, પાર બ્રહ્મકી ઓટ.**

માયા એવી મોટી ડાકણ છે કે તે બધાંને કાળના હાથમાં સપડાવ્યા કરે છે, જેના સપાટામાંથી કોઇ એક હરિજન જેને ખુદાનો આશરો પકડયો તેજ બચવા પામે છે.

( ૧૩૫ )

**કબીર ! કાયા પાહોની, હંસ બટાઉ માંહે;**
**ન જાનું કબ જાયગી, મોહે ભરોંસા નાંહે.**

ઓ કબીર ! આ કાયા તો એક પરાણુી યાને મેહેમાન છે, ને ખરૂં કાર્ય કરનાર જીવ તેની અંદર છે; એ શરીર કયારે જતું રહેશે તેનો મને ભરોસો નથી.

(૧૩૬)

**કહુત સુનત જુગ જાત હય, બિષે ન સુજે કાલ;**
**કબીર કહે રે પ્રાંનિયા, સાહેબ નામ સંભાલ.**

કહેતાં ને સાંભળતાં કંઇ જુગો ચાલી જાય છે પણ માણુસ ઈંદ્રિયોનાં વિષયોમાં યાને માયાની કેફમાં પડયો રહેવાથી, તેને સુઝતું નથી કે મારાં માથાં ઉપર કાળ (મોત) ઉભેલો છે, માટે એ જીવ! હું કબીર, તુંને કાળ વિષે કહું છું તે સમજીને હવે ખુદાનું નામ જ સાચવી રાખવાની કોશિષ કર.





# કાળ વિષે.

## જગત્માં કાળનું ચાલી રહેલું જોર.

( ૧૩૭ )

**મુસા ડરપે કાલસું, કઠન કાલકા જોર;**
**સ્વર્ગ ભુ પાતાલમે, જહાં જાવે તહાં ઘોર.**

કાળ યાને જમનું જોર એટલું તો સખ્ત છે કે તેનાથી મુસા પેગમ્બર જેવા પણ ધ્રૂજે છે; સ્વર્ગ, પૃથ્વિ ને પાતાળ, જ્યાં બી જુઓ ત્યાં એનો દોર રહેલો છે, યાને આ ત્રણ નિચલી દુનિયામાં સઘળું નાશ કરવાનું કામ કાળને હાથ રહેલું છે.

( ૧૩૮ )

**ફાગન આવત દેખકે, મન ઝુરે બનરાય;**
**જીન ડાલી હમ કિડા કિયા, સોહી પ્યારે જાય.**

ફાગણ ૠતુને આવતાં જોઇને ઝાડ, જે જંગલનો રાજા કહેવાય છે, તે મનમાં બળાપો કરે છે કે, જે ડાળીઓ મેં મહેનત કરીને બનાવી, તે મારાં બધાં વહાલાંઓ હવે જતાં રહેવાનાં !

(૧૩૯)

**પાત ઝરંતા દેખકે, હસતિ કુંપલિયાં;**
**હમ ચલે તુમ ચાલીયો, ધીરી બાપલિયાં.**

પાંદડાંને નિચે પડતાં જોઇને ડાળી હસવા લાગે છે ત્યારે પાંદડાં કહે છે કે બેહેન, અમે તો ચાલ્યાં, તું જરા થોભ, તારી વારી આવશે ને તનેબી ચાલવું પડશે.

(૧૪૦)

**પાત ઝરંતા યું કહે, સુન તરવર બનરાય;**
**અબકે બિછુરે કહાં મિલેંગે, દૂર પડેંગે જાય?**

પાંદડાંઓ ઝાડ પરથી ખરી પડતાં એમ બોલે છે કે, ઓ વનના રાજા, તારાથી અમો છૂટાં થઇએ છીએ, તે પાછાં ક્યાં સાથે મળશું ? અમે તારાથી દૂર પડી જઇશું.





# જગત્‌માં કાળનું ચાલી રહેલું જોર.

( ૧૪૧ )

**ફિર તરવરબી યું કહે, સુનો પાત એક બાત;**
**સાંઇયાં ઐસા સરજીયા, એક આવત એક જાત.**

ત્યારે ઝાડ એમ જવાબ આપે છે કે ઓ પાંદડાં, તું મારી એક વાત સાંભળ, ખુદાએ એવું સરજ્યું છે કે એક આવે ને એક જાય.

( ૧૪૨ )

**માલી આવત દેખકે, કલીયોં કરી પુકાર;**
**ફુલ ફુલ તુમ ચુંન લહો, કાલ હમારી બાર.**

માળીને આવતાં જોઇને ઝાડની કળીઓ પોકાર કરે છે કે ઓ માળી, આજે ખિલેલાં ફુલોને તું તોડી લઇ જા, કાલે અમારી વારી આવશે.

( ૧૪૩ )

**ચક્કિ ફિરતી દેખકે, દિયા કબીરા રોય;**
**દો પુંઠ બિચ આયકે, સાબેત ગયા ન કોય.**

એવી રીતે, આ કાળનાં ચક્રને બધે ફરતુ જોઇને, કબીરજી રડવા લાગ્યા ને કહ્યું કે જેમ ઘંટીનાં બે પડની વચ્ચે અનાજના જે

દાણા આવે છે તેમાંનો કોઇબી દાણો આખો રહી જતો નથી, તેમ આ કાળના સપાટામાંથી કોઇબી સલામત જવા પામતું નથી.

(૧૪૪)

**આરે પારે જો રહા, જીના પીસે સોય;**
**ખુંટ પકડકે જો રહે, તાકો પાસ શકે ન કોય.**

એ ઘંટીનાં બે પડની વચ્ચે જે દાણા આવે છે તેઓ બધા દળાઇને બારીક આટો થઇ જાય છે, પણ જે કોઇક દાણો ઘંટીનાં ખીલને પકડી બેઠો હોય, તેને તે ઘંટી પીસી શકતી નથી. અર્થાત્, આ જગતના ચક્રાવામાં રહેલાં યાને માયામાં રમી રહેલાં માણસો બધાં કાળને હાથ માર્યા જાય છે, પણ જે કોઇ તેનાં મધ્યબિંદુમાં રહે છે યાને ખુદાને પકડીને બેસે છે, તેને કાળ કદિબી મારી શકતો નથી.





# શરીરનાં મરણ વિષે જીવને ચેતવણી.

( ૧૪૫ )

**કાલ સિરાને આ ખડા, જાગ પ્યારે મિત.**
**રામ સ્નેહિ બાવરા, તું કયું સોય નચિંત?**

તારા તકિયા આગળ જમ આવીને ઉભો રહેલો છે, માટે તું જાગૃત થા । તારે તો ખુદાને મળવું છે ત્યારે એ ગભરાયલા માણસ, તું કાંય એવો નચિંત થઇને સૂતો છે ?

( ૧૪૬ )

**માટી કેરા પુતલા, માણસ ધર્યા નામ;**
**દિન દો ચાર કારને, ફિર ફિર રોકે ઠામ.**

જેવું માટીનું બનાવેલું પુતળું હોય છે, તેવું આ શરીર માત્ર પુતળું છે, કે જે, માણસનું અમૂક નામ ધારણ કરે છે, અને એ પુતળુંજ છે કે જે થોડાક દિવસનાં કાંઇક કાર્ય માટે અમૂક અવતાર લઇને, વારંવાર આ ધરતિપર આવીને, અમૂક જગ્યા રોકે છે.

( ૧૪૭ )

**ખડ ખડ બોલી ઠીકરી, ઘડ ઘડ ગયે કુંભાર;**
**રાવન સરખે ચલ ગયે, જો લંકાકે સરદાર.**

એ માટીની ઠિકરી ( શરીર ) હસી હસીને કહે છે કે એવાં એવાં વાસણો તો ઘણાએ કુંભારો ઘડીને ચાલતા થયા છે, રાવણ જેવો લંકાનો રાજા, તેમી મને છોડીને ચાલી ગયો.

( ૧૪૮ )

**ધમ્મન ધમતિ રહે ગઇ, બુજ ગયે અંગાર;**
**એહરન ઠબકા રહે ગયા, જબ ઉઠ ચલા લોહાર.**

ભઠ્ઠીમાંનો અગ્નિ બુઝાઇ જાય છે ત્યારે ધમ્મણ ચાલતી બંધ પડે છે, અને જ્યારે લુહાર ધમ્મણ મૂકીને ચાલતો થાયછે ત્યારે એરણ ઉપર ટપકો પડવાનું કામ બંધ પડે છે તેમજ, જીવ શરીર છોડીને ચાલતો થયો કે તે શરીર નકામું થઇ પડે છે.

( ૧૪૯ )

**કાચી કાયા મન અસ્થિર, થિર થિર કામ કરંત;**
**જયું જયું નર નિધડક ફિરે, ત્યું ત્યું કાલ હસંત.**

આ શરીર કાચું છે, મન ભમતું છે યાને હર પળે તે કંઇને કંઇ બાહેરની ચિજો તરફજ દોડતું હોય છે, જેથી માણસનું ( ખુદાને પિછાણવાનું ) કામ ઘણુંજ ધીમું ધીમું ચાલે છે, પણ જેમ જેમ તે માટે માણસ નફકરો થઇ ફરે છે, તેમ તેમ કાળ તેને માટે હસે છે, યાને કાળના હાથમાં સહેલાઈથી તે સપડાયા કરે છે.

( ૧૫૦ )

**કાલ હમારે સંગ રહે, કૈસી જતનકી આસ;**
**દિન દશ રામ સંભાર લે, જબલગ પિંજર પાસ.**

કાળ આપણી સાથેજ રહેલો છે યાને મરણ તો નિપજવાનું છેજ, ત્યારે શરીર હંમેશાં જળવાઇ રહેશે એવી આશા તે કેવી કરવી ? માટે હું કબીર તુંને કહું છું કે એ શરીર તારી પાસે છે તેટલાં તું ખુદાને યાદ કરી, તારૂં કામ કરી લે.

( ૧૫૧ )

**પાવ પલકકી ખબર નહિં, કરે કાલકો સાજ;**
**કાલ અચાનક ઝડપેંગા, જયું તીતરકો બાજ.**

પા ઘડીની પણ ખબર નથી કે શું થશે? ત્યારે આવતી કાલે શું પહેરીશ, શું ખાઇશ, તેની તૈયારી શા માટે કરવા બેઠો છે? જેમ બાજ પક્ષિ તિતરનો શીકાર કરે છે તેમ અચાનુચ કાળ આવીને તને પકડી લઈ જશે, તેની કાંઇ ખબર છે?

( ૧૫૨ )

**કબીર! ગાફેલ કયું ફિરે, કયું સોતા ઘનઘોર;**
**તેરે સિરાને જમ ખડા, જયું અંધિયારે ચોર.**

ઓ કબીર! તું ગાફેલ જેવો કાં ફર્યા કરે છે, ને ભર ઉંઘમાં કાં પડયો રહે છે? જેમ ચોર અંધારામાં ઉભો રહે છે, તેમ જમ પણ તારા તકિયાની પાછળ છુપાઇને ઉભો રહેલો છે!

( ૧૫૩ )

**કબીર! જો દિન આજ હુય, સો દિન નાહિં કાલ;**
**ચેત શકે તો ચેત લે, મીચ પડી હુય ખ્યાલ.**

ઓ કબીર! જે તક આજે હોય તે કાલે નથી મળવાની, માટે તું જો સમજુ હોય તો ચેતીને તે તકનો લાભ આજેજ લઈ લે, કારણકે કાલ ને આજની વચ્ચે મોત ઉભું રહેલું છે.





## દુનિયવી માલમત્તા હંમેશ રહેવાની નથી.

( ૧૫૪ )

**યા અવસર ચેત્યો નહિ, ચુક્યો મોટી ઘાત;**
**માટો મિલત કુંભારકો, બહોત સહેગો લાત.**

હમણા તક મળી ત્યારે તું નહિ ચેતી જાય, યાને મનુષ્ય જાતિમાં તને જન્મ મળ્યો, તે જન્મનો તેં લાભ લીધો નહિ, તો એમ જાણ કે તું શર્યામ રસ્તો ચૂકી ગયો, અને તેથી કુંભારની માટીની પેરે તને ઘણોક માર ખાવો પડશે.

( ૧૫૫ )

**દરદ ન લેવે જાતકો, મુવા ન રાખે કોય;**
**સગા ઉસીકો કીજીયે, જો નેત નિભાવું હોય.**

તારૂં પોતાનું દુઃખ કોઈ લેવાનું નથી, ને મરણ પછી તારાં શરીરને ઘરમાં બી કોઈ રાખવાનું નથી, માટે તું એવો સગો કરી રાખ કે જે તારી સાથે રહી, તને હંમેશાં નિભાવી લે.

( ૧૫૬ )

**મનખા જનમ પામકે, જબ લગ ભજયો ન રામ;**
**જૈસે કુવા જલ બિન બન્યો, તોકો નહિં કામ.**

પાણી વિનાનો કુવો જેમ નકામો હોય છે, તેમ મનુષ્ય જાતિમાં લીધેલો જન્મ ખુદાની બક્તિ કર્યા વિના નકામોજ છે.

( ૧૫૭ )

**જુઠે સુખકો સુખ કહે, માનત હય મન મોદ;**
**જગત ચબેના કાલકા, કછુ મુખમે કછુ ગોદ.**

ખોટાં સુખોને, ખરૂં સુખ છે એવું તું માની, તેમાં રાજી રાજી રહે છે, પણ એ કાંઇ તારૂં નથી, કારણ કે આ આખું જગત, કાળનો માત્ર ખોરાક છે, કે જેનો કેટલોક ભાગ તેનાં ( કાળનાં ) મોઢાંમાં ચવાતો હોય છે, ને બાકીનો ભાગ તેના ખોળામાં પડેલો હોય છે.

( ૧૫૮ )

**જો દેખા સો વિનાશ હિ; નામ ધર્યા સો જાય;**
**કબીર, ઐસા તત્વ ગ્રહો, જો સદ્દગુરૂ દિયે બતાય.**

જે આંખે દેખાતી ચિજો છે તે બધી નાશ પામવાની, જેનું નામ તેનો નાશ છે; માટે હું કબીર તને કહું છું કે, જે તત્વ તારા સદ્દગુરૂએ તને દેખાડી આપ્યું હોય, તે ( ખરાં ) તત્વનેજ તું પકડી રાખ.

( ૧૫૯ )

**કબીર ! આયા હય સો જાયગા, રાજા રંક ફકીર;**
**કોઇ સિંહાસન ચઢ ચલે, કોઇ બંધ જાત જંજીર;**

ઓ કબીર ! રાજા, રંક કે ફકીર જેઓ આવ્યા છે યાને જનમ્યા છે તે બધાં મરવાનાં, કોઇ રાજગાદી ભોગવીને, તો કોઇ બંધિખાનું ભોગવીને અથવા દરિદ્રતા ભોગવીને, પણ સૌ કોઇ જવાનું.

( ૧૬૦ )

**સંગી હમારે ચલ ગયે, હમભી જાને હાર;**
**કાગજમે કછુ બાકી હયે, તાસે લાગી બાર.**

મારાં સગાં સ્નેહિઓ જતાં રહ્યાં છે ને મનેભી જવું છે, પણ જન્મોત્રિમાં લખ્યું છે કે થોડીક વાર બાકી છે, તેથી ઢીલ થઇ છે.

( ૧૬૧ )

**કબીર! થોડા જીવના, માંડા બહોત મંડાંન;**
**સબહિ છોડકે ચલ ગયે, રાજા રંક સુલતાન.**

ઓ કબીર! એટલું થોડું જીવવાનું છે, ત્યારે એટલો બધો પસારો શાનો માંડી બેઠોછ? રાજા, ફકીર કે બાદશાહ સૌ કોઇ હાંજ સઘળું છોડીને ચાલ્યા ગયા છે.

( ૧૬૨ )

**કાહે ચુંનાવે મેડિયાં, કરતે દોડા દોડ?**
**ચિઠી આઇ રામકી, ગયે પલકમે છોડ.**

શા માટે, મોટી મોટી હવેલીઓ બંધાવે છે, ને એટલી દોડાદોડી કરી રહયો છે? એક પલકવારમાં ખુદાનો પેગામ આવ્યો, તો એ બધું છોડીને તને તુરત ચાલતું થવું પડશે.

( ૧૬૩ )

**જીન ઘર નોબત બાજતી, હોતે છબીશ રાગ;**
**સો ઘરહિ ખાલી પડે, બેઠન લાગે કાગ.**

જે ઘરમાં નગારાં વાગતાં હતાં, ને છવીસ જાતનાં રાગો ગવાતા હતા, તે ઘરોબી ખાલી થઈ ગયાં છે, ને હવે ત્યાં કાગડાઓ આવીને બેસવા લાગ્યા છે.

( ૧૬૪ )

**જીન ઘર નૌબત બાજતી, મંગલ બાંધે દ્વાર;**
**એક હરિકે નામ બિન, ગયા જનમ સબ હાર.**

જેનાં ઘરમાં નગારા વાગતાં હતાં, ને બારણે તોરણો બંધાતી હતી, યાને જ્યાં બધો દુન્યવી ઠાઠમાઠ હતો, પણ જ્યાં ખુદાનું (એક) નામ લેવાતું ન હતું, તે ઘરનાં લોકો પોતાનો જન્મ બરબાદ કરી ગયાં છે.

( ૧૬૫ )

**કયા કરીયે કયા જોડીયે, થોડે જીવનકે કાજ;**
**છાંડી છાંડી સબ જાત હય, દેહ ગેહ ધન રાજ;**

થોડા દીવસની જીંદગી માટે, કાંય પછાડા મારી પેલું કરૂં, પેલું મેળવું, ફલાણી સગાઈ કરૂં, વગેરે કરી રહયો છે! સઘળું લાંજ છોડી, ધન દોલત રાજપાટ વગેરે મુકી સઉ ચાલ્યાં ગયાં છે.

( ૧૬૬ )

**એક દિન અયસા હોયગા, કોઉ કીસીકા નાહિ;**
**ઘરકી નારી કોણ કહે, તનકી નારી નાહિ.**

એક દીવસ તારો એવો આવશે કે જ્યારે કોઇ તારૂં થવાનું નથી, તારા શરીરની નાડી પણ (ચાલતી બંધ થશે) રહેશે નહિ તો પછી મારી બાયડી પણ કયાં કેહવા જવાનો છે મતલબ કે જ્યાં આ દેહનોજ અંત આવ્યો ત્યાં કોઇબી મનુષ્ય કે ચીજ આપણને કામ લાગતાં નથી.





## જીવવા કરતાં મરવું બેહેતર છે.

( ૧૬૭ )

**જાગો લોકો મત સોવો, ન કરો નિંદસે પ્યાર;**
**જૈસો સ્વપનો રયનકો, એસો એ સંસાર.**

માટે હું કબીર તમોને ચેતવું છું, કે તમો જાગૃત થાઓ ને એશઆરામની ઉંઘમાં પડી ના રહો; કારણકે આ સંસાર તો માત્ર રાતનાં એક સ્વપ્ન જેવો છે, કે જેને આવીને જતાં રહેતાં વાર લાગતી નથી.

( ૧૬૮ )

**ઉંચા ચઢ પુકારીયા, બુમત મારી બહોત;**
**ચેતનહારા ચેતીયા, સિરપે આઇ મોત.**

હું ઉંચે ઉભો રહી, યાને બધાં સાંભળે તેમ કહું છું, કે માથા ઉપર મોત ભમ્યા કરે છે, માટે તેનો કાંઇ વિચાર કરો, ને સમજીને ચેતી જાઓ!

( ૧૬૯ )

**સબ કોઇ મર જાત હય, કાલ જાલકી પાસ;**
**રામ નામ પુકારતાં, કોઇક ઉગરા દાસ.**

એ કાળની જાળમાં સપડાઇને સૌ કોઇ નાશ પામે છે, જે કોઇ માત્ર ખુદાનોજ આશરો લીએ છે, તેજ (તેનો) બંદો સલામત બચી જાય છે.

( ૧૭૦ )

**એક બુંદકે કારને, રોતા સબ સંસાર;**
**અનેક બુંદ ખાલી ગયે, તીનકા કૌન બીચાર.**

એક ટીપાંને ખાતર, દુન્યાનાં લોકો રડવા બેસે છે, પણ એવાં તો અનેક ટીપાંઓ યાને અનેક જન્મો ખાલી ગયા યાને વગર ફોકટના ગયા, તેનો કોણ વિચાર કરે છે?

( ૧૭૧ )

**મરતે મરતે જુગ મુવા, અવસર મુવા ન હોય;**
**દાસ કબીરા યું મુવા, બહોર ન મરના હોય.**

મરતાં મરતાં કાંઇ જુગો ચાલી ગયાં છે, પણ વખત કાંઈ મરતો નથી; પણ હું કબીર જે ખુદાનો બંદો થયો છું તે એવી રીતે મરી ગયો છું કે મને ફરીને મરવાનું રહ્યું નથી.

( ૧૭૨ )

**જો મરનેસે જગ ડરે, સો મેરે મન આનંદ;**
**કબ મરિયે કબ ભેટીયે, પુરન પરમાનંદ.**

જે મરવાથી લોકોને બીક લાગે છે તે મરે મનથી તો આનંદ છે અને હું તો વાટ જોઉંછું કે ક્યારે મરૂં કે પરમાત્માને ભેટું.





# જીવતાં જીવત મરવા વિષે.

( ૧૭૩ )

**મરૂં મરૂં સબ કોઇ કહે, મેરી મરે બલાય;**
**મરના થા સો મર ચુકા, અબ કોન મરેહિ જાય.**

દુન્યામાં સૌ કોઇ કહે છે કે હું તો મરૂં છું, પણ કબીરની બલાએ મરતી નથી, કારણકે જે સઘળું મરવાનું હતું તે મરી ગયું, ત્યારે બાકી રહ્યું શું કે તે મરી જાય!

( ૧૭૪ )

**મન મુવા માયા મુઈ, સંશય મુવા શરીર;**
**અવિનાશી તો ના મરે, તુ કયું મરે કબીર?**

મન મરી ગયું, માયા મરી ગઇ, ને મારા શરીરના વહેમો હતા, તેઓબી મરી ગયા, એવી રીતે જે કાંઇ મરવું જોઇએ તે સર્વ મરી ગયું ; પણ જે અવિનાશી છે યાને જીવ કે જેનો નાશ નથી અને જે ખરેખરનો "હું ( કબીર ) છું" તે કેમ મરી જાય?

( ૧૭૫ )

**જીવત સેં મરનો ભલો, જો મર જાણે કોય;**
**મરને પેહલે જો મરેં, કુલ ઉજીયારા હોય.**

જીવવા કરતાં મરવું બેહેતર છે, પણ તે કેમ મરવું એ જે કોઇ જાણતો હોય ત્યારેજ, અને તે રીતે જે કોઇ મરણ આગમજ મરે, તેને સઘળું અજવાળું થઇ જાય.

( ૧૭૬ )

**મરતેં મરતેં જીગ મુવા, સુત બિત દારા જોય;**
**રામ કબીરા યું મુવા, એક બરાબર હોય.**

મરતાં મરતાં જુગો મરી ગયા; સ્ત્રી પોતાનાં છોકરાંને અને ભરથારને મરણ પામતો જુવે છે, પણ હું કબીર એવી રીતે મરી ગયો છું, કે હું ખુદા સાથે એક થઇ ગયો છું.

( ૧૭૭ )

**ના મુવા ના મર ગયા, નહિં આવે નહિં જાય;**
**એ ચરિત્ર કરતારકા, ઉપજેં ઔર સમાય.**

આત્મા જે પોતે ખરો માણુસ છે, તે કાંઇ મરતો નથી, ને તે કદિબી મરણ પામતો નથી; તે આવતો બી નથી ને જતો એ નથી; પણ તેનું ચરિત્ર એવું છે કે તે જાહેર થઇને પાછો પોતામાંજ સમાઇ જાય છે.

( ૧૭૮ )

**જોય મરે સો જીવ હય, રમતા રામ ન હોય;**
**જન્મ મરનસેં ન્યારા હય, સાહેબ મેરા સોય.**

જે કોઇ મરે છે તે જીવ યાને માણુસનું નીચલું ભાન છે, પણ આત્મા કાંઇ મરતો નથી; તે તો જન્મ–મરણુની પેલી મેર છે યાને તેને મરણ યા જન્મ જેવું કાંઇ નથી.

( ૧૭૯ )

**હરિ મરિ હે, તો હમ હું મરિ હું;**
**હરિ ન મરિ હે, તો હમ કાહે મરિ હું ?**

જો ખુદા મરતો હોય, તો પછી હું (કબીર) બી મરવાનો, પણ જો ખુદાને મરણ જેવું હોયજ નહિ યાને તેને નાશ નથી, તો પછી હું

કેમ મરૂં યાને મારો નાશ કેમ થાય? અર્થાત્, ખુદા હમેંશગીનો છે, ને માણસનો આત્મા તેનોજ ભાગ છે, ત્યારે તે પણ અમર હોવાથી તેને મરણ જેવું કશું નથી.

( ૧૮૦ )

**જબ તક આસ શરીરકી, નિર્ભય ભયા ન જાય;**
**કાયા માયા મન તજે, ચૌપટ રહા બજાય.**

જ્યાં સુધી શરીરનું મમત્વ છે યાને શરીર તે "હું છું" એવો ખ્યાલ રહે છે ત્યાંસુધી કોઈ પણ માણસ નિર્ભય થઈ શકતો નથી, યાને કાળના ભયમાંથી છુટો થતો નથી; જ્યારે મનમાંથી શરીર વિષેની ઈંતેજારી અને જગતની માયાનો વિચાર છુટી જાય, ત્યારે તે માણસને માટે સઘળાં બજારો યાને રસ્તાઓ ખુલ્લા થાય છે, અને પછી તેને કોઇ પણ જાતનો ડર રહેતો નથી.

( ૧૮૧ )

**અજહુ તેરા સબ મિટે, જો જુગ માને હાર;**
**ઘરમે ઝગડા હોત હય, સો ઘર જારહિ દાર.**

જો તું એમ સમજે કે આ સંસારમાં મળતી ફતેહો તો બધી હાર જ છે, તો તારી આ જંજાળોનો છેડો આજેજ આવી જાય; માટે આ તારાં ઘર ( શરીર ) માં જે મારામારી ચાલી રહી છે, તારી ઇંદ્રિયોની ખેંચતાણ થયા કરે છે, તેને તું બાળી નાખ.

( ૧૮૨ )

**અજહુ તેરા સબ મિટે, જો મન રાખે ઠોર;**
**ગમ હો તે સબ છોર દે, અગમ પંથકુ દોર.**

જો તું તારાં મનને સમજાવી સમજાવીને કાબુમાં રાખે, ને તેને શાંત કરે તો તારી બધી જંજાળો આજેજ મટી જાય; માટે જે જે

હદવાળી (નાશવંત) ચિજો છે, તે બધી મુકી દે, ને જે બેહદનો રસ્તો યાને ખુદાને મળવાનો મિનોઈ માર્ગ છે તેનેજ તું પકડી રાખ.

( ૧૮૩ )

**મેં મેરા ઘર જાલ્યા, લિયા પલિતા હાથ;**
**જો ઘર જાલો આપના, તો ચલો હમારે સાથ.**

કબીરજી કહે છે કે, મેં મારૂં ઘર બાળી નાખ્યું ને તેમ કરીને કાળને મારા હાથમાં લીધો તેમ તું જો તારૂં ઘર બાળી નાખતો હોય, તો મારી સાથે ચાલ, યાને તું બી મારી માફક નિર્ભય થઇ જશે.

( ૧૮૪ )

**ઘર જાલે ઘર ઉગરે, ઘર રાખે ઘર જાય;**
**એક અચંબા દેખિયા, મડા કાલકો ખાય.**

જે કોઇ ઘર બાળે, તેનું ઘર બચી જાય; ને જે ઘર રાખે તેનું ઘર જતું રહે; એવું અજાયબ જેવું મેં જોયું છે કે, મુએલો હોય તે કાળને ખાઇ જાય છે. અર્થાત, માણસનું ઘર તે તેનું નિચલું ભાન યાને "હું પણું" છે જે તેને દુનિયવી ચિજો સાથે જોડેલું રાખે છે, એ નિચલાં ભાનને જે કોઈ બાળી નાખે યાને તે મળે નહિ થઇ જાય એવું કરે, ત્યારે તે માણસ ખરાં ઉંચાં ભાનમાં રહી શકે ને ઇશ્વરને પહોંચી શકે, ત્યારે તે કાળને જીતી શકે.

( ૧૮૫ )

**કબીર ! મરતક દેખ કર, મત ધરો વિશ્વાસ;**
**કબહુ જાગે ભુત હોય, કરે પિંડકો નાસ.**

માણસને સાધારણ રીતે મરણ પામેલો જોઇને, તું એમ ધારતો ના કે, તે માણસ ખરેખર મરી ગયો છે; કારણ કે તે ઘણીક વાર જાગૃત થઇને, પિંડનો નાશ કરી નાખે છે.

(૧૮૬)

**મરતક તો તબ જાનીયે, આપા ધરે ઉઠાય;**
**સેહેજ સુંન્યમે ઘર કરે, તાકો કાલ ન ખાય.**

જ્યારે માણુસનું "હુંપણું" નીકળી જાય, ત્યારે જાણવું કે તે ખરેખર મરણ પામ્યો છે; જેનું મન શુન્યની હાલતમાં રહી શકે, યાને જેનાં મનમાંથી ઇંદ્રિયોના વિષયોના વિચારો, આકારો, ખ્યાલો બધા જતા રહ્યા હોય, તેમજ તેનું નિચલું ભાન પણ જતું રહે, ત્યારે તે પેલા ઉંચ (ઇશ્વરી) ભાનમાં જઈ શકે છે ને ત્યારે તેને કાળ ખાઇ શકતો નથી.

(૧૮૭)

**સુલી ઉપર ઘર કરે, બિષ કરે અહાર;**
**તીનકો કાલ કયા કરે, આઠ પહોર હુશિયાર.**

જેઓ પોતાનું ઘર સુલી ઉપરજ રાખે છે, અને જેમનો ખોરાક માત્ર ઝેર હોય છે, અને એવી રીતે જે મોત માટે તૈયારજ હોય છે, તેવા માણુસને કાળ શું કરી શકવાનો હતો?

(૧૮૮)

**સેહેજ સુંન્યમે પાઇયે, જહાં મરજી વહાં મન;**
**કબીર ચુન ચુન લે ગયા, ભીતર રામ રતન.**

મન જ્યારે શુન્ય હાલતમાં રહેતું થયું, ત્યારે માણુસ જ્યાં ગમે ત્યાં જઇ શકે છે, ત્યારે તે જાણે છે કે આ શરીર તે "હું નથી." કબીર કહે છે કે મેં મારાં મનને, દુનિયાની બધી ચિન્હોમાંથી તેરવી કાઢીને એવું બનાવ્યું છે, કે તે હવે ખુદામાંજ જઇને રહેછે.

(૧૮૯)

**ફુલ થે સો ગિર પડે, ચરન કમલસે દુર;**
**કલીયોંકી ગત અગમ હય, તાતે રામ હજુર.**

જયારે ફુલ બાહેરથી તદન ખીલીને પાકું થાય છે, ત્યારે તે કમળનાં પગ આગળથી યાને પોતાનાં મૂળથી દુર થઇ જાય છે, પણ કળીઓનું ખીલવું બેમાલુમ હોય છે યાને તેઓ અંદરથી ખીલે છે, અને તેથી તેઓ ખુદાની પાસેજ હોય છે. અર્થાત દુનયવી ચિજોમાં મોટાઇ છે એવું માની, જેઓ બાહેરથી (ફુલાઇને) મોટા થાય છે, તેઓ ખુદાથી દુરજ થતા જાય છે પણ કળીઓની પેઠે જેઓ અંદરથી ખીલતા જાય છે યાને જેઓ પોતાનું અંતઃકરણ શુદ્ધ કરતા જાય છે, તેઓ ખુદાની વધુ નજદીક રહેતા થાય છે.

(૧૯૦)

**પાંચ ઇંદ્રિ છઠ્ઠા મન, સત સંગત સુચંત;**
**કહે કબિર જમ કયા કરે, જો સાતો ગાંઠ નિચંત**

જયારે પાંચે ઇંદ્રિયો અને મન નિરંતર સત્યનેજ પકડી બેસે, યાને ઇંદ્રિયો વિષયો શોધતી બંધ પડે, મન દુનયવી વિચારો કરતું અટકે, અને એવી રીતે જેનાં બાહેર જવાના સાતે રસ્તા બંધ પડયા, તે માણુસને જમ શું કરવાનો હતો?



૬



# સંસારમાં ખરૂં સુખ છેજ નહિ.

(૧૯૧)

**જલતી આઈ વાદલી, બરખન લાગા અંગાર;**
**ઉઠ કબીરા દોર જા, દાઝત હય સંસાર.**

બળતું વાદળ આવ્યું છે ને તે માંહેથી અગ્નિનો વરસાદ પડવા લાગ્યો છે, જેથી સંસારના બધાં લોકો દાઝી મરે છે, માટે ઓ કબીર ! તું ઉઠ ને તેઓની મદદે દોડી જા.

(૧૯૨)

**સંસાર સારા સબ દુઃખી, ખાવે ઓર રોવે;**
**દાસ કબીરા શું દુઃખી, ગાવે ઓર રોવે.**

સંસારનાં બધાં લોકો એક બાજુએ ખાતાં–પીતાં જાય છે, ને બીજી ગમ રડતાં જાય છે. જેથી હું કબીર (ખુદાનો દાસ) દુઃખી થાઉં છું ને ખુદાની ભક્તિ કરી માંગું છું કે તેઓનાં દુઃખનું નીવારણું થાય.

(૧૯૩)

**સુખિયા ઢુંડત મેં ફિરૂં, સુખિયા મિલે ન કોય;**
**જેકે આગે દુઃખ કહું, સો પહેલા ઉઠ રોય.**

કોઇક સુખીયો મળે, એવું હું શોધતો કરૂં છું, પણ નેમ કોઇ સુખી હોય એવો માણસ મળતો નથી, કારણકે

જેની પાસે દુઃખની વાત કરૂંછું, કે તે પહેલાં પોતાનું દુઃખ રડવા બેસે છે.

(૧૯૪)

**જે કો આગે એક કહું, સો કહે એકબિસ;**
**એકહિસે મેં દાઝયા, તો કહાં કાઢું બિસ.**

જેને એક દુઃખની વાત કહું છું, તો તે પોતાનાં એકવિશ યાને અનેક દુઃખો મને કહી સમજાવે છે, પણ જ્યારે એક દુઃખથી, કબીરજી કહે છે કે, હું એટલો દાઝી ગયો, તો તેનાં અનેક દુઃખો કેમ કાઢું ?

(૧૯૫)

**બાસુર સુખ ન રૈન સુખ, ન સુખ ધુંપ ન છાંય;**
**કે સુખ શરણે રામકે, કે સુખ સંતો માંય.**

આ સંસારમાં તો નથી દિવસે સુખ, કે નથી રાત્રે; નથી સુખ તડકામાં, કે નથી છાંયડે. સુખ કેથે મળતું નથી; **સુખ** ખરૂં, ખુદાને તન મન અર્પણ કરવામાં હોય છે, કે સાધુસંત પુરૂષના સમાગમમાં સુખ મળે છે.

(૧૯૬)

**સ્વર્ગ મૃત્યુ પાતાલમે, પૂર તિન સુખ નાંય;**
**સુખ સાહેબકે ભજનમેં, ઓર સંતનકે માંય.**

સ્વર્ગ, પાતાલ અને મૃત્યુ લોક યાને આપણી ખાકી દુનિયા, એ ત્રણેમાં પૂરૂં સુખ નથી મળતું; **પૂરૂં** સુખ ખુદાનું ભજન કરવામાં છે, કે સાધુ પુરૂષોમાં રહેલું છે.

(૧૯૭)

**સંપત્ત દેખ નવ હરખિયે, વિપત્ત દેખ મત રોય;**
**સંપત્ત હુય તહાં બિપત હુય, કર્તા કરે સો હોય.**

ધન, દોલત જોઇને તું ના હરખા, અને દરિદ્રતા યાને ગરીબાઇ જોઇને તું વિલાપ ના કર; કારણકે જ્યાં દુનિયવી સંપત્તિઓ છે, ત્યાં પણ દુઃખ હાજર છેજ, કારણકે એ બધું ખોદાની મરજી પ્રમાણે યાને તેના કાયદા મુજબ થયા કરતું હોય છે.

(૧૯૮)

**લક્ષ્મી કહે મેં નિત નવી, કીસકી ન પૂરી આસ;**
**કિતને સિંહાસન ચઢ ચલે, કિતને ગયે નિરાસ.**

લક્ષ્મી (દેવી) કહે છે કે, હું તો રોજ નવીજ કહેવાઉંછું, મારેથી કોઇનીબી આશા પૂરેપૂરી બર લાવી શકાતી નથી, કારણકે હું હંમેશાં પાસે રહી શકતી નથી; ઘણાં લોકોએ મારેથી રાજગાદી મેળવી છે, પણ આખરે તે છોડીને ચાલ્યાં ગયાં છે, ને ઘણાંકો બિચારાં નિરાશ થઇને મરણ પામ્યાં છે.

(૧૯૯)

**સંપત્ત તો હરિ મિલન, બિપત્ત રામ બિયોગ;**
**સંપત્ત બિપત્ત રામ કહા, આંન કહે સબ લોગ.**

કબીરજી કહે છે કે, ખરી સંપત્તિ, તે ખુદાને મળવામાં છે, ને ખરૂં દુઃખ તેનાંથી દુર રહેવામાંજ છે. મારી (કબીરની) સંપત્તિ અને વિપત્તિ ખુદાજ છે, યાને સુખ-દુખ, હું તો ખોદામાંજ રહેલું સમજું છું, જ્યારે દુનિયાનાં લોકો કોઇ બીજી ચીજોમાં સુખ-દુખ રહેલાં છે, એવું માને છે.

(૨૦૦)

**હમ જાન થે ખાયગે, બહુત જમા કિયો માલ;**
**જ્યુંકા ત્યું રહે ગયા, પકડ ગયા બે કાલ.**

મેં તો જાણ્યું કે ઘણી સરખી માલમતા એકઠી કરીશ તે પછી બેઠો બેઠો ખાઇશ પણ કાળે આવીને મને તો પકડી લીધો એટલે તે બધું જેમનું તેમ રહી ગયું—

(૨૦૧

**ધન ઐસા સાચિયે, જો ધન આગે હોય;**
**મુંઠ માંથે ગાંઠરી, જાત ન દેખા કોય.**

માટે કબીરજી કહે છે કે, તું એવું ધન મેળવ કે જે હમેશાં સચવાઇ રહે ને જે તારી આગળ આગળ ચાલતું રહે; કારણકે દુનિયવી માલમત્તાની ગાંસડી કોઇ મુર્ખ માથે ઉપાડીને ગયો હોય, એવું કોઇએ દીઠું નથી.

(૨૦૨)

**સબ રસાયન મેં કરી, હરિસા ઓર ન કોય;**
**રતી એક ઘટમેં સંચરે, સબ તન કંચન હોય.**

મેં બધી જાતનાં રસાયણ કરી જોયાં, ઇંદ્રીયોના વિષયો તપાસ્યાં, સંસારી દરેક બાબદ કરી જોઇ, અને એવી રીતે દુનિયાની હરેક ચીજ મેં બારીકીથી તપાસી તો મને માલમ પડ્યું કે ખુદા જેવું બીજું કાંઇ નથી; એક રતીભાર બી જો ખુદા દીલમાં આવી જાય, તો તે માણુસ બધો સોનાનો થઇ જાય, યાને તેને બધું સુખ મળી જાય.

(૨૦૩)

**રહેતા હું કહે જાત હું, સુનતા હય સબ કોય;**
**રામ કહે ભલ હોયગી, નહિંતો ભલા ન હોય.**

માટે હું જે કહું છું ને જે શિક્ષણ મુકી જાઉં છું તે તમો સૌ કોઈ ધ્યાનથી સાંભળજો; તે એ છે કે ખુદાનું નામ લેવાથીજ કલ્યાણ

થશે, નહિ તો કદિ ભલું થવાનું નથી, યાને દુનિયવી ચીજોથી ખરૂં સુખ હાંસલ થવાનું નથી.

( ૨૦૪ )

**સુમરનસે સુખ હોત હય, સુમરનસે દુઃખ જાય;**
**કહે કબીર સુમરન કિયે, સ્વામી માંહિ સમાય.**

ખુદાનું સ્મરણ કરવાથીજ માણસને સુખ પ્રાપ્ત થાય છે, અને સ્મરણથીજ તેનું દુઃખ દુર થઇ જાય છે; અને હું કબીર કહું છું કે સ્મરણ કરવાથીજ ખુદાનો વાસો આપણામાં થાય છે, અને ખુદાને મળી શકાય છે.

( ૨૦૫ )

**કહે કબીર પુકારકે, એ લેવો વ્યવહાર;**
**રામ નામ જાને બિનાં, બુડી મુવા સંસાર.**

હું કબીર પોકાર કરી સઉને ચેતવુંછું તે વાત જરૂર યાદ રાખવી કે, ખુદાનું નામ શું છે તે જો કોઇ જાણે નહિ તે સંસારમાં ડુબીજ મરવાનો.

( ૨૦૬ )

**ભુપ દુખી અબધુ દુખી, દુખી રંક બિપરીત;**
**કહે કબીર એ સબ દુખી, સુખી સંત મન જીત.**

રાજાબી દુખી ને રૈયતબી દુખી અને એવી રીતે ગરીબ-તવંગર સઉ એકસરખા દુખીજ હોય છે, માત્ર જેણે પોતાને મનને જીત્યું તે માણસજ ખરો સુખી છે.





# સ્મરણ.

## ખુદાનાં નામનો જપ કરવા વિષે.

( ૨૦૭ )

**કબીર, સુમરન સાર હય, ઓર સકલ જંજાલ,**
**આદી અંત સબ શોધીયા, દુજા દીસે કાલ.**

કબીરજી કહે છે કે, ખુદાનું નામ નિરંતર યાદ કર્યા કરવું, તેમાંજ માણુસને ફાયદો છે. એ સિવાયનાં બીજાં બધાં કામો કરવાં, તે ફોકટની મહેનત છે; કારણકે, તેવણુ કહે છે કે, બીજાં કામોની શરૂઆતથી છેક છેડા સુધી યાને પરિણામ સુધી મેં તપાસ કીધી, તો મને માલમ પડયું છે કે તેઓ નાશવંત છે યાને હંમેશ ટકનારાં નથી. ખુદાનું (નામ) સ્મરણ આપણું ફરી ફરીને જનમવા—મરવાનું નિવારે છે, બાકી બીજાં બધાં કામો નવાં કારણો ઉપજાવી માણુસને પાછાં જંજાળમાં નાખનારાં છે.

( ૨૦૮ )

**કબીર ! નિજ સુખ રામ હય, દુજા દુઃખ અપાર;**
**મનસા વાચા કર્મનાં, નિશ્ચય સુમરન સાર.**

રામ ( ખુદા ) ને મળવામાંજ આપણુને ખરૂં સુખ છે, અને ઇંદ્રિયોથી ભોગવાતું હરકોઇ સુખ મેળવવામાં આપણુને અંતે બેશુમાર દુઃખ છે. જગતની સલામતી અને આબાદાનીમાં

કાંઇ નુકશાન ન થાય, એવા પવિત્ર વિચાર, વાચા અને કાર્ય કરવા સાથેજ, ખુદાની યાદ નિરંતર કરવી તેજ ખરેખરૂં સ્મરણ છે.

( ૨૦૯ )

**રામ નામકે લેત હિ, હોત પાપકા નાશ;**
**જૈસી ચન્ગિ અગ્નકી, પડી પુરાને ઘાસ.**

જેમ અગ્નિની ઝીણી ચિંગારી સુકાં ઘાસમાં પડે તો તેને બાળી નાંખે છે, તેમજ રામનું નાનું જેવું નામ આપણાં સઘળાં પાપોનાં નાશ કરી નાંખે છે.

( ૨૧૦ )

**નામ જો રતી એક હય, પાપ જો રતી હજાર;**
**એક રતી ઘટ સંચરે, જાર કરે સબ છાર.**

રામનું નામ જોકે એક રતિ ભાર જેવું નાનું જણાય છે, અને પાપો જો હજારો રતિ જેટલાં હોય તે છતાં એક રતિ જેટલું એ ભિનવજન નામ, જેનાં હૈયાંમાં પસરી ગયું, અને જેને તે નામ નિરંતર યાદ આવ્યા કરે તો તેનાં સર્વ પાપોને બાળી જાળી નાખશે. સારાંશ કે, રામ વાસના યાને ખુદાને મળવાની ઇચ્છા, બીજી સર્વ વિષય વાસનાઓને મારી હટાવે છે.

( ૨૧૧ )

**રામ નામકી ઔષધી, સદ્‌ગુરૂ દિયે બતાય;**
**ઔષધ ખાઇ પચી રહે, તાકે બેદન જાય.**

ખુદાનું નામ યાદ કરવાની દવા છે તે સદ્‌ગુરૂ જ બતાવશે, અને તે દવા ખાધાથી જેને પચી ગઈ, તો તેનાં સર્વ દુઃખો

મટી જશે. સારાંશ કે, ખુદાનું નામ યાદ કરવાની રીતો ઘણી ઘણી છે, તેમાંની લાગુ પડતી કોઈ એક, ખુદાની ભેટ કરાવી જાણનાર ગુરૂ, ચેલાનો અમૂક અધિકાર જોઇને, ચેલાને શીખવે ને તે રીતે નામ લેવામાં ચેલો પ્રવિણ થાય તો તેની સર્વ વેદનાઓ જતી રહે; યાને સચિંત અને ક્રિયામાન કર્મો નાશ પામવાને લીધે તેઓ તરફથી આવનારી વેદનાઓ આવે નહિ, અને પ્રારબ્ધ કર્મો તરફથી આવનારી વેદનાઓ, તેનાં શરીર સંસાર પરજ લાગુ પડે, પણ તેનાં મનને દુ:ખવી નહિ શકે.

( ૨૧૨ )

**સબ મંત્રકા બીજ હુય, રામ નામ તત્સાર;**
**જે કો જન હિરદેં ધરેં, સો જન ઉતરે પાર.**

રામનું નામ, બધાં મંત્રોનું બીજ છે, જેમાંથી બધાં મંત્રો નિકળ્યાં છે; અને તેથી, જે કોઇ એ નામને નિરંતર હૈયાંમાં પકડી રાખે, તે પેલી પાર ઉતરી જાય. સારાંશ કે, ખુદાનાં નામમાંથીજ સર્વ મંત્રો અને ભણતર ઉપજાવેલાં છે, ત્યારે તે નામનેજ જે કોઇ પકડી રાખે તો તેનાંથી બધાં મંત્રોનાં ફળો ઉપજાવી શકાય, એવું એ, અદ્ભુત અસરો ઉપજાવનારૂં નામ, જેનાં મનમાં પોતાની મેળે નિરંતર યાદ આવ્યા કરતું થઇ જાય, તે ફરી ફરીથી જન્મ મરણ આપનારા આ ભવસાગરને પેલે પાર પહોંચી જાય.

( ૨૧૩ )

**રામ કહો મન વશ કરો, એહિ બડા હય અર્થ;**
**કાહેક પઢ પઢ મરોં, કૌતહિ જ્ઞાન ગ્રંહર્થ?**

શાસ્ત્રનાં અસંખ્ય ગ્રંથો ( માત્ર મોઢેથી ) શીખી શીખીને અમથા કાંય હેરાન થાઓ છો? "રામ રામ" ( ખુદા ખુદા ) બોલ્યા કરો; વમાસ્યા ( વિચાર્યા ) કરો, અને મનમાં ઇંદ્રિયોની મોજમજાહના વિચારો, લાગણીઓ, ઇચ્છાઓ, જુસ્સાઓ તથા આકારો ઉપજવા ના દેઓ; ધર્મશાસ્ત્રની મૂળ મતલબ—સૌથી મોટી મતલબ એજ છે.





# નામ-સ્મરણમાં બધું સમાઇ જાય છે.

(૨૧૪)

**નામ લિયા ઉને સબ કિયા, સબ શાસ્ત્રકા ભેદ;**
**બિના નામ નર્કે ગયે, પઢ પઢ ચારો બેદ.**

જેણે ખુદાનાં નામની જપ (સ્મરણ) કીધી તેણે સઘળું જોઇતું કીધું, તથા તે સઘળાં શાસ્ત્રોનાં ભેદ પામ્યો. પણ એ ખુદાનું નામ જપવા વિના ફક્ત ચારો વેદ ભણ્યા કીધા, તેઓ આખરે નર્કે ગયા છે. સારાંશ કે, જે ખુદાનાં નામનો જપ કર્યા કરે, તેણે ધર્મની બધી ક્રિયાઓ કીધેલી ગણાય; તેણે ધર્મની બધી આજ્ઞાઓ પાળેલી ગણાય, તેણે ધર્મને લગતાં બધાં શાસ્ત્રો આવડી જાય, ને તેઓના છુપા ભેદો પણ તે પામી જાય. એથી ઉલટું કરે, એટલે કે જે કોઇ ખુદાનાં નામનો જપ કરે નહિ, ને શાસ્ત્ર માત્રજ ભણ્યાં કરે, ને તે શાસ્ત્રો (ચાર વેદો) બી શિખી જાય, તોપણ ઘણીવાર નર્કે જાય; કારણ કે ધર્મ શાસ્ત્રનો ફક્ત મોઢેનો અભ્યાસ કરવાથી, મન વશ થતું નથી, અને મનની વાસનાઓ અનામત રહી જવાથી પાપો કરાય છે, અને પાપથી નર્કનું દુઃખ ખમવું પડે છે.

(૨૧૫)

**એકહિ શબ્દમે સબહિ કહા, સબહિ અર્થ બિચાર;**
**ભજીયે કેવલ રામકો, તજીયે બિષય બિકાર.**

તને એક વાત કહી, તેમાં શાસ્ત્રની બધી વાતો આવી ગઇ, બધી મતલબ સમાઇ ગઈ, ને બધા વિચારો આવી ગયા, તે, એ વાત છે જે માત્ર ખુદાનું ભજન કર્યા કરવું અને એ ભજનની સાથે સાથે, ઇંદ્રિયોની મજાહ તજીને રહેવું—પુરેપુરી તજીને રહેવું.

(૨૧૬)

**કબીર! હરિકે નામસે, કોટ બિઘ્ન ટલ જાય,**
**રાઈ સમાન બસુદરા, કેતેક કાષ્ટ જલાય.**

રાઇનાં જેટલી અગ્નિની ઝીણી ચિંગારી, જેટલાં લાકડાંનો જથ્થો હોય, તેટલાં બધાંને બાળી નાંખે છે, તેજ રીતે હરિનાં નામથી, યાને ખુદાનાં નામના જપ વડે, કરોડો વિઘ્નો એટલે (પાપો અને તેથી આવતાં દુઃખો) સર્વ મટી જશે. સારાંશ કે, ખુદાનાં નામમાં મનને લગાડ્યાથી તે પાપો કરતું અટકે છે અને ધીમે ધીમે તેના બધા દુર્ગુણો નિકળી જઇ મન પવિત્ર થઇ જાય છે.





# ખુદાનાં નામની ઉત્તમ અસર.

(૨૧૭)

**સુખમે સુમરન ના કરે, દુ:ખમે કરે સબ કોય;**
**સુખમે જો સુમરન કરે, તો દુ:ખ કહાં કે હોય?**

સુખમાં ખુદાની યાદ કોઇ કરતું નથી, ને દુ:ખમાં સૌ તેને યાદ કરે છે, પણ લોકો જો સુખમાં તેને યાદ કરતાં હતે, ને તેની આજ્ઞા, જે ધર્મશાસ્ત્રમાં અપાઇ છે, તે મુજબ ચાલતાં હતે, તો તેઓને દુ:ખ આવતેજ કયાંથી?

(૨૧૮)

**સુખમે સુમરન ના કરે, દુ:ખમે કરે જો યાદ;**
**કહે કબીર તા દાસકી, કોન સુને ફરિયાદ?**

સુખમાં ખુદાને યાદ ન કરે, અને દુ:ખમાં તેની મદદ માંગે, એવા અરજદારની અરજ કોણ સાંભળે? સારાંશ કે, આપણી સુખી હાલતમાં, ખુદાને ભુલી જઇ, બીજાંને નુકસાન થાય એવાં કામો કર્યે, તો કુદરતનાં કર્મના કાયદા મુજબ વળતાં દુ:ખો આપણુને આવે તો, તે આપણુને ભોગવવાંજ પડે.

(૨૧૯)

**બિપત્ત ભલી હરી નામ લેત, કાયા કસોટી દુ:ખ;**
**રામ બીનાં કિસ કામકી, માયા સંપત સુખ?**

જ્યારે દુ:ખ આવી પડે છે ત્યારેજ શરીરની કસોટી યાને પરિક્ષા થાય છે, અને માણુસને દુ:ખજ ભલું છે, કારણકે ત્યારેજ તે ખુદાને

હર પળે "ઓ ખુદા ખુદા" કરીને યાદ કરે છે. ખુદા નહિ મળે ને તેને બદલે દુનિયાની બધી સંપત્તિઓ ને સુખો મળે, તેઓ માણસને અંતે શું કામ આવવાનાં છે?

(૨૨૦)

**હરિ સુમરન કોઢી ભલા, ગલી ગલી પડે ચામ;**
**કંચન દેહ જલાય દે, જો નહિ ભજે હરિ નામ.**

શરીરને દુઃખ થઇને તેનું ચામડું નિકળી પડતું હોય, છતાં જો ખુદાની યાદ થઈ શકતી હોય તો તે ભલું, પણ શરીર સોના–રૂપાંમાં લોટતું હોય, ને તેનાં તેમ લોટવાથી જો ખુદાની યાદ બની આવતી ન હોય તો એવાં તારાં સોના જેવા દેહને બાળી નાંખ યાને તે નાશ પામી જાય તો ઘણું સારૂં—સારાંશ કે, તવંગરી સાથે ખુદાની વિસરફામ રહે, તે કરતાં શરીર કંગાળ હોવા છતાં, ખુદાની યાદ મનમાં રહે, તે વધુ પસંદ કરવા જોગ છે.

(૨૨૧)

**જા ઘર સંત ના સેવિયા, હરિકો સુમરન નાહે;**
**સો ઘર મરહટ સરિખા, ભુત બસોં તા માંહે.**

જે ઘરમાં સંતો યાને ખુદાને પિછાણુનારા સાધુ પુરૂષોની સેવા કરવામાં આવતી નથી અને જ્યાં ખુદાની યાદ થતી નથી, તે ઘરો સ્મશાન સરખાંજ છે અને ત્યાં ભુત–પલિદનોજ વાસો હોય છે.

(૨૨૨)

**રામ નામ તો રતન હય, જીવ જતન કરી રાખ;**
**જબ પડેગી સંકટી, તબ રાખે રઘુનાથ.**

રામ નામ તો એક હિરો યાને અમુલ્ય રત્ન છે, તેને તું તારા જીવની પેઠે સાચવીને રાખ, કે જે વખતે તને દુઃખ આવી પડે ત્યારે, ખુદા તુંને બચાવી લે.

(૨૨૩)

**જબ જાગે તબ રામ જપ, સોવત રામ સંભાર;**
**ઉઠત બેઠત આતમાં, ચાલતહિ રામ ચિતાર.**

ઉંઘમાંથી જાગૃત થતાં જ રામનું નામ લે, સુતી વેળાએ પણ ખુદાને યાદ કરીને જ સુઇ જા; અને એવી રીતે ઉઠતાં, બેસતાં, યાને હરેક કામો કરતી વેળાએ, તેનું (ખુદાનું)જ નામ તારાં મનમાં ચિતાર્યા કર યાને તારૂં મન ખુદામાંજ ગુથાયલું રાખ.

(૨૨૪)

**જીતને તારે ગગનમેં, ઇતને શત્રુ હોય;**
**કૃપા હુય શ્રી રામકી, તો બાલ ન વાંકો હોય.**

આસમાન પર જેટલા તારા છે, તેટલા પણ જો તારા શત્રુઓ હોય, પણ જો તારાં મનમાં ખુદા હોય તો તેનાં જોરે, તારા એક બાલને પણ કોઇ ઇજા કરી શકનાર નથી.

(૨૨૫)

**જો કોઇ સુમરન અંગકો, પાઠ કરે મન લાય;**
**ભક્તિ જ્ઞાન મન ઉપજે, કહે કબીર સમજાય.**

જે કોઇ સ્મરણ કરવાનાં મંત્રો મોઢે કરી તે ઉપર મનન કરે, તો, હું કબીર કહું છું કે, ખુદાની ભક્તિ કેમ કરવી તેનું જ્ઞાન તે માણસનાં મનમાં આવી જાય.

(૨૨૬)

**જપ તપ સંયમ સાધના, સબ સુમરન કે માંહિ;**
**કબીર જાને યા રામજન, સુમરન સમ કછુ નાહિ.**

જપ કરવી, તપસ્યા કરવી, યોગ કરવો એ સૌ સ્મરણની અંદરજ આવી જાય છે, તેથી સ્મરણ જેવું બીજું કશું એ

નથી, એવું હું (કબીર) સમજું છું અને જે કોઇ ખુદાનો બંદો છે તે જાણે છે.

(૨૨૭)

**સહકામી સુમરન કરે, પાવે ઉત્તમ ધામ;**
**નિષ્કામી સુમરન કરે, પાવે અવિચલ રામ.**

પોતાને માટે કાંઇક સારા બદલાની આશા રાખીને કોઇ સ્મરણ કરે, તો તેને તે સુખ મળે; સ્વર્ગ મળવાની ઇચ્છા રાખી જે કોઈ સ્મરણ કરે, તેને સ્વર્ગ મળે; પણ જે કોઈ, ઇચ્છા રહિત યાને પોતા માટે કાંઇ પણ ચિજ કે સુખ માંગ્યા વગર, સ્મરણ કરવું એ પોતાની ફરજ છે એવું સમજીને માત્ર ખુદાના પ્રેમ અર્થેજ જે સ્મરણ કરે તે માણસ ખુદાને પામે, જે હંમેશગીનો હોવાથી તેને સદાકાળનું સુખ મળી જાય.





# ખુદા બાહેર નથી, તારી અંદરજ છે.

(૨૨૮)

**પથ્થર પુંજે હરિ મિલે, તો મેં પુજું ગિરિરાય;**
**સબસેં તો ચક્કિ ભલી, પિસ પિસ કે ખાય.**

કબીરજી કહે છે કે:— જો પથ્થર પુજવાથી ખોદા મળતો હોય, તો હું આખો ગિરનારનો પહાડજ પુંજું. પણ સૌ કરતાં ઘંટી (પુંજી) હોય તો કેવું સરસ, કે તેથી દળીને લોટ બી ખાવા મળે!

(૨૨૯)

**દેહિ નિરંતર દેહરા, તામેં પ્રત્યક્ષ દેવ;**
**રામ નામ સુમરન કરો, કહાં પથ્થરકી સેવ.**

તારૂં શરીર એજ તારૂં દેવળ છે ને તેમાંજ ખરેખરો દેવ યાને ખુદા બેઠેલો છે, તેનું સ્મરણ કર્યા કર. બાકી પથ્થરની પુંજા કરવાથી યાને બાહેરનો દેખાવ કરવાથી તારૂં શું વળવાનું?

(૨૩૦)

**પથ્થર મુંખ ના બોલહિ, જો શિર ડારો કુટ;**
**રામ નામ સુમરન કરો, દુજા સબહિ જુઠ.**

ગમે માથું કુટીને મરિયે, તોબી પથ્થર કાંઇ મુખમાંથી બોલવાનો છે! માટે તું રામ નામ જપ્યા કર, બાકી બીજું બધું કરવાનું મૂકી દે.

( ૨૩૧ )

**કુબુધ્ધિકો સુઝે નહિં, ઉઠ ઉઠ દેવલ જાય;**
**દિલ દેહરાકી ખબર નહિ, પથ્થર તે કહાં પાય?**

જેઓને ખરી સમજ નથી તેઓજ દોડતા દોડતા દેવળમાં જાયછે; માણસનું દિલ તેજ પરમેશ્વરનું રહેવાનું દેવળ છે. એ વાતની તેઓને ખબર ન હોવાથી, બિચારા, પથ્થરનાં બાંધેલાં દેવળમાં ખુદાને શોધવા જાય છે, તો ખોદા તેઓને કેમ મળે?

( ૨૩૨ )

**પથ્થર પાની પુંજ કર, પચ પચ મુવા સંસાર;**
**ભેદ નિરાલા રહે ગયા, કોઇ બિરલા હુવા પાર.**

પથ્થર અને પાણી પુજી પુજીને, યાને એવા માત્ર બાહેરના દેખાવે કરી કરીને, સંસારનાં બધાં લોકો દુખી મુવાં છે; જયારે ખુદાનો ભેદ તો બાજેજ છે, જે વાત કોઇ વિરલો પુરૂષજ જાણે છે અને તેથી તે સમજીને ખરો રસ્તો પકડીને પાર થઇ જાય છે.

( ૨૩૩ )

**મક્કે મદિનેમેં ગયા, વહાંભી હરકા નામ;**
**મેં તુંજ પુછું હે સખી, કિન દેખા કિસ ઠામ?**

મક્કા મદિનામાં ગયા તો ત્યાંભી ખુદાનું નામ તો છેજ પણ (મુસલ્લમીન ધર્મવાળાઓને કબીરજી કહે છે કે) ઓ મારી બેન, તું મને દેખાડ કે કયે ઠેકાણે, મક્કા મદિનામાં તેં ખુદાને દીઠો? અર્થાત્, કબીરજીનું કહેવું એ છે કે ખુદા આપણાથી બાહેર નથી, પણ આપણી અંદરજ તે રહેલો છે.





# સ્મરણ કેમ કરવું?

( ૨૩૪ )

**રામ નામ સબ કોઇ કહે, ઠગ ઠાકોર ઓર ચોર;**
**ધૃવ પ્રૃહલાદ સબ તર ગયે, એહિ નામ કછુ ઓર.**

રામનું નામ તો ઠગારા, લુંટારા, યાને દુનિયાના બુરા ભલા સૌ કોઇ લોક ( મોઢેથી ) લે છે, પણ જે સ્મરણ યાને જપ વડે, ધૃવ, પ્રહ્લાદ અને એવા ( મોટા થઇ ગયલા ) નરો, ઇશ્વરને પહોંચી ગયા, તે સ્મરણ કાંઇ જુદીજ તરેહનું છે.

( ૨૩૫ )

**સુધ્ધ બિન સુમરન નહિ, ભાવ બિન ભજન ન હોય;**
**પારસ બિચ પરદા રહા, કયું લોહા કંચન હોય?**

મન શુદ્ધ ( નિર્મળ ) થયા વગર ખુદાની યાદ ( સ્મરણ ) થઇ શકતી નથી; હૈયાંનાં હેત વગર ભક્તિ થઇ શકતી નથી. જેમ પારસમણિ અને લોઢાંની વચ્ચે બીજી કોઇ ચીજ આડી પડેલી હોય તો લોઢાંનું સોનું થઇ શકતું નથી, તેમજ હેત ખુદા પર લાગેલું નહિ હોય, અને દુનિયવી ચિજો ઉપરજ હોય, અને મનમાં તે ચિજોના ખ્યાલો આવ્યા કરે, તો ખુદાનું ભજન કેમ થાય, ને ખુદા કેમ દેખાય?

( ૨૩૬ )

**સુમરન સિધ્ધિ યું કરો, જયું ધાધર પનિહાર;**
**હાલે ચાલે સુરતમે, કહે કબીર બીચાર.**

માથે પાણીનો ઘડો મુકીને, છુટે હાથ ચાલતી અને વાતો કરતી જવા છતાં, પનિયારણ (સ્ત્રી) નું ધ્યાન તો ઘડામાંજ લાગેલું હોય છે, તેમ સ્મરણ કરતી વેળાએ મન ખુદા તરફજ લાગેલું રહે, એવું સ્મરણ કરતાં તું શીખ.

( ૨૩૭ )

સુમરન સિદ્ધિ યું કરો, જેસે દામ કંગાલ;
કહે કબીર બિસરે નહિ, પલ પલ લેત સંભાળ.

જેમ એક કંજુસ માણુસ પૈસાને પૂંજે છે, અને તેને એક ઘડી પણ યાદ કર્યા વગર રહેતો નથી, તેમ ખુદાનું સ્મરણ એવું કર કે તારા મનમાંથી ખુદા એક પળ વાર પણ ભૂલાય નહિ.





# સ્મરણ કરવાની ખરી રીત.

( ૨૩૮ )

**જૈસી નેયત હરામ પે, ઐસી હરસેં હોય;**
**ચલા જાવે વૈકુન્ઠમે, પલ્લા ન પકરે કોય.**

કોઇ હરામની ચીજ ઉપર મન જેવું લાગી જાય છે, તેવું ઈશ્વર તરફ મન લાગી જાય, તો તે માણસને ખુદાની મુલાકાત થાય, અને તેમાં કોઇ (દૈત્ય કે ફરેસ્તા)થી પણ અટકાવ નાંખી શકાય નહિં.

( ૨૩૯ )

**બાહેર કયા દિખલાઇગે, અંતર કહીએ રામ?**
**નહિ મામલા ખલ્કસોં, પડા ધનિસેં કામ.**

બાહેરનો ફોકટ દેખાવ શું કામ કરે છે? તારાં હૈયાંમાં ખુદાનું નામ લેતો રહે, તને દુનિયા અને તેના લોકો સાથે કામ નથી, પણ જે ધણી (ખુદા) તારાં હૈયાંમાં બેઠેલો છે તેની સાથેજ કામ છે.

( ૨૪૦ )

**માલા તો કરમે ફિરે, જીભ ફિરે મુખ માંહિ;**
**મનવા તો ચૌ દિશ, ઐસો સુમરન નાહિ.**

હાથમાં માલા (તસ્બીર) ફર્યા કરે, ને મોઢાંમાં "ખુદા ખુદા" થયા કરે, પણ જો મન ખુદામાં લાગે નહિ, અને દુનિયાની અનેક ચિજો તરફ વારા ફરતું દોડયા કરે, તો એવી યાદ (સ્મરણ) ખુદાની મુલાકાત કરાવે, તેવી કાર્યસાધક ગણાય નહિ.

( ૨૪૧ )

**સુમરન એસો કિજીયે, ખરે નિશાને ચોટ;**
**સુમરન એસો કિજીયે, હલે નાહિં જીભ હોઠ.**

સ્મરણ તો એવું કરીએ, કે જેમ તીર જઇને બરાબર નિશાને યાને ટાંકેલી ચિજપર ચોંટી જાય, તેમ મન જઇને ખુદા પર લાગી જાય. સ્મરણ એવું કરવું કે જીભ ને હોઠ હિલે નહિ, પણ મન ખુદા પર લાગી રહે, ત્યારેજ તે ખરૂં સ્મરણ કહેવાય.

( ૨૪૨ )

**હોઠ કંઠ હાલે નહિ, જીભ્યા ન નામ ઉચ્ચાર;**
**ગુપ્ત સુમરન જો બેલે, સોહિ હંસ હમાર.**

હોઠ તથા ગળું પણ હિલે નહિ, અને જીભે પણ નામ ઉચ્ચાર થાય નહિ, તો પણ અંદર ગુપ્ત સ્મરણ ચાલુ રાખે, તેજ ખરો સ્મરણ કરનારો હંસ યાને સાધુ છે.

( ૨૪૩ )

**અંતર "હરિ હરિ" હોત હય, મુખકી હાજત નાહિ;**
**સેહેજે ધુંન લાગી રહે, સંતનકે ઘટ માંહિં.**

અંદર ( હૈયામાં ) "હરિ હરિ" ("ખુદા ખુદા") એવો અવાજ થયા કરે, ત્યાર પછી મોઢેથી બોલવાની જરૂર રહેતી નથી; એવી રીતે જેઓ સાધુ ( પવિત્ર ) પુરૂષો થયા છે, તેઓનાં હૈયાંમાં ખુદાનું ધ્યાન વગર મહેનતે થયા કરતું હોય છે, તેથી તેઓને મોઢેથી બોલવાની કાંઈ જરૂર રહેતી નથી.

( ૨૪૪ )

**અંતર જપીયે રામજી, રોમ રોમ રન્કાર;**
**સેહેજે ધુંન લાગી રહે, એહિ સુમરન તતસાર.**

મનમાં ( રામની ) જપ કર્યા કર્યે, ત્યારે આખર રામનાં નામનો અવાજ, આપણા રૂંવે રૂંવે ઉઠવા લાગશે, અને પછી વગર મહેનતે ખુદાનું ધ્યાન થયા કરશે, ખુદાનું સ્મરણ કરવાની ખરી રીત એવી છે.

( ૨૪૫ )

**સુમરન સુરતિ લગાય કે, મુખસે કછુ ના બોલ;**
**બાહેર કે પટ દેય કે, અંતર કે પટ ખોલ.**

ખુદાના સ્મરણમાં તારૂં સઘળું ધ્યાન આપી સ્મરણરૂપ થઈ જા, ને પછી મોઢેથી સ્મરણ કરવું બંધ કર; બાહેરના બધા પડદા બંધ કર, એટલે કે બાહેરની ઇંદ્રિયોનો વ્યવહાર બંધ કર, અને અંદરના પડદા ખુલ્લા કર યાને અંદરની અનુભવ શક્તિને ખીલવ.

( ૨૪૬ )

**લેહ લાગી તબ જાનીયે, કબુ છુટ ન જાય;**
**જીવત હિ લાગી રહે, મુવા માંહી સમાય.**

જ્યારે માણસને ખુદાની લેહ એવી લાગી જાય કે, જીવતાં જીવત તો તે જાયજ નહિ, પણ મરણ વેળાએ સર્વ દુઃખો ખમવા સાથે પણ તેનાં મનમાં ખુદાનીજ યાદ રહે, ત્યારે જાણવું કે તે માણસને ખુદાની ખરી લેહ લાગી હતી.





# ખુદાને મળવાનો દરવાજો રાઇથી પણ બારીક છે.

( ૨૪૭ )

**બુંદ સમાના સમૂદ્રમેં, જાનત હય સબ કોય;**
**સમૂદ્ર સમાના બુંદમેં, જાને વિરલા કોય.**

પાણીનું ટીપું સમુદ્રમાં સમાઇ જાય, તે તો આખી દુનિયા જાણે છે, પણ આખો સમુદ્ર એક ટીપાંમાં સમાઇ જાય તે તો કોઈકજ વિરલો પુરૂષ જાણે છે. જ્યારે યોગી સમાધી અવસ્થામાં જાય છે, ત્યારે તે આખાં વિશ્વ યાને જગતને પોતાનાજ અંતર હૃદયમાં જ જુવે છે, અને આવો અનુભવ કોઇક વિરલા યોગીને જ થાય છે, જે વાત જગતનાં લોકોને સમજાતી નથી.

( ૨૪૮ )

**ભક્ત દ્વાર હય સાંકડા, રાઇ દસમા ભાય;**
**મનહિ રાવત હો રહા, કયું કર શકે સમાય?**

ખુદાનો ભક્ત થવાનો દરવાજો એટલો તો સાંકડો છે કે રાઈના દશમા ભાગ જેટલો તે છે, પણ, મન તરેહવાર વિચારોના જથ્થા એકઠા કરીને પર્વત જેવું મોટું થઇ જાય ત્યારે, એવા સાંકડા દરવાજામાં તે કેમ દાખલ થઈ શકે?

( ૨૪૯ )

**રાઇ બાંતા બિસવા, ફિર બિસનકા બિશ;**
**ઐસા મનવા જો કરે, તાહિ મિલે જગદીશ.**

રાઇના દાણાનો વિસમો ભાગ કરો, અને તે વિસમાંનો પણ વિસમો ભાગ કરો, એવું નાનું મન જે કોઇ કરી શકે, ત્યારેજ તેને પરમેશ્વર મળે, એટલે કે ઇંદ્રિયોનાં સર્વ વિષયોના સર્વ વિચારો જેના જતા રહ્યા હોય, એ પ્રમાણે જેનાં મનનું "મનપણું" એટલે વિચારવાપણું જતું રહ્યું હોય, તેને ખુદાની મુલાકાત થાય.





# મનથીજ સ્મરણરૂપ થઈ જાય.

( ૨૫૦ )

**મેરા મન સુંમરે રામકો, મનમેં રામ સમાય;**
**મનહિ જબ રામ હો રહા, તો શિશ નમાવું કાય?**

મારૂં મન હવે તો ખુદાનેજ યાદ કરે છે, અને તેમાં ખુદાનો વિચાર માત્ર જ રહેલો છે, ને બીજો કોઈ વિચાર રહ્યો નથી; મન ખુદારૂપ થયું છે. એ પ્રમાણે જ્યારે મન પોતેજ ખુદારૂપ બની ગયું છે, ત્યારે હું મારૂં માથું શા માટે નમાવું?

( ૨૫૧ )

**કબીર! મન નિશ્ચલ કરો, ગોવિંદ કે ગુન ગાય;**
**નિશ્ચલ બિનાં ન પાઇયે, કોટીક કરો ઉપાય.**

ઓ કબીર! ખુદાનાં ગુન ગાઈ ગાઈને અને ગુણ ગાવાનો લખ મનને લગાડી લગાડીને તેને બીજા બીજા ખ્યાલો પર જતું અટકાવ. મન બીજા ખ્યાલો પર દોડતું અટક્યા વગર, ખરૂં સ્મરણ થઈ શકે નહિ. એ સિવાયના બીજા કરોડો ઉપાય તું કરશે, તો તે બધા ફોકટ જશે.

( ૨૫૨ )

**માલા જપું ન કર જપું, મુખસે કહું ન રામ;**
**રામ હમેરા હમકો જપે, મેં બેઠા રહું વિશ્રામ.**

કબીરજી કહે છે કે, હું તો ખુદાની જપ, નથી માલાએ કરતો કે નથી હાથે કરતો, કે ન મોઢેથી રામ પુકારતો.

મારી જપ કરવાની રીતિ એવી છે કે માલા યા તસ્બીર ફેરવવી પડેજ નહિ, હાથ હીલાવવો પડે નહિ; ને મોઢેથી (પણ) "ખુદા" કરીને બોલવું પડે નહિ; પણ મારૂં શરીર, ઇંદ્રિયો ને મન, જે બધાં મળીને હું બન્યો છું, તે બધાં શાંત થઇ, તેઓ મળે નહિ થઇ જાય, ત્યારે આ શરીરમાં જે ભાન બાકી રહે, જે ખુદાનો અંશ છે, તે ભાન, પેલાં ભાનને જપે છે ને મળે છે; જે ભાન જગતમાં પસરીને અપરમપાર ખાલી જગામાં રહેલું છે, જે ખુદા યાને "હંમેશગીનો હું" છે તે સાથે એકત્ર થઇ જાય છે.

(૨૫૩)

**નામ બિસારે દેહકા, જીવ દસા સબ જાય;**
**જબહિ છોડે નામકો, સબહિ લાગે આય.**

ખુદાનું નામ જપતાં જપતાં, શરીરનું ભાન ભુલી જવાય છે, અને જીવ તરીકેની હાલત જતી રહે, એટલે કે "હું ફલાણો માણસ છું" એવી પોતાની યાદ નહિ રહે, ત્યાર પછી બીજી એવી હાલત આવે કે જયારે નામ જપવાનું પણ છુટી જાય, યાને જપનાર અને ખુદા જુદા છે એવો વિચાર નિકળી જાય, ત્યારે માણસ વિશ્વરૂપ યાને સર્વરૂપ થઇ જાય યાને ખુદા સાથે એક થઇ જાય.

(૨૫૪)

**રામ જપે અનુરાગસે, સબ દુઃખ ડાલે ધોય;**
**વિશ્વાસે તો હરિ મિલે, લોહા કંચન હોય.**

હૈયાંનાં હેલથી જો તું ખુદાનો જપ કરશે, તો તારાં સર્વ દુઃખો મટી જશે, અને ખુદા મળશે, એવો પાકો ભરોસો રાખીને તું ખુદાનો જપ કરશે, તો ખુદા તને ખચીત મળશે; ને તું હમણાં લોઢાં જેવો છે, તે પછી સોના જેવો થઈ જશે.

(૨૫૫)

**રામ નામ પુકારતાં, મિટા મોહ દુઃખ દ્વંદ;**
**મનકી દુબધા તબ ગઇ, જબ ગુરૂ મિલે ગોવંદ.**

કબીરજી કહે છે કે ખુદાનાં નામનો જપ કરતાં કરતાં, ઇંદ્રિયોને ગમતી ચિજો પર ઝીપલાવી દેવાની મારી ટેવ છુટી ગઇ. ખુદાનો જપ કરતાં કરતાં, મારી ઉપર ને મારાં પોતાનાંઓની ઉપર વધારે હેત રાખવું, ને બીજાંઓ ઉપર ઓછું હેત રાખવું અથવા બિલકુલ નહિ રાખવું, તથા પોતાના લાભોજ સાચવ્યા કરવા ને બીજાના લાભો નહિ સાચવવા, અથવા સામા લુટવા, એવી જે મનની જુદાઇની લાગણી હતી, તે મટી ગઇ. ખુદાનાં નામનો જપ કરતાં કરતાં મારાં સંચિત્ અને ક્રિયામાણ કર્મો નાશ પામ્યાં; તેથી તેઓથી ઉપજનારાં મારાં દુઃખો મટી ગયાં, અને ફક્ત પ્રારબ્ધ કર્મોથી ઉપજતાં દુઃખોજ ભોગવવાનાં બાકી રહ્યાં છે, અને તેઓની પણ મને કાંઇ દરકાર નથી. કાં જે જ્યારે ગુરૂ મળે ને ખુદા મળે ત્યારે મનની સર્વ ચિંતાઓનો છેડો આવી ગયલો હોય છે.





# આ કળિયુગમાં ખુદાનાં નામથીજ કલ્યાણ થઇ શકે.

( ૨૫૬ )

**નિશદીન એક પલકહિ, જો કહેવે રામ, કબીર !**
**તાકે જનમ જનમકે, જહે પાપ શરીર.**

અરે કબીર ! રાત્રે યા દિવસે, એક પળવાર પણ જે કોઇ રામનું નામ ખરાં હેતથી લેશે તેનાં જન્મો જન્મનાં પાપો દૂર થશે.

( ૨૫૭ )

**કળયુગમે જીવન અલ્પ હુય, કરીયે બેગ સંભાર;**
**તપ સાધન કછુ ના બને, તાતે નામ સંભાર.**

આ કળિયુગમાં માણસની જીંદગી ઘણાંજ થોડાં વરસની છે, માટે તું જલદીથી ખુદાને યાદ કરી લે; કારણકે જીંદગીની મુદત ઘણી કમતી હોવાથી, આપણાથી તપ, સાધન, જે કરવાને બહુ લાંબો કાળ જોઇયે છે, તે આ કળિયુગમાં બની શકતું નથી, માટે તું નામ સ્મરણજ કર્યા કર.

( ૨૫૮ )

**નામ નૈનનમે રમી રહા, જાને બિરલા કોય ;**
**જાકુ મિલાયા સદ્‌ગુરૂ, તાકુ માલમ હોય.**

તે નામ આંખોમાં રમી રહેલું હોય છે, જેને કોઇ વિરલો પુરૂષજ જાણે છે, અને જેને સદ્‌ગુરૂ મળ્યા હોય તેને સમજ પડે છે.

( ૨૫૯ )

**રાજા રાનાં ના બડા, બડા જો સુમરે રામ;**
**તાહિ તે જન બડા, જો સુમરે નિજ નામ.**

લોકો કહે છે કે, રાજાઓ મોટા છે. પણ હું (કબીર) કહું છું કે જે રામ ( સાકાર ઇશ્વર ) નું ધ્યાન કરે, તે રાજાઓથી મોટો છે. પણ એ સાકાર ઇશ્વરનાં ભક્ત કરતાં, જે કોઇ નિરાકાર ( ઇશ્વર ) નાં ધ્યાનમાં રહે, તે વધારે મોટો છે.

( ૨૬૦ )

**કબીર, મેં માગું એ માંગનાં, પ્રભુ દિજે મોહે સોય;**
**સંત સમાગમ હરિ કથા, હમારે નિસદિન હોય.**

કબીરજી ખુદાને કહે છે કે, ઓ ખુદા હું તારી પાસે એટલુંજ માંગું છુ કે મને સાધુસંતોની સંગત ને તારે લગતાં જ્ઞાનની વાતો રાત ને દિવસ થયા કરે.





## સદ્‌ગુરૂજ એ માર્ગ દેખાડી શકે.

( ૨૬૧ )

**મુગટા જુગટ માગું નહિં, ભકિત દાન દિજે મોહે;**
**ઓર કછું માગું નહિં, નિશદિન જાચું તોહે.**

નથી માંગતો હું રાજ ને પાટ, પણ મને તારી ભક્તિ કરવાનું દાન બક્ષેશ કર, અને રાત ને દિવસ હું જપ કરી તારૂં ધ્યાન ધરૂં—એ સિવાય બીજું હું કાંઇ માંગતો નથી.

( ૨૬૨ )

**સુમરન મારગ સાચકા, સદ્‌ગુરૂ દિયે બતાય;**
**શ્વાસ ઉવાસે સુમરતાં, એક દિન મિલ્યા આય.**

ખુદાનું નામ સ્મરણ કરવાનો ખરો રસ્તો સદ્‌ગુરૂજ બતાવી આપે છે, અને તે રીતે, જે કોઇ ખુદાનું સ્મરણ નિરંતર કર્યા કરે, તેને એક દિવસ ખુદા મળી જશે.

( ૨૬૩ )

**પ્રેમ બિના ધીરજ નહિં, બિરહે બિના વૈરાગ;**
**સદ્‌ગુરૂ બિના મિટે નહિં, મન મનસાકા દાગ.**

જ્યાંસુધી માણસનાં હૈયાંમાં ખરો (બિનસ્વાર્થી) પ્રેમ આવતો નથી ત્યાંસુધી તેનું મન ધિરજથી ભક્તિમાં બેસતું નથી; અને જ્યાં-

સુધી માણસને ખરો ભક્તિભાવ ખુદા તરફ લાગતો નથી ત્યાંસુધી તેને વૈરાગ્ય આવતો નથી યાને ઇંદ્રિયોના વિષયો ભોગવવા ઉપરથી તેનું મન ખસતું નથી; અને જ્યાંસુધી સદ્ગુરૂનો મેળાપ તેને થતો નથી ત્યાંસુધી એ બધું થતું નથી યાને તેનાં મનના વિકારો ને જુસ્સાઓ જતા રહેતા નથી.

(૨૬૪)

**પુરાહિ સદગુરૂ બિના, હિરદા શુદ્ધ ન હોય;**
**મનચા વાચા કર્મના, સુન લિજો સબ કોય.**

પણ હું આ એક વાત કહું છું તે તમો સૌ કોઇ બરાબર યાદ રાખજો. જેનો પોતાનો અભ્યાસ અધુરો રહેલો હોય, તેવો કોઇબી સાધુ, સદ્ગુરૂ કહેવાય નહિ. જેનો અભ્યાસ પૂરો થઇ રહેલો હોય તેજ સદ્ગુરૂ કહેવાય. તેવો પુરો જ્ઞાની ગુરૂ મળે ત્યારેજ મન, વાચા ને કાર્યો પવિત્ર થાય, યાને ત્યારેજ આપણા હાથે થતાં પાપો અટકે, જીભે થતાં પાપો અટકે, વિચારોએ થતાં પાપો અટકે, ને લાગણીઓએ થતાં પાપો અટકે.





# ગુરૂ વિષે.

## સદ્‌ગુરૂ મહિમા.

( ૨૬૫ )

**ગુરૂ બિન જ્ઞાન ન ઉપજે, ગુરૂ બિન મિલે ન ભેવ;**
**ગુરૂ બિન સંશય ન મિટે, જય જય જય ગુરૂદેવ.**

ગુરૂ વિના આપણો જીંદગીને લગતી ખરી વાતો ને ભૂત ભવિષ્યની વાતો સમજાતી નથી. ગુરૂ વિના એ વાતોને લગતા આપણા સંશયો મટતા નથી. ગુરૂ વિના આપણુને પરોક્ષ જ્ઞાન થતું નથી; એટલે કે, ખુદાને લગતી શાસ્ત્રમાં કહેલી વાતો સમજાતી થી, અને ગુરૂ વિના આપણુને અપરોક્ષ જ્ઞાન થતું નથી; એટલે કે, ખુદાની મુલાકાત થતી નથી, માટે અમારી પ્રાર્થના છે, કે હે ગુરૂ દેવ! તમારી જય થાઓ, યાને જગતનું ભલું કરવાનાં જે જે કામો ધારીને સદગુરૂઓ જગતમાં આવ્યા હોય ને આવે, તેઓનાં કામો હંમેશાં વગર વિઘ્ને પાર પડયા કરજો!

( ૨૬૬ )

**ગુરૂ બિના જ્ઞાન ન ઉપજે, ગુરૂ બિન મિલે ન મોક્ષ;**
**ગુરૂ બિન લખે ન સત્યકો, ગુરૂ બિન મિટે ન દોષ.**

ગુરૂ વિના જ્ઞાન મળી શકતું નથી, અને ખુદાની મુલાકાત થઈ શકતી નથી. ગુરૂ વિના ફરી ફરીથી જનમ્યા મર્યા કરવાનું મટતું નથી.

ગુરૂ વિના સાચી વાત સમજાતી નથી, અને ગુરૂ વિના આપણા દુર્ગુણો મટતા નથી.

(૨૬૭)

**ગુરૂ નારાયન રૂપ હય, ગુરૂ જ્ઞાન કો ઘાટ;**
**સદ્‌ગુરૂ બચન પ્રતાપસેં, મનકે મિટે ઉચ્ચાટ.**

નદીનો કાંઠો ઉંચો ને ઢેળાવ વગરનો હોય ત્યારે પાયરીઓ બાંધવી પડે છે, ને એ પાયરીઓવાળા ઘાટની મદદથી આપણે નદીનાં પાણીને મળીએ છીએ; ગુરૂ પણ જાણે એ ઘાટ જેવો ઘાટ છે, કેમકે આપણે તેની મદદથીજ ખુદાને મળી શકયે છીએ. ગુરૂ ખુદાની મુલાકાત કરાવનારો છે, એટલુંજ નહિ, પણ ગુરૂ તેથી પણ ઘણો વિશેષ છે. કારણ કે પોતાની નિરાકાર હાલતે, આપણને પહોંચાડવા માટે ગુરૂ, માણસનું રૂપ ધારણ કરીને આવેલો ખુદા પોતે છે. તું ગુરૂનું કહ્યું કર, ગુરૂનું કહ્યું કર. તેનાં કહેલાંમાં એવા ગુણ છે, કે તારા મનની સર્વ પ્રકારની અડચણો મટી જશે, ને તે સદાનું શાંત થઇ જશે.





# સદ્ગુરૂ મહિમા.

( ૨૬૮ )

**સદ્ગુરૂ કે મહિમા અનંત, જીને અનંત કિયા ઉપકાર;**
**અનંત લોચન ઉઘાડયા, અનંત દિખાવન હાર.**

સદ્ગુરૂની મોટાઇની કાંઇ હદ નહિ; સદ્ગુરૂના ઉપકારની કાંઇ હદ નહિ. આપણી અંતર દ્રષ્ટિ સદ્ગુરૂ ઉઘાડી આપે, તેની જોવાની શક્તિની કાંઇ હદ નહિ; ને ખુદા સાથે આપણો મેળાપ કરાવી આપે, તેની રહેવાની જગાની કાંઇ હદ નહિ, ને તેનાં જીવવાના વખતની કાંઇ હદ નહિ, એવો સદ્ગુરૂ છે.

( ૨૬૯ )

**સદ્ગુરૂ સમાન કો નહિ, સપ્ત દ્વિપ નવ ખંડ;**
**તિન લોક ના પાઇયે, ઔર એકવિસ બ્રહ્માંડ.**

સાત દ્વીપ ને નવ ખંડોમાં ફરી વળો, પાતાળ, પૃથ્વિ ને સ્વર્ગમાં ફરી વળો, ને એકવીશ બ્રહ્માંડોમાં પણ ફરી વળો; ને જુઓ કે ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂના જેટલું આપણું ભલું કરનારો બીજો કોઇ એ બધાંમાં કયે પણ છે? કોઇ નથી.

( ૨૭૦ )

**તિર્થમે ફળ એક હય, સંત મિલે ફળ ચાર;**
**સદ્ગુરૂ મિલે અનેક ફળ, કહે કબીર બિચાર.**

હું કબીર એમ માનું છું, કે કોઇ એક જાત્રાએ જઇએ, તેથી જેટલું પુણ્ય થાય, તે કરતાં ચોવડું પુણ્ય કોઇ સાધુ પુરૂષ મળ્યાથી થાય, ને

તે કરતાં બેશુમાર ઘણું પુણ્ય ખુદાની મુલાકાત કરાવે એવો ગુરૂ મળ્યાથી થાય.

(૨૭૧)

**હરિ કૃપા તબ જાનીયે, દે માનવ અવતાર;**
**ગુરૂ કૃપા તબ જાનીયે, જબ છોડાવે સંસાર.**

ખુદા મેહેરબાન થાય, તો ૮૩,૯૯,૯૯૯ જાતના જીવોના અવતારો ઉપરથી ચઢાવીને આપણને માણસ જાત તરીકેને ચોર્યાસી લાખમો અવતાર આપે. પણ સદ્‌ગુરૂ મેહેરબાન થાય, તો તે આપણે માટે એ માણસાઇ અવતારને પણ નહિ ખમાય એવો દુખિયારો ગણે, ને એમાંથી છોડવીને ખુદ ખુદાઇ હાલતે પહોંચાડે.

(૨૭૨)

**જાકે શીર ગુરૂ જ્ઞાની હોય, સોહિ તરત ભવ માંહે;**
**ગુરૂ બિન જાનો જંન્તકો, કબૂ મુક્તિ સુખ નાહે.**

ખુદાની મુલાકાત કરાવી શકે એવા ગુરૂ જેને માથે હોય, તેનાં જન્મ મરણનો છેડો જલદીથી આવી જાય છે. જન્મ મરણમાંથી છુટવાનું સુખ, ગુરૂ વગર માણસને કદિ મળેજ નહિ, એમ તમે નક્કી જાણજો.





## સદ્ગુરૂની મોટાઇ.

( ૨૭૩ )

**સદ્ગુરૂ કે ભુજ દોઇ હય, ગોવિંદ કે ભુજ ચાર;**
**ગોવિંદસે સબ કછુ સરે, ગુરૂ ઉતારે પાર.**

ખુદા, પુરૂષરૂપે ચાર હાથવાળા શ્રી વિષ્ણુ થયા છે, ને માણસ જે જે માંગે, તે તે તેઓ એ ચાર હાથે આપી શકે છે. પણ સદ્ગુરૂને બિચારાને તો બેજ હાથ છે; તે તારી સર્વ કામનાઓ યાને ઈંદ્રિયોથી ભોગવાતી મજાહ પુરી પાડી શકતો નથી, પણ મુક્તિ આપવાનું એકજ કામ જે તે કરી શકે છે, તે સર્વ કામનાઓ કરતાં પણ વધારે મોટું છે.

( ૨૭૪ )

**સદ્ગુરૂ સતકા શબ્દ હય, જીને સત્ દિયા બતાય;**
**જો સત્ કોં પકડ રહે, તો સત્‌હિ માંહે સમાય.**

સદ્ગુરૂ સત્‌નું યાને ખુદાનું જાહેર થયલું બીજું નામ છે કે જે (સદ્ગુરૂજ) સત્ (ખુદા) ને બતાવી શકે છે, અને સત્ જે એકજ છે (ખુદા) છે તેને જે પકડી રાખે, તે આખરે તે સતમાંજ સમાઇ જાય.

( ૨૭૫ )

**દેવી બડી ન દેવતા, સુરજ બડા ન ચંદ;**
**આદ અંત દોનો બડે, કે ગુરૂ કે ગોવંદ.**

દેવી કે દેવતા (નારી ફરેસ્તા કે નર ફરેસ્તા ) કોઈ મોટા નથી, કે નથી ચંદ્ર કે સુર્ય, તેઓ સઘળા ફાની છે યાને તેઓને એક વેળા નાશ છેજ. જે ખરા મોટા છે તે તો ગુરૂ અને ગોવિંદ (ખુદા) એ બે છે, કારણ કે શરૂઆતથી તે તેઓ છેડા તુલીક રહેનારા છે.

( ૨૭૬ )

**હરિ રૂઠે ગત એક હય, ગુરૂ શરણાગત જાય;**
**ગુરૂ રૂઠે ગત એકો નહિં, હરિ ન હોય સહાય.**

ખુદાનો કોપ થાય, તો પણ આશરો લેવાની એક જગા બાકી રહે છે, તે એ છે કે ગુરૂને શરણે જવું, જે ગુરૂ આપણાં દુઃખ મટાડે. પણ ગુરૂનો કોપ થયો, તો આપણે માટે આશરો લેવાની એક પણ જગા બાકી રહેતી નથી, કાંય જે ખુદા આપણુને મદદ કરતો નથી.

( ૨૭૭ )

**ગુરૂ ગોવિંદ દોનો ખડે, કિસકે લાગું પાય;**
**બલિહારી આ ગુરૂકી, જીને ગોવિંદ દિયા બતાય.**

કબીર કહે છે કે, મારી પાસે મારો ગુરૂ અને ખુદા એ બે ઉભા હોય, તો હું કોણુને પગે લાગું ? હું તો મારા ગુરૂનેજ પગે લાગીશ, કારણ કે ગુરૂનીજ કૃપાથી મને ખુદા મળ્યા.

( ૨૭૮ )

**પુંજા ગુરૂકી કિજીએ, સબ પુંજા જેહિ માંહે;**
**જબલગ સિંચે મુખ તરૂ, સાખા પત્ર અઘાય.**

તું ગુરૂનીજ પુજા કર; કેમકે તેમાં સર્વ પુજા આવી જાય છે. જેમ ઝાડનાં મુળને પાણી પાવાથી, તેનાં ડાંખળી, પાંદડાં વગેરે પોષાય છે, તેમ ગુરૂની પુજા કરવાથી, સર્વ દેવતાઓની પુજા થઇ ગયલી ગણાય છે.

(૨૭૯)

**સદ્દગુરૂ કા એક દેશ હય, જો બસી જાને કોય;**
**કઉવા તે હંસ હોત હય, જાત વરન કુલ ખોય.**

જે કોઇ સદ્દગુરૂનો થઇને રહી જાણે, તે કાગડા જેવો નીચ હોય તોબી બદલાઇને હંસ જેવો ઉંચ થાય. ચારમાંની જે વર્ણમાં તે જન્મયો હોય, તે વર્ણથી તેનામાં ઉપજેલાં તેના સર્વ દુર્ગુણો મટી જાય; જે જાતમાં તે જન્મયો હોય, તે જાતથી તેનામાં ઉપજેલા તેના સર્વ; દુર્ગુણો મટી જાય;; અને જે કુળમાં તે જન્મયો હોય, તે કુળથી તેનામાં ઉપજેલા સર્વ દુર્ગુણો મટી જાય.

(૨૮૦)

**સબ કછુ ગુરૂ પાસ હય, પાઇયે અપને ભાગ;**
**સેવક મન સોંપા રહે, નિશદિન ચરને લાગ.**

તું જે માગે તે ગુરૂ આપી શકે તેવું છે; માટે તારાં નસીબમાં જેટલું હોય તેટલું તેની પાસેથી મેળવી લે. તારૂં મન ગુરૂનાં મનથી જુદું અને સ્વતંત્ર ના રાખ; ગુરૂ જે ચાહે તેજ તારૂં ચાહ્યું હોય તેમ કર; અને રાત દહાડો તેને પગે લાગ્યા કર.

(૨૮૧)

**ગુરૂ ગુંગા ગુરૂ બાવરા, ગુરૂ દેવન કા દેવ;**
**જો તું શિષ્ય શ્યાના, તો કર ગુરૂકી સેવ.**

ગુરૂ મુંગો હોય, કે બોલતો હોય, ચટપટીયો હોય કે ધીરો હોય, મીસકીન હોય કે મોટાઓમાં મોટો હોય, ને ગુરૂ કાંઇબી અનુકુળ કે બિનઅનુકુળ અવસ્થામાં હોય, તે બાહેરની અવસ્થા ઉપર તારે નજર રાખવીજ નહિ; તું જો ડાહ્યો ચેલો હોય, તો ગુરૂ ગમે તેવી બાહેરની બિનઅનુકુળ અવસ્થામાં હોય, તોબી તેની સેવા સારી રીતે કરજે.



# ગુરૂપર જાનફેસાની કરવાથી મળતું બેહદ સુખ.

( ૨૮૨ )

શબ્દ બિચારી જો ચાલે, ગુરૂ મુખ હોય નેહાલ;
કામ ક્રોધ બ્યાપે નહિ, કબુ ન ગ્રાસે કાલ.

ગુરૂનાં મુખમાંથી જે શબ્દ ( શિક્ષણ તરીકે ) મળ્યો હોય તે પ્રમાણે વિચાર કરીને જે કોઇ ચાલે, તે પાર પડી જાય. તેને કામ એટલે ઇંદ્રિયોના વિષયો ભોગવવાની ઇચ્છાઓ, ક્રોધ ઇત્યાદી જુસ્સાઓ ઉપજે નહિ, અને દેહ છોડતી વખતે તેને જમ લઇ જાયજ નહિ.

( ૨૮૩ )

ગુરૂ મહિમા ગાવત સદા, મન અતી રાખી મોદ;
સો ભવ ફિર આવે નહિ, બેઠ પ્રભુકી ગોદ.

મનમાં ઘણું હેત રાખીને જે કોઇ પોતાના ગુરૂનાં ગુણ હંમેશા ગાયા કરે, તેને પુર્નજન્મ નથી. તે ખુદાની પાસે હંમેશાં રહેશે.

(૨૮૪)

**સંશય ખાયા સકલ જુગ, સંશય કોઇ ન ખાય;**
**જે બેધ્યા ગુરૂ અક્ષરા, સંશય ચુંન ચુંન ખાય.**

સંશયો સદા કાળ સૌ કોઇને આગળ વધતાં અટકાવે છે, ને તેઓને કોઇ મારી શકતું નથી. પણ ગુરૂએ આપેલું મંત્ર જેણે જપી જપીને સિદ્ધ કીધું હોય, તેને કોઇ સંશય રહેતા નથી.

(૨૮૫)

**પુરા સદ્દગુરૂ સેવતાં, અંતર પ્રગટે આપ;**
**મનસા વાચા કર્મણા, મિટે જનમ કે તાપ.**

પુરા સદ્દગુરૂની સેવા કરતાં કરતાં તારા અંતરમાં ખુદા પ્રગટ થઇ જશે, અને તારા વિચાર, વાચા, ને કાર્યોથી થયલાં જન્મો જન્મનાં પાપો ને દુઃખો મટી જશે.

(૨૮૬)

**ગુરૂ ગોવિંદ એક હુય, દુજા હુય ઓઃકાર;**
**આપા મેટ જીવત મરે, તામ પાવે દિદાર.**

ગુરૂ, ખોદા એકજ છે. ગુરૂની ભક્તિ કરવી તે ખુદાનીજ ભક્તિ કીધી ગણાય, પ્રણુવ જપવો, દેહ ભાન ખોવું, ને જીવતાં જીવત મરવું એટલું કર્યે ત્યારે ખુદા દેખાય છે.





# સદ્ગુરૂ વિના પુર્નજન્મનાં દુઃખો જતાં નથી.

(૨૮૭)

**જમ દ્વારે જમદુત મિલે, કરતે ખેંચા તાંન;**
**ઉનસે કબુ ન છુટતે, ફિરતે ચારો ખાંન.**

અગાઉ જ્યારે જ્યારે તું મરવા પડતો હતો, ત્યારે ત્યારે તુંને જમના દુતો લેવા આવતા હતા, અને ખેંચી તાણીને લઇ જતા હતા, ને તેઓના હાથમાંથી તું છુટી શકતો નહિ હતો. (તેઓ તને પકડી લઇ જતા હતા, ને પછી કોઇવાર તું માણસ થઇને પાછો જન્મતો હતો, ને કોઇવાર કોઇ પશુ, પક્ષી થઇ જતો હતો, ને વળી કોઇવાર તો તું કોઇ વનસ્પતિ પેરે અવતરતો હતો, ને કોઇવાર તો તું કોઈ ધાતુ રૂપ પકડીને પાછો આ જેહાંનમાં આવતો હતો. એમ આ જન્મની અગાઉના જન્મોમાં એ ચાર જાતની દેહોમાં તું ભટકયા કરતો હતો.)

(૨૮૮)

**ચાર ખાંનમેં ભરમતે, કબુ ન લેતે પાર;**
**સો તોકો ફેરા મિતા, સદ્ગુરૂ કા ઉપકાર.**

ચાર જાતની દેહોમાં તું ભટકયા કરતો હતો, ને તારાં ભટકવાનો કાંઇ છેડો દેખાતો નહિ હતો; પણ હવે તારૂં ભટકવાનું ગયું છે, સદ્ગુરૂએ તને પુર્નજન્મમાંથી ઉગાર્યો છે, ને એ તેનો તારા ઉપર મોટો ઉપકાર થયો છે.

(૨૮૯)

**જ્ઞાન પ્રકાશી ગુરૂ મિલા, સો બિસર મત જાય;**
**જબ ગોવિંદ કૃપા કરી, તબ ગુરૂ મિલ્યા આય.**

જ્યારે ખુદાએ તારી ઉપર (બક્ષેશ) મેહેરબાની કીધી, ત્યારે તને ગુરૂ આવી મળ્યા, અને ગુરૂ મળવાથીજ તને જ્ઞાન મળ્યું તે તું વિસરી જતો નહિ યાને તને જ્ઞાન મળ્યું ત્યારે અહંકાર કરી જ્ઞાન આપનાર (ગુરૂ) ને ભુલી જતો ના.

(૨૯૦)

**ભલા ભયા જો ગુરૂ મિલા, તીન તેં પાયા જ્ઞાન;**
**ઘટહિ ભિતર ચૌતરા, ઓર ઘટ માંહિ દીવાન.**

કબીર કહે છે ઘણું સારૂં થયું કે મને ગુરૂ મળ્યા, કે તેવણુથી મને જ્ઞાન મળ્યું, અને તે જ્ઞાનથી મેં જોયું કે આ શરીરમાંજ ચૌતરો છે અને ખુદાનું દિવાનખાનું છે ને ખુદા આ શરીરમાંજ રહેલા છે.





# સદ્‌ગુરૂની મદદથીજ ખુદાને પુગી શકાય છે.

(૨૫૧)

**હોંશ ન રાખું મનમેં, ગુરૂ હય પ્રત્યક્ષ દેવ;**
**પ્રેમ સાથ મનલે મિલું, નિશદિન કરૂં સેવ.**

કબીર કહે છે કે, મારી સામે ખુદા જેવો મારો ગુરૂ છે એટલે હું દુનિયાની બીજી કશી ચિજની હોંશ રાખતો નથી; મને ગુરૂ મળ્યા એટલે આખી જેહાંન મળી ગઇ, માટે હું તો પ્રેમ પૂર્વક મારાં મનને તેઓ સાથ એકત્ર કરી રાત ને દિવસ તેમની સેવા કર્યા કરૂં છું.

(૨૫૨)

**ગુરૂ સેવા જન બંદગી, હરિ સુમરન વૈરાગ;**
**એ ચારો જબ મિલે, પુરન હોવે ભાગ.**

ગુરૂ સેવા, લોકહિત યાને પરોપકાર કરવો, ખુદાનાં નામનો જપ કર્યા કરવો, અને વૈરાગ આવવો એટલે કે ઇંદ્રિયોના વિષયો ભોગવવાની ઇચ્છાઓ અને વિચારોનું મનમાંથી જતું રહેવું, બલ્કે તેઓ ખોટાં છે, એવો અભાવ થવો, એ બધું માણસ જ્યારે પૂરો ભાગ્યશાળી થાય, ત્યારેજ થઇ શકે છે.

(૨૫૩)

**ગુરૂ લાગા તબ જાનીયે, મિટે મોહ તન આપ;**
**હરખ શોક દાજે નહિ, તબ હર આપો પાપ.**

ઇંદ્રિયોને ગમતી ચિજો ઉપર ઝીપલાવવાની ટેવ જતી રહે, ત્યારે ગુરૂની ભેટ થઇ છે એમ સમજવું; અને જ્યારે હરખ અને શોક

બંને ચાલ્યાં જાય, એટલે કે સુખ અને દુઃખ બન્ને વેળાએ તારૂં મન એકજ અવસ્થામાં રહીને શાંત થાય ત્યારે તને પોતાની મેળે ખુદાની મુલાકાત થઈ જશે અથવા તું પોતે ખુદા રૂપ થઇ જશે.

(૨૯૪)

**કાન ફુકા ગુરૂ હદ્દકા, બેહદ્દકા ગુરૂ નાહિં;**
**બેહદ્દકા સદ્દગુરૂ હય, સોચ કરો મન માંહિ.**

ચેલાને કાન આગળ આવીને ધીરેથી કોઇ એક મંત્ર જે ગુરૂ શિખવે છે, તે આકારવાળા ખુદાની મુલાકાત કરાવનારો ગુરૂ છે, તે નિરાકાર ખુદાની મુલાકાત કરાવી શકતો નથી, ને તે સદ્દગુરૂ કહેવાય નહિ; જે સદગુરૂ કહેવાય, તે તો નિરાકાર ખુદાનીજ મુલાકાત કરાવે એવું તમે યાદ રાખજો.





# વેષધારી ગુરૂ વિષે.

( ૨૯૫ )

**ગુરૂ લોભી શિષ્ય લાલચી, દોનો ખેલે દાવ;**
**દોનો બુંડે બાપડે, બેઠ પથ્થરકી નાવ.**

ગુરૂ અયોગ્ય ને શિષ્ય અયોગ્ય, ગુરૂ પૈસાનો લોભી ને શિષ્ય ખુદાનો લોભી. પછી બન્ને એક બીજાને ભોગવવા જાય, તે જાણે પથ્થરની હોડીમાં બેઠા હોય ને ડુબી જાય, તેમ નાશ પામી જાય.

( ૨૯૬ )

**જાકા ગુરૂ હુય લાલચી, દયા નહિ શિષ્ય માંહિ;**
**ઓ દોનોકુ ભેજીયે, ઉજ્જડ કુવા માંહિ.**

ગુરૂ પૈસાનો લોભી હોય, ને શિષ્ય જીવો ઉપર દયા રાખનારો નહિ હોય, તો ખુદાની મુલાકાતની આશાજ નહિ. એવા બન્ને અયોગ્ય ગુરૂ ચેલાને કોઇ ઉજ્જડ જગામાં આવેલા કુવામાં નાંખો, કે જ્યાં તેઓને કોઈ બહાર કહાડનારો માણસ પણ મળે નહિ.

( ૨૯૭ )

**ગુરૂ ગુરૂ સબ કહા કરો, ગુરૂહિ ગુરમે ભાવ;**
**સો ગુરૂ કાહે કિજીયે, જો નહિ બતાવે દાવ?**

અરે લોકો! તમે જેઓને "ગુરૂ ગુરૂ" કરીને કહો છો, તેઓનું મન તો દુનિયાની મોજ-મજાહમાં લાગેલું હોય છે. તેઓને કાંઇ ખુદાની મુલાકાત કરાવતાં આવડતી નથી; ત્યારે એવા ગુરૂ શું કરવા કરો છો?

(૨૯૮)

**બંધે સે બંધા મિલા, છુટે કોન ઉપાય;**
**સંગત કરીયે નિર્બંધકી, પળમે દિયે છુટાય.**

જેવો તું કર્મનાં બંધનથી બંધાઇ ગયો છે, તેવોજ બંધાયલો ગુરૂ મળ્યો, તો પછી તારો છુટવાનો શું ઉપાય? તું એવાની સંગત કર, યાને એવો ગુરૂ કર કે જે તને તત્કાળ છોડવી દે.

(૨૯૯)

**પુરાહિ સદ્‌ગુરૂ ના મિલા, રહા અધુરા શિખ;**
**સ્વાંગ જતિકા પેહેરકે, ઘર ઘર માંગે ભિખ.**

પુરો પાક્કો ગુરૂ નહિ મળ્યો ને ચેલો અધુરો રહયો તેથીજ તે જોગી સન્યાસીનો વેશ લઇને ઘરેઘર ભીખ માંગે છે.

(૩૦૦)

**સદ્‌ગુરૂ ઐસા કિજીયે, તત્ દિખાવે સાર,**
**પાર ઉતારે પલકમે, દર્પન દે દાતાર.**

માટે તું ગુરૂ એવો કર કે જે તુરતજ ખુદાને બતાવી દે અને પળ વારમાં તને પાર ઉતારે, જાણે કે તેણે તને આરસી આપી અને તેં તેમાં ખુદાને જોયો.





## ગુરૂનું કહેવું છે કે તું સત્‌સંગ કર.

(૩૦૧)

**કબિર! ગુરૂ ગરવા મિલા, રલ ગયા આટા લોન;**
**જાત પાત કુલ મિટ ગઇ, તઅ નામ ધરેંગે કોન?**

મને ગુરૂ એવા અસીલ મળ્યા, કે મને ખાવા, પીવાનું આઇતું મળ્યું; અને તેઓને લીધે મારી જાત ભાત ને કુટુંબ કબીલાને લગતી નિશાનીઓ જતી રહી; તેથી મારી નિંદા કરનારો કોઇ રહ્યો નથી.

(૩૦૨)

**સદ્‌ગુરૂ સાચા સુરવા, જયું તાતે લોહ લુવાર;**
**કસની દે નિર્મળ કિયા, તાપ લિયા તત્‌સાર.**

મારા સદગુરૂ એવા તો શુરા ને શક્તિવાન છે, કે જેમ લુહાર લોખંડને તપાવે છે, તેમ મને તેવણે કસીને ચોખ્ખો કરી નાંખ્યો છે, અને મારાં દુઃખોને જડમૂળથી કહાડી નાંખ્યાં છે.

(૩૦૩)

**સદ્‌ગુરૂ હમસે રીઝ કર, એક કહા પ્રસંગ;**
**બાદલ બહ્યા પ્રેમકા, ભીજ ગયા સઅ અંગ.**

મારાથી ખુશી થઇને મારા ગુરૂએ મને એક વાર એવું શિક્ષણ આપ્યું કે જેથી ખુદાનાં પ્રેમનું વાદળીજ મારી ઉપર વરસી રહ્યું, અને મારૂં આખું અંગ ભીજવાઇ ગયું યાને મારી ઉપર ખુદાની મહેર ઉતરી.

( ૩૦૪ )

**બલિહારી ગુરૂ આપકી, પલ પલમેં કંઇ બાર;**
**પશુ ફેટ હરિજન કિયે, કરત ન લાગી વાર.**

ઓ ગુરૂ, તમારી બલિહારી છે, તમારી મોટાઇની કાંઈ હદ નથી, કે એક પળમાં કાંઇએક વખત પશુ જેવા સ્વભાવનાં માણસોને તમોએ ભગત કરી નાંખ્યા અને તેમ કરવાને તમને કાંઇ વખત લાગ્યો નહિ.

( ૩૦૫ )

**ગુરૂ પુંજાવે સંતકો, સંત કહે ગુરૂ પુંજ;**
**આમન સામન પુંજતાં, પડી અગમકી સુંજ.**

ગુરૂનું કહેતું એ છે કે, તું સાધુસંતને પુંજ અને સંતો કહે છે, કે તું ગુરૂની સેવા કર, એમ આમન સામન પૂંજતાં ખુદા જે સૌથી સમજી શકાતો નથી, તે (કબીર કહે છે કે) મને દેખાતો થઇ ગયો, માટે તું સત્ સંગત કર.





# સત્સંગ વિષે.

( ૩૦૬ )

**કબીર કહે સો દિન બડા, જા દિન સાધ મિલાય;**
**અંખ ભર ભર ભેટીયે, પાપ શરીરા જાય.**

કબીર કહે છે કે જે દિવસે તુંને કોઇ સાધુસંતનાં દર્શન થાય અથવા મુલાકાત થાય, તે દિવસને તારો ભાગ્યશાળી યાને મોટો દિવસ ગણજે, અને તેને આંખ ભરી ભરીને મળજે, કારણકે તેથી તારાં ( શરીરનાં ) પાપો ધોવાઇ જશે.

( ૩૦૭ )

**સાધ મિલે સાહેબ મિલે, અંતર રહી ના રેખ;**
**મનસા વાચા કર્મના, સાધુ સાહેબ એક.**

સાધુ પુરૂષ મળ્યા તો ખુદાજ મળ્યા બરાબર છે, કારણકે ખુદા ને સાધુમાં કાંઇ પણ ફરક હોતો નથી. મનથી, વાણીથી, અને કાર્યથી સાધુ પુરૂષો, ખુદા સાથે મળી ગયલાજ હોય છે; જે ઇશ્વરની મરજી હોય તેજ મરજી સાધુઓની હોય છે, યાને કુલ જગતની પેદાયશને સુખ આપવાનું કામ તેઓ કરે છે, જેથી તેઓ ખુદા સાથે એક થઇ ગયલા હોય છે.

( ૩૦૮ )

**સંત સમાગમ પરમસુખ, આંન અલ્પ સુખ ઓર;**
**માન સરોવર હંસ હય, બગલા ઠોરે ઠોર.**

એવા સાધુ પુરૂષના સમાગમથી પરમસુખ યાને સૌથી ઉત્તમ સુખ મળે છે, કે જે સુખની પાસે, બીજાં દુનિયવી સુખો કાંઇ

બિશાદમાં નથી; દાખલા તરીકે, ખરા હંસ પક્ષી માન સરોવરમાંજ મળે છે, બાકી દરેક ઠેકાણે દેખાય છે તે તો બગલા ( પક્ષીઓ ) જ હોય છે, તેમ સૌથી ઉંચાંમાં ઉંચું સુખ તે સતસંગમાંજ મળે છે,

( ૩૦૯ )

**ચંદન જૈસા સંત હય, સર્પ જૈસા સંસાર;**
**અંગહિસે લપટા રહે, ( ૫૨ ) છાંડે નહિ બિકાર.**

સાધુ પુરૂષો સુખડનાં ઝાડ જેવા છે, અને આ સંસાર એક સર્પ સમાન છે; સાપને જ્યારે પોતાનાં ઝેરની અગન ઘણીજ બળે છે, ત્યારે તે સુખડનાં ઝાડ સાથે લપટાઇને બેસે છે, જેથી તેને થોડીક ઠંડક મળે છે, તેમ માણસને આ સંસારની લાગેલી આગ યાને માયાનું ખેંચાણ, જ્યારે કોઇ સાધુસંતની પાસે તે બેસે છે, ત્યારે તેટલો વાર કમતી થાય છે, તેથી સાધુ પુરૂષોને સુખડનાં ઝાડ જેવા ઠંડક આપનાર કહ્યા છે, અને સંસારને સાપ જેવો ઝેરી કહ્યો છે.

( ૩૧૦ )

**સંત મિલે સુખ ઉપજે, દુષ્ટ મિલે દુઃખ હોય;**
**સેવા કિજે સંતકી, તો જનમ કૃતાર્થ સોય.**

સાધુ પુરૂષોને મળવાથી સુખ ઉપજે છે, અને દુષ્ટ માણસોની સંગત કરવાથી દુઃખ ઉત્પન્ન થાય છે, માટે હું કબીર કહું છું કે, તું સાધુ પુરૂષોની જ સંગત કર, જેથી તારા જન્મનું સાર્થક થશે.

( ૩૧૧ )

**મિઠી વેહેરી સંતકી, જામે શિર અપાર;**
**હરિ રસ જહાં ખુંટે નહિ, પિવે વારમવાર.**

સંત પુરૂષ એક એવો મીઠો કુવો છે કે જેમાં પાર વગરનું દુધ ભરેલું હોય છે, અને તેમાં હરિ રસ એટલો તો ભરપૂર છે કે

ગમે એટલો પીવા છતાં કદી પણ ખૂટતો નથી. અર્થાત, સાધુ પુરૂષોએ પોતાની જીંદગી સત્યને માર્ગે દોરવી, ખુદાઇ જ્ઞાન મેળવ્યું હોય છે જેથી તેઓ આપણા પોતા વિષે, કુલ જગત વિષે અને ખુદા વિષે સમજાવી આપણાં મનનું સમાધાન કરી શકે છે.

( ૩૧૨ )

**હરિજન આવત દેખકે, ઉઠકે મિલિયે ધાય;**
**ન જાનું ઇસ વેશમે, નારાયન મિલ જાય.**

એવા હરિજન એટલે જેનું દિલ ખુદા પર લાગેલું હોય તેવા પુરૂષને આવતાં જોઇને, તું તુરત ઉઠીને દોડતો કે જઇને તેને ભેટજે; કારણ કે આપણે જાણતા નથી કે ખુદા આપણને કયા વેશમાં મળશે અને તે સાધુ પુરૂષના વેશમાં કદાચ ખુદા જ કાં નહિ હોય ?

( ૩૧૩ )

**હરિજન મિલે તો હરિ મિલે, મન પાય બિશ્વાસ;**
**હરિજન હરિકા રૂપ હય, જયું ફુલનમે બાસ.**

હરિજન મળ્યા તો ખુદા જ મળ્યા બરાબર છે ને ત્યારેજ માણુસનાં મનનું સમાધાન થાય છે; જેમ ફુલમાં સુગંધ છુપાઇને રહેલી છે અને ફુલ માત્ર તે સુગંધને રાખનારો આકાર છે, તેમ હરિજન ખુદાને રાખનારો એક આકાર છે એટલે માણુસરૂપે તે ખુદાજ છે.

( ૩૧૪ )

**સંત મિલે તબ હરિ મિલે, કહિયે આદ ઓર અંત;**
**જો સંતનકો પરહરે, સો સદા તજે ભગવંત.**

એવો સંત પુરૂષ મળે ત્યારે ખુદા જ મળ્યા એમ જાણીને તેની આગળ તારી આદિથી તે અંત સુધીની સઘળી વાતો કરજે કે તે

તારી મુશ્કેલીઓ ટાળવાનો રસ્તો દેખાડે। પણ જો તુ સાધુ પુરૂષથી દુર રહેશે તો ખુદાથી તું હમેશાં દુર રહેવાનો। કારણ સાધુને તજ્યો તે ખુદાને તજ્યા બરાબર છે.

( ૩૧૫ )

**દર્શન પરસન સંતકા, કરતન કિજે કાંન;**
**જ્યું ઉદ્યમ ત્યું લાભ હુયે, જ્યું આલસ ત્યું હાંન.**

સાધુ સંતનાં દર્શન અને આગતા સ્વાગતા કરવાને તું હમેશાં તત્પર રહેજે; કારણ કે તેમાં તું જેટલો ઉમંગ અને શ્રમ લેશે તેટલો લાભ તને થશે; પણ એથી ઉલટું તે કરવામાં જેટલી આળસ કરશે તેટલું તેટલું નુકશાન તને થશે.

( ૩૧૬ )

**એક ઘડી આધી ઘડી, આધો ઉનમેં આધ;**
**સંગત કરિયે સંતકી, તો કટે કોટ અપ્રાધ.**

દરરોજ એક પળ કે અર્ધી પળ અથવા પળનો થોડોક ભાગ પણ જો સતસંગમાં જાય તો તારા કરોડો કર્મો યાને પાપો થતાં અટકશે.

આ કબીરનું કહેવું પહેલી નજરે જોનારને કદાચ અજાયબ જેવું લાગશે કે માત્ર એક પળવારના સતસંગથી એટલાં બધાં પાપો તે કેમ નાશ થતાં હશે? પણ આજની પશ્ચિમ તરફની વૈદકને લગતી વિદ્યાએ અનુમાન કીધું છે કે, માણસનું શરીર તેમજ બીજી બધી ચીજો, જાનવર, ઝાડપાન, ખણિજ, વગેરે પોતામાંથી દરેક પળે ઝીણી રજકણો બાહેર ફેંકે છે ને સામી બીજી

રજકણો પોતામાં લે છે અને એવી રીતે ચાલુ થતું રહી, દર સાત વરસે માણસનું શરીર તદ્દન નવાંજ રજકણોનું બને છે. વળી સાયન્સની બીજી શોધો યાને સાઇકોલોજી એવું કહે છે કે માણસનું મન એક બીજા ઉપર અસર ઉપજાવે છે, પણ ગુપ્ત વિદ્યા તો એથી આગળ વધીને એમ કહે છે કે, માણસનાં મન શરીરનાં રજકણો પણ બીજાં માણસનાં મન શરીરમાં જાય છે.

આ ઉપરથી કબીરનું કહેવું કાંઇક સમજી શકાય છે, કે પવિત્ર માણસના સમાગમમાં આવ્યાથી આપણું ખાકી શરીર પવિત્ર થાય છે એટલુંજ નહિ, પણ આપણું ઇચ્છા શરીર, તેમજ મન શરીર પણ પવિત્ર બનવા માંડે છે, અને એવી રીતે જો ચાલુ સમાગમ રહે તો માણસ તદ્દન પવિત્ર થઇ જાય, એ બનવાજોગ છે.

(૩૧૭)

**સાધુ નદી જલ પ્રેમરસ, તહાં પ્રછાલો અંગ;**
**કહે કબીર નિર્મલ ભયે, સાધુ જનકે સંગ.**

સાધુ પુરૂષ એક નદી જેવો છે, જેનું પાણી, તે ખોદાનો પ્રેમરસ છે. તે પાણીમાં તારૂં અંગ ધો, એટલે તું પવિત્ર થશે.

(૩૧૮)

**જા પલ દર્શન સંતકા, તા પલકા બલિહાર;**
**સત નામ રસના બસેં, લિજૈ જન્મ સુધાર.**

જે પળે તુંને સંતપુરૂષનાં દર્શણ થાય તે પળને, તારી ભાગ્યવંત પળ લેખજે; કારણકે તે વખતે તારી જીભ ઉપર ખુદાનું નામ આવશે, અને તેથી તારો જન્મ સુધરી જશે.

( ૩૧૯ )

**દર્શન કરના સંતકા, દિનમેં કૈંઈક બાર;**
**ચોમાસાકા મેગ જયું, બહોત કરે ઉપકાર.**

સાધુસંતનાં દર્શણ, દિવસમાં ગમે એટલી વાર તારેથી બને તેટલીવાર કર્યા કર; કારણ કે જેમ ચોમાસાનો વરસાદ, પાણી લાવી, જમીનમાં અન્ન, વનસ્પતિ, ફળ ફળાદિ ઉગાડી આપણી ઉપર અતિ ઉપકાર કરે છે, તેમ સાધુ પુરૂષો આપણને નેક ( ખુદાનો ) રસ્તો દેખડાવે છે, એટલે તેઓ મોટા ઉપકાર કરનારા ગણાય છે.

( ૩૨૦ )

**જીવન જોબન રાજમદ, અવિચલ રહા ન કોય;**
**જા દિન જાય સતસંગમે, જીવનકા ફલ સોય.**

આપણી જીંદગી, જુવાની, અને મોટાઇ ( રાજા તરીકેની, યા કોઇ મોટા માણસ તરીકેની બાહેરની મોટાઇ ) એ સધળાં હંમેશા રહેવાનાં નથી, પણ જે દિવસ સતસંગમાં જાય, અને તેનો લાભ આપણને મળે, તે દિવસજ આપણો ખરો જીવેલો પ્રમાણ છે, યાને તે મત્તા આપણી હંમેશની થઇ રહેશે.





# સાધુપુરૂષથીજ જીંદગીનો ભેદ માણસને સમજાય છે.

( ૩૨૧ )

**રામ મિલનકે કારને, મોં મન ખડા ઉદાસ;**
**સત્ સંગતમે શોધ લે, રામ ઉનોકે પાસ.**

કબીર કહે છે કે:—ખુદાને મળવાને માટે મારૂં મન ઉદાસ રહેતું હતું, પણ મેં સતસંગ કીધો, ત્યારે મને ખુદા મળ્યા, માટે તું ખુદાને શોધવા માંગતો હોય તો સતસંગ કર.

( ૩૨૨ )

**પરબત પરબત મેં ફિરા, કારન અપને રામ;**
**રામ સરિખા જન મિલા, તિને સરિયા કામ.**

ખુદાને શોધવાને હું પહાડે પહાડ ફર્યો, ને બધે રખડયો, પણ જ્યારે મને ખોદાને પિછાણનારો સાધુ પુરૂષ મળ્યો, ત્યારેજ મને તેનો ભેદ માલમ પડયો, ને ત્યારેજ મારૂં કામ સફળ થયું ને મને ખુદા મળ્યો.

( ૩૨૩ )

**કરિયે નિત સત સંગકુ, બાધા સકલ મિટાય;**
**એસા અવસર ના મિલા, કે દુર્લભ નર તન પાય.**

માટે તું નિત્ય સતસંગ કર્યા કર, કે સાધુ પુરૂષો તારાં બધાં બંધનો દુર કરવાનો રસ્તો દેખાડશે. જેમ મનુષ્ય જાતિનાં અવતારમાં, નરનો દેહ ઘણો ઉત્તમ છે પણ મળવો કઠણ હોય છે, તેમ સાધુ

પૂરૂષની સંગત પણ મળવી કઠણ હોય છે, તેથી તું સાધુસંતને મળવાની તક શોધતો રહે.

( ૩૨૪ )

**શરને રાખો સાઇયાં, પુરો મનકી આસ;**
**ઓર ન મેરે ચાહિયે, સંત મિલનકી પ્યાસ.**

કબીરજી કહે છે કે, એ ખુદા, તું મને તારા આશરા હેઠળ રાખ, અને મને સાધુ પુરૂષો મળ્યા કરતા રહે, જેથી મારાં મનની આશાઓ પુરી પડે, એ સિવાય બીજું કાંઇ હું માગતો નથી.

( ૩૨૫ )

**કલ્યુગમે એક નામ હય, દુજા સરૂપ હય સંત;**
**સાચે મનસે સેવિયે, તો મિટે કરમ અનંત.**

આ કળિયુગમાં, કર્મનાં બંધનમાંથી છુટવાને માટે માત્ર બેજ રસ્તા છે, યાને બેજ સાધન થઇ શકે તેવાં છે, બાકીનાં બધાં લગભગ અશકય છે. પહેલું સાધન, નિરંતર નામ સ્મરણ; બીજું સાધન, સાધુઓનો સંગ. પાકકો ભરોસો રાખીને એ બે સાધન ચાલુ રાખ્યે, તો ફરી ફરીને જન્મ–મરણ આપનારાં ગમે એટલાં કર્મ હશે, તો પણ તે બધાં મટી જશે.

( ૩૨૬ )

**મથુરા ભાવે દ્વારકા, ભાવે જા જગન્નાથ,**
**સત સંગત (હરી) ભકિત બિના, કછુ ન આવે હાથ.**

મથુરા જા, દ્વારકા જા, યા તારી મરજી પડે તો જગન્નાથજીનાં મંદીરે જા, પણ જ્યાં સુધી તને સતસંગ થશે નહિ, અને તારા

હૈયાંમાં ખુદા વિષે ભક્તિભાવ ઉપજે નહિ ત્યાં સુધી તારૂં કાંઇ વળવાનું નથી, યાને સાર્થક થવાનું નથી.

( ૩૨૭ )

**સંત જહાં સુમરન સદા, આઠો પહોર અભૂલ;**
**ભર ભર પિવે રામરસ, પ્રેમ પિયાલા ફૂલ.**

જ્યાં સાધુ પુરૂષ છે ત્યાં હંમેશાં ખુદાનું સ્મરણ ચાલુ હોય છે, દિવસનાં આઠ પોહોરમાં તે નામ જરાએ ભુલાતું નથી; ત્યાં ખુદાઇ રસ ભરપૂર પિવાય છે, અને પ્રેમનું પ્યાલું ભરાયલુંજ રહે છે. અર્થાત્ સાધુ સંતની સંગતમાં રહેવાથી, સાધારણ માણસને ખુદા ઉપર ભક્તિભાવ ઉપજ્યા કરે છે.

( ૩૨૮ )

**ફટા મન બદલાય દે, સાધુ બડે સોનાર;**
**તુટી હોવે રામસેં, ફેર સંધાવન હાર.**

જેમ સોનાર એ ભાંગેલી જણસને સાંધીને પાછી આખી કરે છે તેમ, જે માણસોનું મન ખુદા પરથી ઉઠી ગયું હોય, અને દુનિયાની ચીજો પરજ લાગેલું હોય, તેને સાધુ પુરૂષો પાછું ખુદા સાથે જોડીને એક કરી આપે છે, યાને માણસનાં નિચલાં ભાનનું ખોટારૂં દેખડાવી તેને ઉંચ ભાન તરફ લઇ જાય છે.





# સતુસંગ કરવાથી થતા ફાયદા.

( ૩૨૯ )

**ઇષ્ટ મિલે, મન મિલે, મિલે સકલ રસ રીતી;**
**કહે કબીર તહાં જાઇએ, યેહ સંતનકી પ્રીતી.**

મનને પસંદ પડતી ચીજો મળે, તો મન તેમાં લાગી જાય છે, અને મન લાગી ગયાથી, બધી બાબદોનો ભેદ મળી જાય છે; માટે હું કબીર કહું છું કે સાધુ પુરૂષો જે આપણાં મનને ખુદા પર લગાડનારા છે તેઓની પાસે તું જરૂર જજે.

( ૩૩૦ )

**કથા કિરતન કરનકી, જાકે નિશદિન રીતી;**
**કહે કબીર યા દાસસોં, નિશ્ચય કિજે પ્રીતી.**

જેઓ રાત ને દિવસ, ખુદાની વાતો, અને ભજનો કર્યા કરે, તેઓની પાસે તું જરૂર જજે, ને તેમની દોસ્તી કરજે.

( ૩૩૧ )

**કથા કિરતન રાત દિન, જાકે ઉદ્યમ યેહ;**
**કહે કબીર તા સાધકે, ચરન કમલકી ખેહ.**

જેઓનો ધંધોજ એ, કે રાતને દિવસ માત્ર ખુદાની વાતો અને ભજનો કરવાં, તેવા સાધુ પુરૂષના કમળ ફુલ જેવા પગોની રાખ પણ આપણને મળે તો સારૂં.

(૩૩૨)

**કથા કિરતન છાંડકે, કરે જો ઓર ઉપાય;**
**કહે કબીર તા સાધકે, પાસ કોઇ મત જાય.**

એથી ઉલટું ખુદાની વાતો અને ભજન છોડીને જેઓ બીજું કાંઇ કરતા હોય તેઓ ખરા સાધુ પુરૂષ નથી માટે તેઓની પાસે કદિ જવું નહિ.

(૩૩૩)

**કામ કથા સુનિયે નહિ, સુનકે ઉપજે કામ;**
**કહે કબીર બિચારકે, બીસર જાય હરિ નામ.**

ખુદાની વાતોને બદલે ઇંદ્રિયોના ભોગ ભોગવવાની વાતો થયા કરે તે તારે જરાએ સાંભળવી નહિ કારણ કે તેથી તારા હવસો ને જુસ્સાઓ ઉભરી આવશે ને ખુદાનું નામ તું ભુલી જશે.

(૩૩૪)

**કથા કીરતન સુનનકો, જો કોઇ કરે સ્નેહ;**
**કહે કબીર તા દાસકો, મુકિતમેં નહી સંદેહ.**

ખુદાની વાતો અને કિર્તન સાંભળવાને જેનું મન થાય, અને તે કરનારાઓની જે કોઇ દોસ્તી કરે, તો હું કબીર કહું છું, કે તે માણુસને મુકિત મળે, એમાં જરાએ સંદેહ નથી.

(૩૩૫)

**રાજ દ્વાર ન જાઇએ, જો કોટીક મિલે હેમ;**
**સુપચ ભગતકે જાઇએ, એ બિગ્નુંકા નેમ.**

ઘણુંએ સોનું યા જર ઝવાહીર મળતું હોય તોબી તું રાજ દરબારમાં ના જતો પણ કોઇક ભોળા (ખુદાના) ભગત પાસે તું

જરૂર જજે કારણ કે એ વિષ્ણુને મળવાનું ઠેકાણું છે યાને ખોદાને મળવાનો એ એક માર્ગ છે.

( ૩૩૬ )

**સંગત કિજે સાધકી, જયું ગાંધી કે પાસ;**
**ગાંધી કછુ લે દે નહિં, તોઉ આવે બાસ સુવાસ.**

ગાંધીને ત્યાં બેઠા હોઇએ ત્યારે ગાંધી કાંઇ આપણને આપતો નથી છતાં તેની દુકાનમાંનાં અત્તરની વાસ આપણને મળ્યા કરે છે તેમ, સાધુ પુરૂષો આપણને કાંઇ ચીજ કે પૈસો આપતા નથી, છતાં માત્ર તેમની પાસે બેસવાથી તેમના નેક વિચારો ને લાગણીઓ આપણામાં આવે છે જેથી આપણને મોટો ફાયદો થાય છે.

( ૩૩૭ )

**સંગત કિજે સાધકી, સાહેબ કીજે યાદ;**
**સુકૃતકી વોહી ઘડી, બાકી દીન બરબાદ.**

માટે તું સાધુ પુરૂષની સંગત કર ને ખુદાને યાદ કર્યા કર; એ બે ચીજમાં જે વખત પસાર થાય તેજ ખરૂં શુભ કાર્ય કીધેલું કહેવાય, બાકી બીજા બધાં કામોમાં ગયલો વખત ફોકટજ છે.

( ૩૩૮ )

**સંગત કીજે સંતકી, કદી ના નિર્ફલ હોય;**
**લોહા પારસ પરસતે, શોભી કંચન હોય.**

સાધુ સંતની સંગત કદિએ ફળ વિનાની હોતી નથી; જેમ લોઢાંને પારસનાં પથ્થર આગળ ધરતાં તેનું શોભીતું સોનુ થઇ જાય છે તેમ સત્સંગ કરવાથી ગમે એવો મૂઢ માણસ હોય તેબી સુધરી જઇ નેક બને છે.

( ૩૩૯ )

**સંગત કિજે સાધકી, કદી ના નિષ્ફળ હોય;**
**ચંદન હોસી બાવલા, લીંબ કહે ના કોય.**

સાધુ પુરૂષની સંગત કદિ પણ નિરર્થક જવાની નથી; તું બાવલનાં ઝાડ જેવો કાંટાવાળો યાને દુર્ગુણી હશે, તોબી સુખડ જેવો સુવાસી યાને નેક બની જશે, અને તને કોઈ લીંબના ઝાડ જેવો કડવો કહેશે નહિ.

( ૩૪૦ )

**સંગત કિજે સંતકી, હરે સબકી બ્યાધ;**
**ઓછી સંગત નિચકી, આઠો પહોર ઉપાધ.**

સાધુ પુરૂષો સૌ કોઈનાં દુઃખોનું નિવારણ કરે છે, માટે તેઓની સંગત જરૂર કરવી; પણ હલકા માણુસોની સંગત કરવી નહિ, કારણકે દિવસના આઠે પોહોર યાને હંમેશાં તેઓ શરીરને લગતી મોજમજાહ ને ખાવા પિવાની વાતો કર્યા કરે છે જેથી માણુસને કાંઈ ખરો લાભ થતો નથી, પણ દુઃખજ આવ્યા કરેછે.

( ૩૪૧ )

**સો દિન ગયા અકાજમેં, સંગત ભઈ ના સંત;**
**પ્રેમ બિના પશુ જીવના, ભાવ બિના ભટકંત.**

તારી જીંદગીના દિવસો દુનિયવી કારભારમાંજ રોકાયલા રહે, અને તને સાધુસંતની સંગત નહિ થાય, તો તારા દિવસો ફોકટમાંજ ગુમાવ્યા ને તારૂ જીવવું પશુ સમાન જ ગણાય, કે જેઓ કાંઇબી નેમ વગર અહિં તહિં ભટકતાં ફરે છે. અર્થાત, માણુસને ખુદા તરફ પ્રેમ ન થાય અને એ ઉંચ નેમ માટે તેનાં મનમાં વિચાર ન હોય તો પછી માણુસ અને પશુમાં શું ફરક ?

( ૩૪૨ )

**સંત મિલે તબ હરિ મિલે, યું સુખ મિલે ન કોય;**
**દર્શન તે દુરમત કરે, મન અતિ નિર્મલ હોય.**

સંતપુરૂષ મળે તેનાં જેવું બીજું એકે સુખ નથી; સાધુ પુરૂષ મળે તો તને ખુદા જ મળ્યા; માત્ર તેનાં દર્શન કરવાથી જ તારી મતિ સુધરશે ને તારૂં મન ઘણું પવિત્ર થશે.

( ૩૪૩ )

**હરિ મિલા તબ જાનિયે, દર્શન દેવે સંત;**
**મનસા વાચા કર્મના, મિટે કરમ અનંત.**

જ્યારે સંતપુરૂષનાં તને દર્શન થાય, ત્યારે જાણજે કે તને ખુદાજ મળ્યા, અને ત્યારે તારૂં મન, વાણી ને કાર્યો શુદ્ધ થશે, જેથી તારા વિચારોએ થતાં પાપો અટકશે, વાણીએ થતાં પાપો અટકશે, અને હાથે ને જીભે થતાં પાપો અટકશે, અને એવી રીતે તારાં અગણિત પાપો નાશ પામી જશે–( હવે સાધુઓની ખુબી શું છે તે સાંભળ ).

( ૩૪૪ )

**પુષ્પમેં જ્યું બાસ હય, બ્યાપ રહા સબમાંહિ;**
**સંતો સોહી પાઇયે, ઓર કહું કછુ નાહિ.**

જેમ ફુલમાં સુગંધ રહેલો છે અને તે સુગંધ બધે ઠેકાણે પ્રસરી રહેલો હોય છે તેમ ખુદા પણ સાધુ પુરૂષોમાંજ રહેલો છે, બીજે કેઠે નહીં.





## સાધુપુરૂષનાં લક્ષણ કેવાં?

( ૩૪૫ )

**દયા, ગરીબી, બંદગી, સમતા શિલ સ્વભાવ;**
**એ તે લક્ષન સાધકે, કહે કબીર સદભાવ.**

જેઓનાં હૈયામાં દયા, નમનતાઇ અને પરમાર્થ રહેલાં છે, જેઓનું મન દરેક અવસ્થામાં એકસરખું શાંત રહે છે, અને જેઓ સઘળું સહન કરી શકે છે, તેઓ જ ખરા સાધુ પુરૂષ છે.

( ૩૪૬ )

**માન નહિ અપમાન નહિ, એસે શિતલ સંત;**
**ભવસાગર ઉતર પડે, તોરે જમકે દંત.**

સાધુસંતો એવા શાંત સ્વભાવના થયલા હોય છે, કે તેઓને દુનિયવી લોકોની માફક, માન કે અપમાન જેવું કશું હોતું નથી; તેઓ તો આ સંસારની પેલીમેર ગયલા હોય છે, અને જમના દાંતો તોડીને બેઠા હોય છે યાને જન્મ–મરણથી મુકત થઇને રહેલા હોય છે.

( ૩૪૭ )

**આશા તજે માયા તજે, મોહ તજે અરૂ માન;**
**હરખ શોક નિંદા તજે, કહે કબીર સંત જાન.**

જેઓએ દુનિયવી ચિજોની આશા કરવાનું મુકી દીધું છે અને માયા પર જીત મેળવી છે, જેઓનું અજ્ઞાનપણું જતું રહ્યું છે, અને જેઓનું "હુંપણું" નિકળી ગયું અને.જેઓને કોઇબી વાતનો હરખ કે દલગીરી જેવું કશુંએ હોતું નથી, અને જેઓ દરેક હાલત

(સુખ યા દુઃખ) માં એકજ સરખા રહે છે યાને પોતાનાં મનનું સમતોલપણું જાલવી રાખેછે, અને જેઓ કોઇની પણ નીંદા કે ગીબત કરતા નથી, તે ખરા સાધુ પુરૂષ છે.

( ૩૪૮ )

**સંત સોઇ સરાઇયે, જીને કનક કામિની ત્યાગ**
**ઔર કછુ ઇચ્છા નહિ, નિશદિન રહે અનુરાગ.**

સંત પુરૂષ તેને કહેવો કે, જેને પૈસા અને સ્ત્રીનો ખ્યાલ બિલકુલ તજ્યો છે; તેને બીજી કોઇ ઇચ્છાઓ હોતી નથી પણ જેનું મન રાત ને દિવસ એક ચિત્તથી ખુદા ઉપર લાગેલું હોય છે.

( ૩૪૯ )

**હરિજન હારા હિ ભલા, જીત ન દે સંસાર;**
**હારા હરિ પેં જાયગા, જીતા જમકી લાર.**

કબીરનું કહેવું એવું છે કે, જે કોઇ ખુદાનો બંદો હોય, તે તો આ ( સંસારમાં ) હારેલો જ ભલો, કારણ કે આ સંસાર તેને જીતવા દેતો નથી, યાને દુનિયવી માલમતા યા માનઅકરામ મેળવ્યાં ન હોય તો કાંઇ ફીકર નહીં; જ્યારે સંસારમાં માણસને નિરાશી મળે છે ત્યારેજ તેનું દીલ ખુદા ઉપર લાગે છે, ને ત્યારેજ તેને ખુદા મળી શકે છેઃ પણ જો સંસારમાં તેની ફતેહ થઇ તો તે જમને હસ્તક જયા કરવાનો જ.

( ૩૫૦ )

**સુખકે માથે સિલ પડો, હરિ હિરદેસે જાય;**
**બલિહારી આ દુઃખકી, પલ પલ રામ સંભરાય.**

( સંસારી ) સુખો મળ્યાથી માણુસનાં હૈયાંમાંથી ખુદા જતો રહે છે, માટે તે સુખો ઉપર ઢાંકણુ વળી જાય તો સારૂં, માણુસને દુઃખ જ ભલું છે, કારણુ કે ત્યારેજ તે પળેપળ ખુદાને યાદ કરે છે.

( ૩૫૧ )

**આપા ત્યાં અવગુન અનંત, કહે સંત સબ કોય;**
**આપા તજ હરિકો ભજે, સંત કહાવે સોય.**

જ્યાં પોતાનું "હું પણું" રહેલું હોય છે, યાને જ્યાં પોતાનાંજ સુખનો સ્વાર્થ રહેલો છે, ત્યાં અગણિત જાતનાં અવગુણો હોય છે એમ સૌ કોઇ સાધુ પુરૂષ જાણતો હોવાથી, તે પોતાનાં "હુંપણાંને" દાબી દે છે, અને સૌ કોઇમાં ખુદા છે એવું સમજીને, બધાંને ખુદાની પેરે એકસરખો ચાહે છે અને સુખ આપતો રહે છે, અને એવું કરે તેજ ખરો સાધુ પુરૂષ છે.

( ૩૫૨ )

**હરિજન ઐસા ચાહિયે, જૈસા ફોફલ ભંગ;**
**આપ કરાવે ટુકરા, ઔર પરમૂખ રાખે રંગ.**

જેમ સોપારી પોતાના ટુકડા કરાવી, પારકાનાં મોઢાંમાં લાલ રંગ દેખડાવે છે યાને મજાહ આપે છે, તેમ જે ખુદાને બંદો છે તે, પારકાનું ભલું કરવાને પોતાનાં શરીરને કષ્ટ આપ્યા કરે છે; તે પોતા માટે બિલકુલ દરકાર રાખતો નથી, પણ બીજાઓનું ભલું કરવામાંજ રોકાયલો હોય છે.

( ૩૫૩ )

**તન તાપ જીનકો નહિ, નહિ માયા મોહ સંતાપ;**
**હરક શોક આશા નહિ, સો હરિજન હર આપ.**

જેઓને પોતાના શરીરનાં સુખ-દુઃખનો વિચાર રહ્યો નથી, જેઓનું અજ્ઞાનપણું દુર થઇ, દુનિયાની માયાનું ખેંચાણ જતું રહ્યું છે, તેઓને કોઇબી વાતનો સંતાપ રહેલો નથી; ટુંકમાં જેઓને કોઇબી રીતનો હરખ કે દલગીરી જેવું કશુંએ નથી, પણ જેઓ હંમેશ, એક સમાન સ્થિતિમા રહે છે, તેઓ પોતેજ ખુદારૂપ થઇ ગયલા હોય છે.

( ૩૫૪ )

**સંતનકે મન ભય રહે, ભય ધર કરે બિચાર;**
**નિશદિન નામ જપવો કરે, બિસરત નહિ લગાર.**

તેઓ ( સાધુઓ ) ને માત્ર એકજ ફિકર રહેલી હોય છે કે ખુદાનું નામ ભૂલી નહિ જવાય, અને એજ વિચાર હંમેશાં તેઓનાં મનમાં હોવાથી, તેઓ રાત ને દિવસ ખુદાનો જપ કરવામાં મશગુલ હોય છે, અને કદિબી ખુદાને વિસરતા નથી.

( ૩૫૫ )

**હરિજન કેવલ હોત હય, જાકો હરિકા સંગ;**
**બિપત પડે બિસરે નહિ, ચઢે ચોગનાં રંગ.**

ખુદાના બંદાને નિત્ય ખુદાનોજ સંગ રહેલો હોય છે, અને તેથી ગમે એવી આફત આવે તોબી તે ખુદાને વિસરતો નથી, બલ્કે આફતમાં ખુદાપર તેને ચોવડો રંગ ચઢે છે, યાને વધુ ભક્તિભાવ થાય છે.

( ૩૫૬ )

**આસન તો એકંત કરે, કામિન સંગત દુર;**
**શિતલ સંત શિરોમનિ, ઉનકા એસા નુર.**

તેઓ પોતાનો વાસો એકાંતમાં રાખે છે, એટલે કે તેઓ એકાંત જગ્યામાં રહે છે, પણ દુનિયાની વચ્ચે આવવું પડે છે તોબી તેઓનાં મનમાં દુનિયાની ચીજો આવતી નથી, એટલે તેઓ એકાંતજ રહેલા છે, કારણ કે તેઓનાં મનમાં ઇંદ્રિયોનાં ભોગ ભોગવવાના વિચારો કે ઇચ્છાઓ હોતીજ નથી; એવા શિતલ સંતોનું નુર શિરોમણિના ( સાપના મોહરા ) જેવું ચળકતું હોય છે, યાને તેઓનાં શરીરની આસપાસ ઘણી ઉંચ ભોરેહ હોય છે.

(ઔરેહ એટલે માણસનાં જુદાં જુદાં શરીરો, સ્થુળ શરીર, સુક્ષ્મ યાને લાગણીનું શરીર, મન શરીર ને બુધ્ધિ શરીર, એ બધાં શરીરોને લગતા ગુણોનો બનેલો એકંદર પ્રવાહ, જે બાકી શરીરની આસપાસ ગોળાકારમાં ફેલાયલો રહે છે તે; એ પ્રવાહને જેઓની સૂક્ષ્મદ્રષ્ટિ ઉઘડી હોય, તેઓ જોઇ શકે છે, અને તેનાં જુદા જુદા રંગો જોઇને, જેઓ ગુપ્ત જ્ઞાનના અધિકારી થયા છે, તેઓ માણસની બધી ખાસ્યત પારખી શકે છે.)

(૩૫૭)

**આપ તજ હરિકો ભજે, નખસિખ તજે બિકાર;**
**સબ જીવનસેં નિરવેર, સાધ મતા હય સાર.**

જેઓનું "હુંપણું" નિકળી ગયું છે યાને જેઓને પોતા વિષે કાંઇ વિચાર કે માંગવું નથી, પણ જેઓનો બધો પ્યાર પરમેશ્વર તરફજ હોય છે, જેઓના સઘળા વિકારો ને ગુસ્સાઓ જતા રહ્યા છે અને જેઓ કુલ જાનદાર કે (દેખાતી) નિર્જીવ પેદાયશને એકસરખી પ્યારની નજરથી જુએ છે, તેઓજ ખરા સાધુ પુરૂષો છે.

(૩૫૮)

**દેખો સબમે રામ હય, એકહિ રસ ભરપૂર;**
**જૈસે ઉખતે સબ બના, ચિની સક્કર ગૂર.**

સર્વ કાંઇ એકજ રસથી ભરપુર છે યાને સર્વમાં ખોદા રહેલો છે એવું તું જોતાં શીખ; કારણ કે જેમ ગોળ, શાકર અને એવી દરેક મિઠી ચિજો શેરડીનાં રસથીજ બનેલી હોય છે, તેમ દરેક આકાર કે શરીરમાં ખુદાનો અંશજ રહેલો છે, યાને તેની હસ્તીજ ખુદાથી છે, જે સાધુ પુરૂષોએ અનુભવ્યું હોય છે.





# બધાથી ખુદાનો ભગત થવાતું નથી.

( ૩૫૯ )

**જબ લગ નાતા જાતકા, તબલગ ભગત ન હોય;**
**નાતા તોરે હરિ ભજે, ભગત કહાવે સોય.**

જ્યાં સુધી નાત-જાતનો તફાવત રાખે, મારી જાત ઉંચી એવો "હુંપણાંનો" ભાસ નિયચ્ચાં મનમાં થયા કરે, ત્યાંસુધી ભગત થવાતું નથી. જ્યારે એ દ્વૈતપણું નીકળી જાય અને ખુદાને એકસરખો દરેકમાં જોય, એવું ઉંચું માન થાય ત્યારેજ તે ખુદાનો ખરો ભગત છે:—

સારાંશ કે–સાધારણ માણસનું હેત પોતા પરથી આગળ વધીને, પોતાનાં કુટુંબ સુધી જાય છે; અને ત્યાંથી આગળ વધીને, પોતાની જાત સુધી જાય છે; જાતની પેલીમેર જતું નથી. એટલીજ હદનાં હેતનો માણસ ખુદાનો ભગત કદિ થઇ શકતો નથી. જેનું હેત પોતાની જાતથી આગળ વધે, ને આખી માણસ જાત સુધી પહોંચે, જેનું હેત હજુ આગળ વધે, ને આખી જાનદાર પેદાયશ સુધી પહોંચે, અને હજુ આગળ વધીને બધી કહેવાતી નિર્જીવ પેદાયશ સુધી પહોંચે-જે સારી સૃષ્ટિને ખુદાનું જાહેર થયલું સ્વરૂપ સમજે, અને સારી સૃષ્ટિને ખુદા પેરે ચાહે અથવા કહો કે પોતા પેરે ચાહે, ને દરેક જીવ અને ચિજને પોતા પેરે સંભાળે, ને સામટી જેહાંનની ચાકરી, ખુદાની સેવા ચાકરી કર્યા જેવી કરે-તે તે ખુદાનો ભગત છે.

(૩૬૦)

**ચાર ચેંન હરિ ભગતકે, પ્રગટ દિખાઇ દેત;**
**દયા ધર્મ આધિનતા, પર દુઃખકો હર લેત.**

જે કોઇ ખુદાનો બગત છે, તેના ચાર ગુણો તુરત દેખાઇ આવે છે. પહેલું, તેનામાં દયા હોય છે; બીજું, તે પોતાની ફરજ સૌ કોઇ તરફ શું છે તે સમજે છે, ને તે મુજબ બજાવે છે; ત્રીજું, પરમેશ્વર ઉપર તેને પાકો ભરોસો હોય છે, અને તેથી તે હંમેશાં તેની (ઇશ્વરની) મરજીને તાબે થઇને ચાલે છે; ચોથું, તે બીજાંઓનું દુઃખ ઓછું કરવાને હંમેશાં તત્પર રહેછે.

(૩૬૧)

**હાટ હાટ હિરા નહિ, કંચનકા નહિ પહાર;**
**સિંહનકા ટોલા નહિ, સંત બિરલા સંસાર.**

જેમ દરેક બજારમાં કાંઇ હિરા હોતા નથી, સોનાના કાંઇ પહાડો હોતા નથી, અને જેમ સિંહણનાં કાંઇ ટોળાં હોતાં નથી, તેમ સંસારમાં (દેખાતા) રહેલા સાધુવિરલા કાંઇ ઘણા હોતા નથી, યાને જવલેજ મળી આવે છે.

(૩૬૨)

**સંત સંત સબ કોઈ કહે, સંત સમુંદર પાર;**
**અનલ પંખકા કો એક હય, પંખકા કોર હજાર.**

"સંત સંત" એમ ઘણાઓ બોલે છે, પણ ખરા સંત પુરૂષ તો આ સંસારનો સાગર તરી ગયલા હોય છે, પણ ગરૂડ જેવા અદ્રસ્ય પાંખવાળા યાને એવા તરી ગયલા સાધુ પુરૂષો તો કોઇ એકજ હોય છે. બાકી પાંખવાળા યાને બાહેરથી દેખાતા (ખોટા) સાધુ પુરૂષો તો હજારો ને કરોડો છે.

( ૩૬૩ )

**સુરાકા તો દલ નહિ, ચંદનકા બન નાહિ;**
**સબ સમુદ્ર મોતિ નહિ, યું હરિજન જગ માંહિ.**

જેમ ખરા શુરવિર પુરૂષોનું કાંઇ લશ્કર હોતું નથી, સુખડનાં ઝાડોનું કાંઈ વન હોતું નથી, અને જેમ બધાએ સમુદ્રમાંથી મોતી મળતાં નથી, તેમ ખરા હરિજનો જગતમાં ઘણાજ જુજ હોય છે.





# સંત, તે ( આકારવાળો ) ખુદાજ છે.

( ૩૬૪ )

**એક ઘડી આધી ઘડી, ભાવ ભજનમેં જાય;**
**સત સંગત પલહિ ભલી, જમકા ધકા ન ખાય.**

જો તારી એક પળ, અથવા અર્ધી પળ બી, ખરાં હૈયાંનાં હેતથી ખુદાને યાદ કરવામાં જાય, અને એક પળ વાર પણ તને (ખરા) સાધુ પુરૂષની સંગત મળે, તો એમ જાણ કે તું જમના ઘણાક ધક્કામાંથી બચ્યો, યાને જન્મ-મરણના તારા ઘણાક ફેરા ઓછા થશે.

( ૩૬૫ )

**કબીર, સેવા દો ભલી, એક સંત એક રામ;**
**રામ હય દાતા મુક્તિકા, સંત જપાવે નામ.**

ઓ કબીર ! બે જાતની સેવા કરવી તેમાંજ ભલું છે, એક તો સાધુ પુરૂષોની સેવા, ને બીજું, ખુદાની સેવા; ખુદા મુક્તિ આપનાર છે, સાધુ પુરૂષો આપણને ખુદાનો લખ લગાડનારા છે, કે જે લખથીજ આપણને મુક્તિ મળવાનો માર્ગ હાથ આવે છે.

( ૩૬૬ )

**નિરાકાર હરિ રૂપ હય, પ્રેમ પ્રીત સોં સેવ;**
**જો માંગે આકારકો, તો સંતો પ્રત્યક્ષ દેવ.**

ખુદા તો નિરાકાર છે યાને તેનો કાંઇ આકાર નથી; તેને આપણાં અંતઃકરણમાં પ્રેમ-પ્રીતી થયાથી સેવાય છે યાને તેનો ખ્યાલ અંતરમાંજ થઇ શકે છે; પણ જો તને આકારવાળો ખુદા જોઇતો હોય, તો સાધુ પુરૂષ, આકારવાળો ( દેખઇતો ) ખુદા જ છે.

(૩૯૭)

**સંત વૃક્ષ હરિનામ ફળ, સતગુરૂ શબ્દ બિચાર;**
**એસે હરિજન ના હતે, તો જલ મરતે સંસાર.**

સંત પુરૂષ તે ઝાડ છે, જેનું ફળ તે, ખુદાનું નામ છે; સદ્‌ગુરૂ તેનો જાહેર થયલો શબ્દ છે યાને માણસરૂપે પ્રગટ થયલો ખુદાજ છે; એવા હરિજનો જો આ જગતમાં ન હતે, તો આ દુનિયાનાં લોકો બધાં બળી મરતે. અર્થાત્ હરિજન તે પુરૂષ છે કે જેણે પોતાનું પ્રગટિકરણ પુરૂં કીધું છે, યાને નિચલી ત્રણ દુન્યા ઉપર જીત મેળવી, ઇશ્વર સાથે પોતાનાં ભાનને એકત્ર કીધું છે યાને જોડી નાખ્યું હોય છે, અને એમ કરીને પોતે જીવન-મુક્ત થયો છે, પણ એવા મુક્ત થયલા જીવોમાંના ઘણાંકોએ પોતાના અમર સુખનોબી ત્યાગ કર્યો હોય છે; તેઓ બીજા બધા જીવોનું પ્રગટિકરણ આગળ વધારવાને માટે આ ખાકી દુન્યામાંજ, અદ્રશ્ય યા બીજી કોઈ રીતે રહેલા હોય છે, અને જગતનાં કલ્યાણ અર્થે કામ કરી રહયા છે. તેઓને હિંદુ શાસ્ત્રમાં મહાત્મા, મુનિ, રૂષિઓ વગેરે નામથી ઓળખ્યા છે. એવા મહાત્માઓ જો આ દુનિયાને મદદ કરતા રહેલા ન હતે તો, સાધારણ મનુષ્ય જાતને જે દુઃખો અને વિપત્તિઓમાંથી તેઓનાં અજ્ઞાનપણાંને લીધે પસાર થવું પડેછે તે, આવા જ્ઞાન આપનારા ને પરગજુ પુરૂષોની ગેરહાજરીમાં વધુ દુઃખમાં ગીરફતાર રહેતે એમ કબીરનું કહેવું લાગે છે. દાખલા તરીકે:--

થીઓસોફીકલ સોસાયટી મંડળી, જે આજ ત્રિસ વરસ ઉપર ઉભી થઇ હતી, તે મંડળની પાછળ, એવા મોટા પુરૂષો યાને મહાત્માઓ રહેલા છે, અને આ મંડળી તરફથી જે જ્ઞાન, ભાષણ મારફતે યા પુસ્તકો મારફતે બાહેર પડ્યું છે અને પડેછે, અને જે શિક્ષણોથી દુનિયાના

વિચારો બદલાતા જાય છે અને આજકાલ આખી દુનિયામાં ચોમેર ભ્રાતૃભાવના દેખાવો ને લાગણીઓ વ્યાપી રહેવાની જે શરૂઆત થઇ ચુકી છે, તે બધું આ મહાત્માઓને આભારી છે, યાને તેઓના પ્રતાપથીજ આ બધું થાય છે. એવા પુરૂષો જો દુનિયામાં આપણને મદદ કરવાને અને જ્ઞાન આપવાને રહેલા ન હોય, તો આપણી હાલત બહુજ દુઃખ ભરેલી થાય.





# સન્યાસી વિષે

## સન્યાસી થવાથી યાને બહારના દેખાવો કર્યાથી ખુદા મળતો નથી.

( ૩૬૮ )

**કેશો કહાં બિગાડયો, જો મુંડે સો બાર?**
**મનકો કાહે ન મુંડિયો, જામે બિષયહિ બિકાર?**

જેઓ માથાં બોડાવીને ભગવાં વસ્ત્રો પહેરી, સન્યાસી જેવા દેખાવો કરે છે, તેઓને કબીર કહે છે કે તારા વાળોએ શું નુકશાન કીધું છે કે તેઓને તું વારે વારે બોડાવીને માથું બોડકું કરી નાંખે છે! તારાં મનને કાં નથી મુંડતો—કબજામાં રાખતો, કે જેમાં બધા દુર્ગુણો ને વિકારો ભરેલા છે?

( ૩૬૯ )

**મન મેવાસી મુંડિયે, કેશહિ મુંડે કાહે?**
**જો કિયા સો મનહિ કિયા, કેશ કિયા કછુ નાહે.**

તારાં લુટારાં મનને મુંડ, વાળોને શું કામ મુંડે છે? કારણકે જે કાંઇ પાપ કરે છે તે તો મન કરે છે ને કરાવે છે, તારા વાળ તો કાંઇ પણ કરતા કરાવતા નથી.

( ૩૭૦ )

**સ્વાંગ પેહરે શુરા ભયા, દુનિયા ખાઈ ખુંદ;**
**જો સેરી સત નિકસેં, સો તો રાખે મુંદ.**

દુનિયાની માયામાં રહીને, જુદા જુદા વેશો માત્ર બદલીને તું શુરો થવા જાય છે, પણ જે જગ્યામાં સત યાને ખુદા પ્રગટ થઇ શકે, તેને તો તું ખરાબ રીતે રાખે છે.

( ૩૭૧ )

**હાથસેં માલા ફિરે, હિરદા ડામાડુલ;**
**પગ તો પાલામે ગલા, ભાંન ન લાગે સુલ;**

માળાને હાથે ફેરવ્યા કરે છે, પણ તારૂં અંતકરણ તો ડામાડોલ છે, ને તારા પગો દુનિયાની માયાનાં જડમાં પેસી ગયા છે, તેમાંથી બાહેર નિકળવાનું ભાન તને ક્યાં છે ?

( ૩૭૨ )

**માલા પેહરે મન સુખી, તાસેં કછું ન હોય;**
**મન માલાકુ ફેરતે, જુગ ઉજયાલા હોય.**

માત્ર માળા પહેરીને મનને મનાવ્યાથી કાંઇ વળતું નથી; તારી મન-માળાને તું ફેરવ, તો તને બધું અજવાળું થઇ જશે.





# મન અને ઇંદ્રિયો વશ કર્યા વિના સન્યાસી થવાતું નથી.

( ૩૭૩ )

**માલા પેહેરે કોન ગુન, મનકી દુબધા ન જાય;**
**મન માલા કર રાખીયે, હરિ ચરન ચિત્ત લાય.**

જ્યાં સુધી તારાં મનની અકરવકર જાય નહિ, ત્યાં સુધી માત્ર માળા પહેર્યાથી કાંઇ ફાયદો થતો નથી; તું મનને માળા બનાવ, તેને બાહેર ભમતું અટકાવ, ને તારૂં ચિત્ત ખુદાના પગ આગળ ધર.

( ૩૭૪ )

**મનકા મસ્તક મુંડ લે, કામ ક્રોધકા કેશ;**
**જો યે પાંચો પરમોધ લે, તો ચેલા સબહિ દેશ.**

તારાં મનનું માથું મુંડ, અને તારી ઇંદ્રિયોની વિષય વાસનાઓને તેમજ તારા કામ-ક્રોધ ( જુસ્સાઓ, હવસો ) ને દાબી નાંખ. અને એવી રીતે જો તું મનને અને એ પાંચ ઇંદ્રિયોને તાબામાં રાખશે તો દુનીયાના બધાં લોકો તારા ચેલા થઇ રહેશે.

( ૩૭૫ )

**માલા તિલક બનાયકે, ધરમ બિચારા નાહિં;**
**માલા બિચારી કયા કરે, મેલ રહા મન માંહિં.**

હાથમાં માળા લીધી, કપાળે તિલક કીધું ને સન્યાસીનું ડોળ ઘાલ્યું; પણ સન્યાસીનો ધર્મ (ફરજ) તો પાંચે ઇંદ્રિયોની મજા

અને વ્યાપારો છોડી દેવાનાં છે, તે ધર્મ પાળવાનું તો તને ભાન નથી ને તેને બદલે તારા મનમાં મોજશોખના વિચારો ભરાઇ રહ્યા છે, તો પછી માળા બિચારી તને ખુદાનો મેળાપ કેમ કરાવી આપે !

( ૩૭૬ )

**મુંડ મુંડાવત દિન હિ ગયા, અજહુ ન મિલ્યા રામ;**
**રામ બિચારા કયા કરે, મનકે ઓર હી કામ !**

એવી રીતે માથું બોડાવતાં બોડાવતાં તો આખો જન્મારો પુરો થયો, તોબી ખુદા તો મળ્યા નહિ, ખુદાને મળવાને માંગે નહિ ને ઇંદ્રિયોની મોજ ભોગવવા માંગે. તો પછી ખુદા બિચારા શું કરે, ને તને કેમ મળે ?

( ૩૭૭ )

**કાષ્ટ કાટકે માલા કિની, માંહે પિરોયા સૂત;**
**માલા બિચારી કયા કરે, જો ફેરન હાર કપૂત?**

લાકડાં કાપીને તેમાંથી દાણા બનાવ્યા, ને સુતર પોઇને માળા બનાવી, પણ માળા ફેરવનારજ ખોટો, તો માળા બિચારી શું કરે ?

( ૩૭૮ )

**માલા તિલકતો ભેખ હય, રામ ભકિત કછુ ઓર;**
**કહે કબીર જીન પેહેરયા, પાંચો રાખો દોર.**

હાથે માળા ફેરવવી, માથે તિલક કરવો એ સૌ બાહેરનો માત્ર દેખાવ છે, જ્યારે ખુદાની ભકિત કરવી એ બીજુંજ કામ છે, કારણ કે ખરો સન્યાસી જેને થવું હોય, તેને તો પોતાની પાંચે ઇંદ્રિયોને તાબે કરવી જોઇયે.

( ૩૭૯ )

**માલા તો મનકી ભલી, ઓર સંસારી ભેખ;**
**માલા પેહેરે મન સુખી, તો બોહરા કે ઘર દેખ.**

માળા, જે સાધુ લોકો તથા ધાર્મિક લોકો ગળાંમાં પહેરે છે તે, જો મનથી પેહરવામાં તથા ફેરવવામાં આવે તોજ ઉપયોગી, નહિ તો માત્ર દુનિયાદારી બાવાનાં વેશ સમાન છે; કારણકે જો માત્ર માળા પહેરવાથી હરિ મળતા હોત, તો વોહરાજીની દુકાનમાં બહુ માળાઓ ટાંગી હોય છે, માટે ત્યાંજ ખુદા મળવો જોઇએ, પણ તેમ નથી.

( ૩૮૦ )

**માલા મુજસે લર પરી, કાહે ફિરાવે મોહે;**
**જો દિલ ફેરે આપનાં, તો રામ મિલાવું તોહે.**

કબીર કહે છે કે—માળા મારી સાથે ગુસ્સો કરીને બોલી કે, તું અમથો અમથો મને શાનો ચલાવ્યા કરે છે? તું સાથે સાથે તારાં મનનેબી યાદમાં ચલાવ? જે કોઇ મારી સાથે સાથે, પોતાનાં મનને ખુદાની યાદમાં ચલાવે તેને હું ખુદાની મુલાકાત કરાવું, બીજાઓને કેમ કરાવું?

( ૩૮૧ )

**ભરમ ન ભાગા જીવકા, અનંત ધરાયે ભેખ;**
**સત ગુરૂ સમજા બાહેરા, અંતર રહા અલેખ.**

ઘણાં ઘણાં વેશો બદલ્યા, પણ તારા જીવના ભ્રમો યાને ખોટા વેહેમો ગયા નહિ; તેથી સદ્‌ગુરૂને યાને તારા ઇષ્ટ દેવને તું બાહેર

રહેલો સમજે છે, પણ તે તો તારી અંદરજ, નહિ પિછાણી શકાય તેમ રહેલો છે। અર્થાત્, ખુદા પોતાની બાહેરજ છે, એવું ખોટું સમજીને, માણસ બાહેરની રીતભાતોમાં ફેરફાર કર્યા કરે, પણ મનને પવિત્ર ન કરે, તો ખરો રસ્તો હાથ આવતો નથી.

( ૩૮૨ )

**તનકો જોગી સબ કરે, મનકો કરે ન કોય;**
**મનકો જોગી જો કરે, સો ગુરૂ બાલક હોય.**

જોગીનો વેશ પહેરવો તે તો સૌ કોઈ કરી શકે, પણ મનને જોગી (યોગી) કોઇક જ કરી શકે છે, બધાથી તે થઇ શકતું નથી ; જે ગુરૂ-મહાત્મા જે બાળક સ્થિતિએ પહોંચેલો હોય યાને જેને રાગ, દ્વેષ છોડી દીધો છે–તેજ મનને યોગી કરનારો મહાત્મા છે.

( ૩૮૩ )

**મન મેલા તન ઉજલા, બગલા કપટી અંગ;**
**તાતે તો કઉવા ભલા, તન મન એકહિ રંગ.**

મનમાં મેલ ભરેલો હોય, ને શરીર માત્ર બાહેરથી ઉજળું હોય, તે તો પેલા કપટી બગલા પક્ષી જેવી વાત થઇ; તેનાં કરતાં તો કાગડો સારો, કે તેનું તન પણ કાળું ને મન પણ કાળું યાને તેનું અંદરનું અને બાહેરનું સ્વરૂપ એકજ હોય છે.

(૩૮૪)

**કવિતા કોટી કોટ હુય, સિરકે મુંડે કોટ;**
**મનકે મુંડે દેખ કર, તા સંગ લિજે ઓટ.**

મોઢેથી કવિતા બોલનારા અથવા જ્ઞાનની વાતો કરનારા ઘણા હોય છે, ને માથાં બોડાવીને સન્યાસીનું ડોલ ઘાલનારા પણ હજારો હોય છે, પણ જેણે મનને તાબે કીધું હોય તેનો આશરો તું લે, યાને મનને તાબે કેમ કરવું તે તેની પાસે શિખ.

(૩૮૫)

**માથાં મુંછ મુંડાય કે, કાયા ઘાટમ ઘોટ;**
**મનકો કાહે ન મુંડિયો, જામે સબહિ ખોટ?**

માથું, મુંછ, વગેરે બોડાવીને તારી કાયાને કાંય અમસ્થી કદરૂપી કરે છે? તારાં મનને કાંય નથી મુંડતો—કબજામાં રાખતો—કે જેની અંદરજ બધી ખામીઓ ભરેલી છે?





# મન વિષે.

## જેવું મન તેવું માણસ.

(૩૮૬)

**મન મેરા પંખી ભયા, જહાં તહાં ઉડ જાય;**
**જહાં જૈસી સંગત કરે, તહાં તૈસા ફલ ખાય.**

કબીર કહે છે કે:—મારૂં (માણસનું) મન એક પક્ષી જેવું છે કે જે જ્યાં ગમે ત્યાં ઉડતું ફરે છે, અને જેવી સંગત કરે છે, તેવું ફળ તે પામે છે, એટલે કે વિચાર કરે છે, તેવો માણસ બની જાય છે.

(૩૮૭)

**મન મોતા મન દુબલા, મન પાની મન લાય;**
**મનકો જૈસી ઉપજે, મન તૈસા હો જાય.**

મનથી માણસ મોતેલો બને છે; મનથીજ તે દુબળો બને છે; મનથીજ પાણી જેવો ઠંડો સ્વભાવ બને છે, ને મનથીજ અગ્નિ માફક ગરમ સ્વભાવ થાય છે; યાને જેવું મનમાં આવે તેવું માણસ બની જાય છે.

(૩૮૮)

**મન મરકટ બન બન ફિરે, કબ્બું નેક ન ઠહેરાય;**
**રામ નામ બાંધા બિના, જીત ભાવે તિત જાય.**

માણસનું મન એક વાંદરા બરાબર છે, કે જે કોઇ પણ આંકોશ વગર જંગલે જંગલ નાચતો કુદતો ફરે છે, ને જરા પણ ઠરીને બેસતો

નથી; તેમજ મન, જરા પણ નેક વિચારમાં ઠરીને રહેતું નથી, અને જ્યાં સુધી એ મનને ખુદાપર ઠેરવેલું રાખ્યે નહિ ત્યાં સુધી એ મન જ્યાં ગમે ત્યાં જયા કરવાનુંજ.

( ૩૮૯ )

**મન મરકટ મન ચાતુરી, મન રાજા મન રંક;**
**જો મન હરજીકોં મિલે, તો હરજી મિલે નિશંક.**

એ મન છે તેજ વાંદરો છે, તેજ ચતુરાઇ પણ કરનાર છે; મનથીજ માણુસ રાજા બને છે, ને મનજ તેને ફકીર બનાવે છે; પણ મન જો ખુદાને મળવાને જાય યાને ખુદા ઉપર ચિત્ત ચોંટાડી રાખે, તો ખુદા જરૂરજ તેને મળે.

( ૩૯૦ )

**મન પંખી બિન પંખકા, લખ જોજન ઉડ જાય;**
**મન ભાવે તાકો મિલે, ઘટમે આંન સમાય.**

મન પાંખ વગરનું પક્ષી છે, કે જે લાખો માઇલ ઉપર ઉડી જાય છે; જે જે તેને પ્યારાં લાગે છે તેને તેને તે જઇ મળે છે, અથવા તો તે સર્વવ્યાપક થઇ, સૌને પોતામાં સમાવી દે છે.





# માણસની હાર કે જીત, એ સૌ મનનુંજ છે

( ૩૯૧ )

**સાત સમુદ્રકી એક લહેર, ઔર મનકી લહેર અનેક,**
**કોઇ એક હરિજન ઉબરા, ડુબી નાંવ અનેક.**

એ મનની લેહેરો એટલી તો સંખ્યાબંધ છે કે તેની આગળ, સાત દરિયાઓના પવનની લેહેરો તો કાંઇ બિશાદમાં નથી; તેથી એ મન–સમુદ્રની લેહેરોના સપાટામાંથી કોઇ એકાદ જણુ જે ખુદાનો ભક્ત છે, તેનોજ મછવો બચવા પામી, પેલે પાર તરી જાય છે; બાકી બધાનાં મછવા ડુબી જાય છે.

( ૩૯૨ )

**મનકા બહોત રંગ હય, તલ તલ જૈસા હોય;**
**એકા રંગ જો રહે, તો કોટી મધે કોય.**

મનના બહુ રંગ હોય છે, ને ઘડી ઘડીમાં મનનો રંગ, તલના દાણાની માફક બદલાયા કરે છે; પણ જેનાં મનનો એકજ રંગ રહે યાને મનને કબજામાં રાખી પોતે ચાહે તેજ એક વિચારમાં મનને રોકી શકે, તેવો માણુસ તો કરોડોમાં એકાદજ હોય.

( ૩૯૩ )

**કબૂ મન ગગન ચઢે, કબૂ જાય પાતાલ;**
**કબૂ મન વરકતા દિસે; કબૂ પડે જંજાલ.**

કોઇવાર મન આસમાને ચઢે, તો કોઇવાર તે પાતાળે જાય; કોઇવાર એવું દિસે કે જાણે તે દુનિયાની ચિજોમાંથી નિકળી ગયું,

ને કોઇક વાર પાછું સંસારની જંજાળોમાં સપડાયું હોય એવું દિસે.

( ૩૯૪ )

**મનકી હારે હાર હય, ઔર મનકા જીતે જીત;**
**પરબ્રહ્મ જો પાઇયે, તો મનહિ હોય પ્રતિત.**

આ ચિજમાં હાર થઇ છે, પેલી બાબદમાં જીત થઇ છે એ બધું જોશો તો મનનુંજ છે, અને એ રીતે જ્યાં સુધી દુનિયાની માયામાં મન લાગેલું રહેશે, ત્યાં સુધી એ મનની હાર–જીત ચાલ્યાજ કરવાની; જ્યારે એ મન ખુદા ઉપર લાગે ત્યારેજ તેનું સમાધાન થવાનું, તે વગર કદિએ નહિ.

( ૩૯૫ )

**કબીર ! મન તો એક હય, ભાવે તહાં બિલમાંય;**
**ભાવે હરિ ભકિત કરે, ભાવે બિષે કમાય.**

ઓ કબીર ! એ મન તો એકજ છે, પણ જે જે ચિજ ઉપર તેને ભાવ યાને પ્રીતિ થાય છે, તે તે ચિજો તે કરવાને જાય છે. ખુશીમાં આવે તો ખુદાની ભકિત કરે, અને નહિ તો ઇંદ્રિયોના વિષયો ( મોજમજાહ ) માં ચકચૂર થઇ જાય.





# મન, સૌ કોઇને ગોલામ બનાવે છે

( ૩૯૬ )

**કોટ કરમ પલમેં કરે, એ મન બિખ્યા સ્વાદ;**
**સતગુરૂ શબ્દ માને નહિ, જનમ ગમાયા બાદ.**

એ રીતે એ મન છે તે પળ વારમાં કાંઇ કરોડો કરમ, ઇંદ્રિયોના સ્વાદથી કરી નાંખે છે; અને સદગુરૂએ કહેલી શિખામણ પ્રમાણે નહિ ચાલી, પોતાનો જન્મ બરબાદ કરે છે.

( ૩૯૭ )

**કબીર ! મન બિકારે પડા, ગયા સ્વાદકે સાથ;**
**ગુટકા ખાયા બજરકા, અબ કયું આવે હાથ ?**

કબીરનું કહેવું એ છે કેઃ—મન, ઇંદ્રિયોના વિષયોના સ્વાદની પછવાડે જવાથી ઘણું વિકારી થઇ જાય છે, ને એટલું બેહકી જાય છે, કે પછી તેને પાછું તેમાંથી બાહેર કાઢવું, યાને આપણા હાથમાં રાખવું, એ બહુ મુશ્કેલ થઇ પડે છે.

( ૩૯૮ )

**પહેલે રાખ ન જાનિયા, અબ કયું આવે હાથ;**
**પડ ગયા રાતા ધુરા, બેપારીઓ સાથ.**

પહેલાંથીજ મનને કબજામાં રાખ્યું ન હોય, અને ઇંદ્રિયોની

મોજમજાહમાંજ તેને પડવા દીધું, તો તે એવા વેપારોમાં મશગુલ થઇ જાય છે, કે પાછું કેમે કરી હાથ આવતું નથી.

( ૩૯૯ )

**મન સબ પર અસ્વાર હુય, પીંડા કરે અનંત;**
**મનહિ પર અસ્વાર રહે, કો એક બિરલા સંત.**

દુનિયાનાં સૌ લોકોને, મન પોતાની મરજી પ્રમાણે ચલાવે છે, અને તે મુજબ તરેહવાર કર્મો કરાવે છે; કોઇથી તેને પોતાની મરજી પ્રમાણે ચાલતું કરી શકતું નથી. તેને (મનને) પોતાની મરજી પ્રમાણે ચાલતું કરી શકે, એવા જે હોય તે તો જવલેજ મળી આવતો કોઇક સાધુ પુરૂષ હોય.





# મનથી શરીરપર થતી અસર

(૪૦૦)

કબીર! મન મરતક ભયા, દુર્બલ ભયા શરીર;
પેંડે લાગા હરિ ફિરે, યું કહે દાસ કબીર.

એ કબીર! જ્યારે તારૂં મન મરી જાય, યાને બાહેર ભમતું અને ઇંદ્રિયોનાં ખેંચાણને વશ થતું અટકે ત્યારે તારૂં શરીર આસુદું થાય, ને ત્યારેજ મન, ખુદાને મળવાને માટે તૈયાર થયું છે, એમ કહેવાય.

(૪૦૧)

મન પાનીકી પ્રીતડી, પડા જો કપટી લોન;
ખંડ ખંડ હો ગયા, બહોર મિલાવે કોન?

એ મનની મીસાલ છે, તે જેમ પાણી અને મિઠું હોય તેમ છે, યાને પાણીમાં મિઠું પડવાથી, જેમ અંદર પીગળી જઇને તેમાંથી મિઠું પાછું નિકળી શકતું નથી, તેમ મનને ઇંદ્રિયોના વિષયો (મોજ મજાહ) માં રાખવાથી તેમાં તે એવું તો ગરક થઇ જાય છે, કે તેને તેઓમાંથી પાછું કાઢવાનું કામ બહુજ મુશ્કેલ થઇ પડે છે.

(૪૦૨)

કાગડ કેરી નાવડી, ઓર પાની કેરા ગંગ;
કહે કબીર કૈસે તિરૂં, પાંચ કુસંગી સંગ.

કબીર કહે છે કે, મારો મછવો કાગળનો ને મને તો ગંગા જેવી મોટી નદી પસાર કરવી છે, અને મારી સાથે

પાંચ ખરાબ સાથીઓ લાગેલા છે, તો હું એટલા મોટા ભાર સાથે પેલે પાર કેમ જઇ શકીશ? અર્થાત્, માણુસની જીંદગીની નેમ ઘણી છેટે છે, અને તેનું શરીર તો થોડા વખતમાં ભાંગી પડવાનું, ત્યારે આ પાંચ ઇંદ્રિયોનાં ખેંચાણુમાંજ માણુસ રહે, તો પેલા સુખી છેડાએ તે કેમ પુગી શકે?

( ૪૦૩ )

**કાયા દેવલ મન ધજા, બિષય લહેર ફિરાય;**
**મનકે ચલતે તન ચલે, તાકા સર્વસ્વ જાય.**

માણુસનું શરીર તે દેવળ છે, અને મન તેની ટોંચ ઉપર ઉડતો વાવટો છે. જેમ પવનની લેહેરથી વાવટો ઉડયા કરે છે, તેમ પાંચો ઇંદ્રિયોને મજાહ આપનારી ચીજોથી મન "ઉડ ઉડ" થયા કરે છે; પણુ તે મનનાં દોરવ્યા પ્રમાણે જેણે પોતાના શરીરને કામે લગાડયું, યાને મનમાં જેવા વિચારો આવે તેવા કામો માણુસ કર્યા કરે, તો તે માણુસનું સૌ કાંઇ જતું રહેવાનું યાને તે દુઃખી થવાનો.

( ૪૦૪ )

**મન ચલે તો ચલને દે, ફિર ફિર નામ લગાય;**
**મન ચલતેં તન થંભ હય, તાકા કછુ ન જાય.**

કબીર કહે છે કે, ઓ ભાઇ, તારૂં મન ચાલતું હોય, ને ચાલતું અટકાવી ન શકાય, તો તેને ચાલવા દે; પણુ ફરી ફરીને તેને ખુદાનાં નામમાં લગાડીને અટકાવ. કારણકે જેનું મન ચાલતું હોય, તોપણ જે શરીરને અટકાવતો રહે, યાને મનમાં વિચાર આવ્યો તેવું કામ કરતાં જે કોઇ અટકે, તેનું કાંઈ પણુ જવાનું નથી.





## મન ભલે વિચારે, તું તેવું કાર્ય ના કર.

(૪૦૫)

**મન ગયા તો જાને દે, મત જાને દે શરીર;**
**બિન ચિલ્લે ચઢિ કમાંન, કિન બિધ લાગે તીર?**

તારૂં મન જાય તો જવા દે, પણ શરીરને મનનાં કહ્યા પ્રમાણે જવા દઇશ નહિ; કારણકે, જેમ ચિલ્લો ચઢાવ્યા વિનાની તીરની કમાન ખેંચવાથી, કોઇને પણ તે તીર લાગતો નથી તેમ, મનમાં વિચાર આવ્યા છતાં, જયાં સુધી માણસ તે કામ કરતો નથી, ત્યાં સુધી તેનું કાંઇ જવાનું નથી, યાને તેને ઝાઝું નુકશાન થતું નથી.

(૪૦૬)

**મય મનતા મન માર રે, રાખો ઘટમેં ઘેહેર;**
**જબહિ ચાલે પુંઠ દે, તો અંકુશ દે દે ફેર.**

એ તારૂં મન, જે "હું કરૂં" "હું ભોગવું" એવું "હું હું" કરી રહ્યું છે, તેને મારેલું રાખી તારાં શરીરમાંજ ઘેરીને રાખ, અને જેવું બાહેર જવા માંગે કે, જેમ હાથીને માહવત, અંકુશ ભોંકીને બીજી ગમ જતો અટકાવે છે, તેમ તું પણ તારાં મનને અટકાવતો રહે, ને તેના મરજી પ્રમાણે જવા ના દે.

( ૪૦૭ )

**યા મન અટકયો બાવરો, રાખો ઘટમેં ઘેહેર;**
**મન મમતામે ગલ ચલે, તો અંકુશ દે દે ફેર.**

તારૂં મન, જે આવું બાવરૂં યાને અહિં તહિં ભમતું થઇ ગયું છે, તે જો બાહેર જતું જરા અટકે તો પછી તેને શરીરમાંજ ઘેરી રાખજે, અને પાછું જેવું ઇંદ્રિયોનાં ખેંચાણમાં બાહેર ફસવા જાય કે તેને ફરી ફરીને અંકુશ ભોંકીને, અટકાવવાની કોશિશ કરતો રહેજે.

( ૪૦૮ )

**મેરા મન મકરંદ થા, કરતા બહુ બિગાર;**
**અબ સુધા હો મારગ ચલા, હરિ આગે હમ લાર.**

કબીર કહે છે કે, મારૂં મન પણ એકવાર એવુંજ લુટારા જેવું હતું, અને ઘણાં ઘણાં ખરાબ કામો કરતું હતું, પણ હવે તે શુધ્ધ થઇને, પવિત્રાઇના માર્ગે ચાલી રહ્યું છે, જેથી હવે ખુદા આગળ, અને હું (કબીર) તેના પાછળ રહું છું, યાને હવે મારાં મનમાં ખુદાનોજ વિચાર રહેલો છે.





## મનને કાબુમાં કેમ રાખવું ?

(૪૦૯)

**મન મારી મેંદા કરૂં, તનકી પાડું ખાલ;**
**જીભ્યાકા ટુકરા કરૂં, જો હરિ બિન કાઢે સ્વાલ.**

કબીર કહે છે કે, મેં મનને મારી મારીને આટાની માફક મેંદા કીધો, અને શરીરની ચામડી કાઢયા કીધી, ને મારી જીભ, ખુદા સિવાય જો બીજો કોઇ સવાલ કાઢે કે હું તેનાં ટુકડા કરી નાંખતો; સારાંશ કે, મેં મારી છએ ઇંદ્રિયોને દાબ દાબ કરીને અટકાવ્યા કીધી, ને ખોદા સિવાય બીજી કોઇ મોજ મજાહ ભોગવવા દીધી નહિ.

(૪૧૦)

**મન દિયા ઉને સબ દિયા, મનકિ ગેલ શરીર;**
**તન મન દે ઉઅરન ભયે, હરિકોં દાસ કબીર.**

જેણે મન આપ્યું, તેણે સર્વ કાંઇ આપ્યું, અને મન આપ્યું એટલે શરીર પણ આપ્યું, યાને મનમાં ખરાબ વિચારો આવે તેને અટકાવ્યા નહિ, તો શરીર તે માફક કામ કરવાનુંજ; જે કોઇ પોતાનું તન મન તે સાહેબ (ખુદા) ને અર્પણ કરે, તો જેમ હું (કબીર) ખુદાનો દાસ બન્યો છું, તેમ તે માણસ પણ થશે, યાને જીંદગીનું સાર્થક કરી શકશે.

(૪૧૧)

**જો તનમાંહિ મન ધરે, મન ધર નિર્મલ હોય;**
**સાહેબસોં સનમુખ રહે, તો ફિર બાલક હોય.**

જે કોઇ પોતાનાં મનને શરીરમાંજ પકડી રાખે, અને તેમ મનને પકડી પવિત્ર કરે, અને ખોદાની સન્મુખજ તેને રાખે, તે માણસ પાછો બાળક જેવો નિર્દોષ થઇ જાય. અર્થાત્, મનમાં બુરા વિચારો આવવા ન દે, અથવા આવે તેને મારી હઠાવી, મનને નેક વિચારોમાં જે કોઇ રોકે, તે માણસનું મન પવિત્ર થઇ ખુદામાં રહેતું થાય, જેથી તે બાળક જેવો નિર્દોષ અને સુખી બની જાય.

( ૪૧૨ )

**તનકુ મન મિલતા નહિ, તો હોતા તનકા ભંગ;**
**રહેતા કાલા બોર જ્યું, ચઢે ના દુજા રંગ.**

જ્યાં સુધી માણસનું ખાકી ( અસત્ ) મન તેનાં ઉંચાં ( સત્ ) મન સાથે મળી જતું નથી, ત્યાંસુધી તેનું શરીર પડયાજ કરવાનું; અને તેનું ( આ ) ખાકી મન એળિયા જેવું કાળુંજ રહેવાનું, અને તેની ઉપર બીજો રંગ ચઢી શકવાનો નથી. અર્થાત્, જ્યાંસુધી દુનિયવી વિચારોમાંજ માણસનું મન રોકાયલું રહે છે, ત્યાંસુધી તેને ઉંચ ( મિનોઇ ) જ્ઞાન આવી શકતું નથી. યાને માણસનું મન ખુદા પર લાગતું નથી, ત્યાંસુધી તેનાંથી યોગ થતો નથી, યાને ઇશ્વર સાથે જોડાણ થઇ શકતું નથી.





## વિષય વાસના જાય, તો મન શુદ્ધ થાય અને ખુદા દેખાય.

(૪૧૩)

**કામ હય ત્યાં રામ નહિ, રામ નહિ ત્યાં કામ;**
**દોનો એક જા કયું રહે, કામ રામ એક ઠામ?**

જેનાં મનમાં ઇંદ્રિયોના ભોગ ભોગવવાના વિચારો રહેલા હોય, તેનાં મનમાં ખુદા હોતો નથી, અને જ્યાં ખુદા નહિ, તો ઇંદ્રિયોના વિષયોના વિચારજ રહેલા હોય—કારણકે, જેમ એકી વેળા એક જગ્યામાં બે ચિજ રહી શકતી નથી, તેમ કામ અને રામ બન્ને એકી વેળા મનમાં કેમ રહી શકે? જ્યારે એક ચિજ દુર થાય, ત્યારે તેમાં બીજી ચિજ આવી શકે છે તેવીજ રીતે, જ્યારે મનમાંથી ઇંદ્રિયોની મોજ મજાહના વિચારો દૂર થાય ત્યારે તેમાં ખુદાનો વાસો થઈ શકે.

(૪૧૪)

**હિરદા ભિત્તર આરસી, મુંખ દેખા ન જાય;**
**મુંખ તો તબહિ દેખીયેં, જબ મનકી દુબધા જાય.**

માણસનાં હૈયાંમાં (ખુદાની) આરસી છે, છતાં તેમાં ખુદાનું મોંહ માણસને દેખાતું નથી—પણ જ્યારે માણસનાં મનનું દ્વૈતપણું, યાને "હું અને ખુદા" જુદા છે એવી જુદાઇનું ભાન નિકળી જાય ત્યારે તેમાં ખુદા દેખાય; અર્થાત્, માણસનાં મનમાંથી જ્યારે દુનિયવી વાસના અને વિચારો જતા રહે, ત્યારે તેમાં ખુદાનો વાસો થઈ શકે, ને ખુદા દેખાય.

(૪૧૫)

**ચંચલ મનવા ચેત રે, સુતો કયાં અજ્ઞાન;**
**જબ ધર જમ લે જાયગા, પડા રહેગા મ્યાંન.**

ઓ અસ્થિર ભટકતાં મન, તું ચેતી લે, અને અજ્ઞાનપણામાં ના પડી રહે; કારણ કે જ્યારે જમ તને પકડી લઈ જશે, ત્યારે તો આ તારૂં શરીર એક ખાલી ખોખાં જેવું પડી રહેશે, ને ત્યારે તારાથી કાંઈ બની શકવાનું નથી.

(૪૧૬)

**તનકા વેરી કો નહિ, જો મન શિતલ હોય;**
**તું આપાકો ડાલ દે, તો દયા કરે સબ કોય.**

જો તારૂં મન સ્થિર અને શાંત થઇ, તારા કબજામાં રહેશે, તો પછી તારાં શરીરનો યાને તારો દુસ્મન કોઇજ નથી, ને તને દુઃખ થવાનું નથી. માટે ઓ માણુસ! તું તારાં મનના ફાંટાઓને દાબીને, તારૂં "હુંપણું" છોડી દે. તો તારા સર્વ કોઇ મિત્ર બની જઈ, તારી દયા ખાશે, યાને તું સુખી થઇશ.

(૪૧૭)

**તન મન દિયા તો ભલી કરી, ડારા સિરકા ભાર;**
**કબૂ કહે જો મેં દિયા, તો બહોંત સહેંગા માર.**

તેં જો તારાં તન અને મનને સારાં કામમાં લગાડયાં હોય યાને ખુદાને અર્પણ કીધાં હોય, તો તેં ઘણું સારૂં કીધું; કારણ કે તારા માથાં ઉપરની ફરજનો બોજો તેં કહાડી નાંખી હલકો કીધો, પણ તેમ કરતાં જો તું મગરૂરી લેશે, યાને એમ કહેશે કે "મેં કીધું" તો કર્યાનાં ફળ તને ચાખવાં પડશે, ને ચાખવાને માટે ફરીફરી જન્મનું

પડશે, ને જન્મયા-મર્યાનાં દુઃખો ભોગવવાં પડશે, અને એ રીતે તું મોટો માર ખાશે.

(૪૧૮)

**મન ઠહેરા તબ જાનિયેં, અનસુજ સબે સુજાય;**
**જ્યું અંધિયારે ભવનમેં, દિપક બાર દિખાય.**

મન ઠરેલું છે યાને શાંત થયું છે, એવું ત્યારેજ જાણવું કે જ્યારે નહિ સમજ પડે તેવી વાતો આપણને સમજ પડી જાય. જેમ અંધારી જગ્યામાં બતી લાવ્યાથી તે માંહેલી બધી ચિજો દેખાઇ આવે છે તેમ, મન જ્યારે શાંત પડે છે યાને જ્યારે તેમાંથી દુનિયવી વિચારો નિકળી જાય છે, ત્યારે ત્યાં જ્ઞાનનો પ્રકાશ થાય છે અને ખુદા દેખાય છે.





## મન કેમ શુદ્ધ થાય?

(૪૧૯)

**કબીર! મન પરમોધ લે, આપહિ લે ઉપદેશ;**
**જો એ પાંચો વશ કરો, તો શિષ્ય હોય સબદેશ.**

ઓ કબીર! તું તારાં મનને પારખી લે, અને મનથીજ સઘળાં પાપો થાય છે તે માટે તુંજ તારો ઉપદેશ લે. જ્યારે તું આ પાંચ ઈંદ્રિયોને તાબામાં રાખશે, યાને તેઓનાં ખેંચાણને વશ થતો અટકશે ત્યારે તું એવો થશે કે બધાં લોકો તારા ચેલા થશે.

(૪૨૦)

**મન કપડા મેલા ભયા, ઇનમે બહોત બિગાર;**
**યે મન કૈસે ધોઇયે, સંતો કરો બિચાર?**

એ મન–રૂપી કપડું મેલું થયું છે, ને તેમાં ઘણાં રોગોનાં બીયાં રહ્યાં છે ત્યારે એ મનને કેમ ધોઇએ તેનો વિચાર કરો, હે સાધુ પુરૂષો!

(૪૨૧)

**સતગુરૂ ધોબિ જ્ઞાન જલ, સાબુ સરજન હાર;**
**સુરત શિલાપર ધોઇએ, નિકસે જોત અપાર.**

સદ્ગુરૂ, એ મનને ધોઇને સાફ કરવાવાળો છે, બ્રહ્મજ્ઞાન રૂપી

પાણી વડે તે ધોવાય છે. અને તે માટે જે સાબુ જોઇએ, તે ખુદાનું નામ છે, જેથી એ મનનાં જન્મો-જન્મનાં દોષો મટી જાય છે; અને ખુદાની સુરતનું ધ્યાન તે, એ મનને ધોવાનો પથ્થર છે, કે જેની ઉપર ધોતાં–ધોતાં, એ મન સંપૂર્ણ નિર્મળ થાય છે, અને પછી એમાં ખુદા દેખાય છે.

( ૪૨૨ )

**કબીર! કાયાકો ઝગો, સાંઇ સાબુન નામ;**
**રામહિ રામ પોકારતાં, ધોયા પાંચો ઠામ.**

ખુદાનાં નામરૂપી સાબુથી એ શરીર ધોઇને સાફ કરો. "ખુદા ખુદા" પોકારતાં, પાંચે ઇંદ્રિયો પવિત્ર થશે, એટલે કે તેઓ પોતે પોતાના વિષયો તરફ ખેંચાયા કરશે નહિ, પણ ફરજ બજાવતાં કે દયાનાં કામો કરતાં વિષયોના સંગમાં તેઓને રાત્રવું પડશે, તો પણ વિષયોને ભોગવવાનો આવેશ યાને ઇચ્છા, તેઓમાં રહેશે નહિ.

( ૪૨૩ )

**મન ગોરખ મન ગોવિંદા, મનહુ ઓઘટ હોય;**
**જો મન રાખે જતન કર, તો આપે કરતા સોય.**

મન મહાત્માઓને દરજ્જે પહોંચી શકે છે, મન ખુદાને દરજ્જે પુગી શકે છે; ને મનજ આખી સૃષ્ટિ બની શકે છે, જો એ મનને કોઇ સાચવી સાચવીને રાખે તો એ મનજ ખુદા રૂપ થઇ જાય.

( ૪૨૪ )

**જબતક આસ શરીરકી, નિર્ભય ભયા ન જાય;**
**કાયા માયા મન તજે, ચૌપટ રહા બજાય.**

જ્યાં સુધી મનને, પોતાનાં શરીરનો ખ્યાલ રહે છે, એટલે કે આ શરીર તે "હું છું" એવો ખ્યાલ થયા કરે છે, ત્યાંસુધી તે કદિબી નિર્ભય થતું નથી, એટલે તેનાં વેહેમો અને ફીકરો મટતાં નથી અને તે શાંત પડતું નથી; જ્યારે મનમાંથી, શરીરનાં અને માયાના એટલે કે ઇંદ્રિયોના ભોગ ભોગવવાના વિચારો નિકળી જાય, ત્યારેજ તે મનને બીજો (ઉંચ) દરવાજો દેખાય છે.





## મન શુદ્ધ થયું કે આપોઆપ ખુદા મળી જશે.

( ૪૨૫ )

**મન રાજા મન રંક હુય, મન કાયર મન સુર;**
**સુન્ય શિખરપર મન રહે, મસ્તક આવે નુર.**

જેવું જેવું મન, તેવી તેવી હાલત; ગરીબ થઇએ કે રાજા થઇએ તે મનને લીધે; હિચકારા થઇએ કે હિમતવાન લડવૈયા થઇએ તે મનને લીધે; અને કોઇબી વિચાર કર્યા વગરનાં થઇએ તેબી મનને લીધે, એટલેકે ખુદા સિવાય બીજી કોઇ પણ ચિજનું નામ નિશાન, આકાર, વગેરે સર્વ કાંઈ મનમાંથી જતાં રહે યાને મન ગોયા શુન્ય જેવું થઇ જાય, ત્યારે તેમાં ખુદા દેખાય.

( ૪૨૬ )

**તેરી જોતમેં મન ધરેં, મન ધર હોય પતંગ;**
**આપા ખોયે હરિ મિલે, તુજ મિલ્યા રહે રંગ.**

તારી જોત એટલે ખુદાનો અંશ જે તારા શરીરમાં છે તેમાં જો તું તારાં મનને રોકે, અને મનને ત્યાં લગાડીને તું ઉડતા પતંગ જેવો થાય, તો તારૂં "હુંપણું" જશે. અને "હુંપણું" જાય તો પછી તારૂં પોતાનું ખરૂં સ્વરૂપ તું જોઇ શકશે યાને ખુદા સાથે તું એકત્ર થઇ શકશે.

( ૪૨૭ )

**દોરી લાગી ભય ગયા, મન પાયે વિશ્રામ;**
**ચિત્ત ચોંતા હરિ નામસોં, મિટ ગયા સબહિ કામ.**

મન ખુદાને મળ્યું કે બીજા ખ્યાલો પર દોડી જવાની

તેની ટેવ છુટી જશે, અને પોતે પોતામાંજ આશાયશ લઈને રહેશે અને ખ્યાલ પછીના ખ્યાલો છુટી ગયા કે, જન્મ પછીનાં જન્મ લેવાનાં પણ છુટી જશે, અને એમ ભવ ભય દૂર થશે, ને સર્વે ફરજોનોબ્બી છેડો આવી જશે; કેમકે ખુદાનાં નામમાં ચોંટી બેઠેલાં મન (માણસ) ને કોઇબ્બી ફરજ હોતી નથી, તેણે પોતાનાં કર્મોને બાળી નાંખ્યાં છે એટલે તેને બંધનકર્તા કોઇ રહ્યું નથી.

( ૪૨૮ )

**યે મન હરિ ચરને ચલા, માયા મોહસે છુટ;**
**બે હદ માંહિ ઘર કિયા, કાલ રહા શિર કુટ.**

કબીર કહે છે કે—એવીજ રીતે, મારૂં મન દુનિયાની માયામાંથી છુટું થયું છે, તે હવે ખુદાના ચરણેજ જઇ રહ્યું છે, ને પોતાનો વાસો હદમાંથી છોડીને, બેહદમાં કીધો છે યાને ખુદામાં કીધો છે, તે જોઇને જમ રાજા પોતાનું માથું કુટવા પડયો છે, કે હવે શિકાર હાથમાંથી ગયો, કારણકે હવે હું જન્મ-મરણની પેલી મેર ગયોછું.

( ૪૨૯ )

**યે મન થાકો થીર ભયા, પગ બિન ચલે ન પંથ;**
**એકજ અક્ષર અલેખકા, થાકે કોટી ગ્રંથ.**

એ મન, વિષય વાસનાઓથી ઉપજતાં દુઃખો ખમી-ખમીને, મોજ મજાહની ઇચ્છાઓ કરતું હવે અટકયું છે. વિષયોમાં સુખ છે, એવી એની આગલી ખાત્રી જતી રહી છે, તેથી હવે તે વિષયોના વિચાર કરતું નથી. હવે એ મન ખુદાને મળવાનું "ઓંકાર" રૂપી એકાક્ષરી મંત્ર જપવા પડયું છે, કે જે મંત્રનાં ફળ આગળ કરોડો ગ્રંથ ભણ્યાનું ફળ, બિશાદ વગરનું છે.

( ૪૩૦ )

**મેરા મન સુમરે રામકો, મનમે રામ સમાય;**
**મનહિ જબ રામ હો રહા, તો શિશ નમાવું કાય ?**

મારૂં મન હવે તો ખુદાનેજ યાદ કરે છે, અને તેમાં ખુદાનો વિચારજ રહેલો છે, ને બીજો કોઇ વિચાર રહ્યો નથી. મન ખુદારૂપ થયું છે, અને એ પ્રમાણે જ્યારે મન પોતેજ ખુદારૂપ બની ગયું છે, ત્યારે હું માથું કોણને નમાવું ?

( ૪૩૧ )

**તું તું કરતા તું ભયા, તું માંહે રહે સમાય;**
**તું માંહિ મન મિલ રહા, અબ મન અંત ન જાય.**

"હું નથી" પણ "તું છે" એમ બોલતાં બોલતાં, યાને "ખુદા ખુદા" કર્યાંથી, ખુદામાં મન રહેવા લાગે છે, અને મન જ ખુદારૂપ થઇ જાય છે, તે પછી મન કદી છુટું વિખુટું પડતું નથી, કારણકે તે પોતાનાં સુખા છેડે પુગી ગયું.

( ૪૩૨ )

**તું તું કરતા તું ભયા, મુંજમે રહિ ન "હું";**
**વારી ફેરૂ નામ પર, જીત દેખું તિત "તું".**

"તું તું" કરતાં કરતાં, યાને "ખુદા ખુદા" કરતાં, મારામાં "હુંપણું" રહ્યું નહિ, પણ જ્યાં જોઉં છું ત્યાં "તું ને તું" યાને ખુદાજ દેખાય છે માટે હું કબીર તારા (ખુદા) નામપર ફીદા થાઉંછું યાને (ઓવરાઇ જાઉંછું) કે તે જપવાથીજ આ મહાન સુખ પ્રાપ્ત થાય છે.





# મીઠા શબ્દો બોલવામાંજ ફાયદો છે.

( ૪૩૩ )

શબ્દ શબ્દ કાહુ કરો, શબ્દકે હાથ ન પાંવ;
એક શબ્દ ઓખડ કરે, એક શબ્દ કરે ઘાવ.

અમસ્થા શબ્દો બોલ્યા શું કરો છો, શબ્દને કાંઈ હાથ ને પગ હોતા નથી, છતાં એક શબ્દ દવા માફક માણુસને આરામ કરે છે, જ્યારે બીજો ( એક ) શબ્દ સામાને જખમ કરી દુ:ખ ઉપજાવે છે.

( ૪૩૪ )

એક શબ્દ સુખ રાસ હુય, એક શબ્દ દુ:ખ રાસ;
એક શબ્દે બંધન કટે, એક શબ્દે પરે ફાંસ.

એક શબ્દ સુખથી ભરપૂર હોય છે, ત્યારે બીજો શબ્દ દુ:ખથી ભરેલો હોય છે; એક શબ્દ માણુસની મુશ્કેલીઓ ટાળે છે, જ્યારે ( બીજો ) એક શબ્દ તેને ગળે ફાંસી નાખે છે.

( ૪૩૫ )

એક શબ્દ સુ પ્યાર હુય, એક શબ્દ કુ પ્યાર;
એક શબ્દે સબ દુશમન, એક શબ્દે સબ યાર.

એક શબ્દમાં પ્યાર ભરેલો છે, ત્યારે ( બીજો ) એક શબ્દ ધિક્કારથી ધમ-ધમી રહ્યો હોય છે; એક શબ્દથી બધાં લોકો આપણા દુશ્મન બને છે, જયારે બીજો શબ્દ સૌને આપણા મિત્ર કરી દે છે.

( ૪૩૬ )

**શબ્દ ઐસા બોલિયે, તનકા આપા ખોય;**
**ઔરનકો શિતલ કરે, આપનકો સુખ હોય.**

( ત્યારે ) કબીર કહે છે કેઃ—તારૂં "હુંપણું" છોડી દઇને તું એવા શબ્દ બોલ, યાને એવું બોલવાની ટેવ રાખ, કે જેથી સામો ધણીબી રાજી રાજી રહે, ને તનેબી સુખ આવ્યા કરે.

( ૪૩૭ )

**શિતલ શબ્દ ઉચ્ચારિયે, અહમ આનિયે નાહિ;**
**તેરા પ્રીતમ તુંજમેં બસે, દુશમન બી તુંજ માંહિ.**

મીઠા શબ્દ બોલવા, ને મગરૂરી જરાએ કરવી નહિ; કાંય જે આપણા મિત્રો તથા શત્રુઓ આપણાં બોલમાંજ રહેલા છે.

( ૪૩૮ )

**જે શબ્દે દુઃખ ના લગે, સોહિ શબ્દ ઉચ્ચાર;**
**તપ્ત મિટી શિતલ ભયા, સોહિ શબ્દ તત્સાર.**

શબ્દ એવા બોલવા, યાને વાત એવી કરવી કે જેથી કોઇનેબી દુઃખ લાગે નહિ, તથા ગુસ્સો આવે નહિ, પણ બધાંને શાંતિ થાય એવુંજ બોલવામાં ખરો સાર છે.

( ૪૩૯ )

**શબ્દ સરિખા ધન નહિ, જો કોઇ જાને બોલ;**
**હિરા તો દામે મિલે, પર શબ્દ ન આવે મોલ.**

જો કોઇ બોલી જાણતો હોય તો બોલી યાને ( મીઠી ) વાણી જેવું માણસનું એક ધન યાને શક્તિ નથી; કારણકે દામ ખરચો, તો હિરોબી મળી શકે છે, પણ નેક વચનનું તો મૂલ્યજ નથી.

( ૪૪૦ )

**કઠન બચન બિખસેં બુરા, જાર કરે સબ છાર;**
**સંત બચન શિતલ સદા, બરખે અમૃત ધાર.**

કડવા અને સખ્ત બોલો ઝેરથીબી બુરા છે, જે શબ્દો બધાંને બાળી જાળી નાંખે છે; તેથી જેઓ સાધુપુરૂષ છે, તેઓ હંમેશાં મીઠા વચનો બોલીને અમૃતનાં ધારની પેરે સૌને સુખ ઉપજાવે છે.

( ૪૪૧ )

**કઉવે કિસકા ધન હરા, કોયલ કિસકો દેત?**
**મિઠા શબ્દ સુનાયકે, જગ અપના કર લેત.**

કાગડો આપણું શું ધન ચોરી લઇ જાય છે, કે તેનાથી આપણે કંટાળયે છીએ? ને કોયલ શું આપણને આપી દે છે, કે આપણે તેનાંથી રાજી થઇએ છીએ! પણ, કબીર કહે છે કે, એ સૌ સૌની બોલીથીજ માત્ર થાય છે. અર્થાત્, કાગડાની માફક માથું દુઃખવનારાં માણસોને કોઇ ચાહતું નથી, જ્યારે કોયલ જેવાં મીઠું બોલનારાઓ પોતાની બોલીથી સૌ કોઇનાં દિલ જીતી લે છે.

( ૪૪૨ )

**મિઠા સબસે બોલિયે, સુખ ઉપજે કછુ ઓર;**
**એહિ વશીકરણ મંત્ર હય, તજીયેં બચન કઠોર.**

તું સૌ સાથે મીઠું મીઠું બોલ, તેના જેવું સુખ ઉપજાવનાર કાંઇ નથી; એ સૌનાં દિલ જીતી લેવાનો મંત્ર છે, માટે તું કડવા સખુનો બોલવાનું છોડી દે.

( ૪૪૩ )

**ગમ સમાંન ભોજન નહિં, જો કોઇ ગમકો ખાય;**
**અમરિખ ગમ ખાઇયાં, દુરવાસા વિર લાય.**

ગમ ખાવું, યાને સામો ધણી અપમાન કરે યા દુખ આપે તે શાંતપણે ખમીને બેસવું, એનાં જેવું ભોજન એકે નથી; અમરીખ જેવા અસિલ પુરૂખ, રાજા હોવા છતાં, દુર્વાસા જેવા અયોગ્ય નરનો સખ્ત ઠપકો અને શ્રાપ, મુંગે મોઢે સહન કરી જઇ સામો હાથ જોડીને ઉભો રહ્યો, જેથી દુર્વાસાને નુકશાન થયું, જ્યારે અમરીખ રાજાને સુખજ મળ્યું તેમ, જે કોઇ બીજાનું બોલવું, ગમે એવું હોય, છતાં તે સહન કરી જાય, ને સામો જરાએ વાંકો શબ્દ નહિં બોલે, તે માણસ ખરો સુખી થાય.

( ૪૪૪ )

**જીભ્યા જીને વશ કરી, તિને વશ કિયા જેહાંન;**
**નહિંતો અવગુન ઉપજે, કહે સબ સંત સુજાન.**

જે પોતાની જીભને વશ કરે, તે આખા જેહાંનને જીતી શકે છે; પણ જે જભાંને કાબૂમાં રાખતો નથી, તેને દુઃખ ઉપજયા કરવાનું, એવું સાધુપુરૂષોનું કહેવું છે.





# ગુપ્ત શબ્દ વિષે.

( ૪૪૫ )

**શબ્દ શબ્દ બહુ આંતરા, સાર શબ્દ ચિત દેય;**
**જો શબ્દે હરિ મિલે, સોહિ શબ્દ ગ્રહિ લેય.**

શબ્દ, શબ્દમાં ઘણો ફરક હોય છે, માટે કબીર કહે છે કે, હું હવે (ગુપ્ત) શબ્દ કહું છું તે પર ધ્યાન લગાડો, ને મારા કહેલા શબ્દોમાં જે શબ્દથી ખુદા મળે છે, તે શબ્દને તમો પકડી રાખો.

( ૪૪૬ )

**શબ્દ બહોત હિ સુન્યા, પર મિટા ન મનકા મોહ;**
**પારસ તક પહોતા નહિ, તબ લગ લોહાકા લોહ.**

એવા ( બીજા ) શબ્દો તો ઘણાંએ મેં સાંભળ્યા, પણ મારા મનનું અજ્ઞાનપણું ગયું નહિ; કારણકે, જ્યાંસુધી લોઢાંને પારસમણિ મળનો નથી, ત્યાંસુધી તેનું સોનું થતું નથી પણ તે લોઢું ને લોઢું જ રહે છે, તેમ જ્યાંસુધી ખરો (ગુપ્ત) શબ્દ શું છે, તેનું જ્ઞાન માણસને થતું નથી, ત્યાંસુધી તેને ખુદા મળી શકતો નથી.

( ૪૪૭ )

**શબ્દ હમારા સત્ હય, તુમ મત જાય સરક;**
**મોક્ષ મુક્ત ફલ ચાહો, તો શબ્દકો લેઓ પરખ.**

કબીર કહે છે કેઃ—મારાં વચનો સત્ય છે, તેને મનમાંથી દુર કરતા ના; પણ જો તમો મુક્તિ મેળવવા ચાહતા હોવો તો, મારાં

વચનો પર ધ્યાન લગાડી તેને પારખવાની તજવીજ કરો, અને તે મુજબ ચાલવાને પ્રયત્ન કરો.

( ૪૪૮ )

**શબ્દ મારે મર ગયે, શબ્દે છોડા રાજ;**
**જીને શબ્દ વિવેક કિયા, તાકા સરિયા કાજ.**

એ (ગુપ્ત) શબ્દનો સાર મેળવવા જતાં, ઘણાઓ મરી ગયા છે, ને ઘણાંએ પોતાના રાજપાટ છોડી દીધાં છે; જેણે તે શબ્દ જાણ્યો ને તે મુજબ જીંદગીમાં અમલ કીધો તેનુંજ કામ સફળ થયું છે.

( ૪૪૯ )

**શબ્દ શબ્દ સબ કોઇ કહે, વોહ તો શબ્દ વિદેહ;**
**જીભ્યા પર આવે નહિ, નિરખ પરખ કર લે.**

શબ્દ શબ્દ કરી સહુ કોઇ બોલે છે, પણ તે (ગુપ્ત) શબ્દનો કાંઇ આકાર નથી, ને તે શબ્દ કાંઇ જીભથી ઉચરાતો નથી, તે તો માત્ર જોઇને પારખવાનો છે.

( ૪૫૦ )

**શબ્દ બિનાં સુરતા આંધલી, કહો કહાં કો જાય;**
**દ્વાર ન આવે શબ્દકા, ફિર ફિર ભટકા ખાય.**

તે શબ્દ વગર, માણસનું મન આંધળુંજ રહે છે, તેથી તેને કયાં જવું ને કયો રસ્તો લેવો તેની ખબર પડતી નથી; અને તે શબ્દનો દરવાજો નહિ મળવાથી, તે બિચારો ફોકટનો ભટકી ભટકીને ખુવાર થાય છે.

( ૪૫૧ )

**એક શબ્દ ગુરૂ દેવકા, તાકા અનંત બિચાર;**
**ઠાકે મૂનીજન પંડિતા, બેદ ન પાવે પાર.**

સદ્‌ગુરૂ માત્ર એકજ શબ્દ (મંત્ર) આપે છે, પણ તેમાં પાર વગરનો ભેદ સમાયલો હોય છે, કે જેને, મોટા મુનિઓ અને પંડિતો (જેને ગુરૂ મળ્યા નથી તેઓ) શોધતાં શોધતાં થાકી ગયા છે, ને જેનો ભેદ, વેદ (શાસ્ત્ર) માત્ર વાંચવાથી યા ભણવાથી મળી શકતો નથી.

( ૪૫૨ )

**બેદ ઠકે બ્રહ્મા ઠકે, થકિયા શંકર સેષ;**
**ગિતાકોંબી ગમ નહિ, જહાં સદ્‌ગુરૂકા ઉપદેશ.**

જ્યારે સદ્‌ગુરૂ પોતાના ચેલાને દીક્ષા આપે છે ત્યારે તેને એ શબ્દનો ઉપદેશ સમજાવે છે, તે સિવાય કોઇથી પણ તેનો ભેદ સમજી શકાતો નથી.

( ૪૫૩ )

**પરખો દ્વારા શબ્દકા, જો ગુરૂ કહે બિચાર;**
**બિના શબ્દ કછુ ના મિલે, દેખો નયન નિહાર.**

સદ્‌ગુરૂ વિચાર કરીને જે મંત્ર આપે તે ગુરૂ મંત્રનો દરવાજો તું પારખ, જે સમજ્યાથીજ ખુદા મળે છે, તે મંત્ર જ્યાંસુધી મળે નહિ ત્યાંસુધી તને કાંઇ મલવાનું નથી, માટે આંખ ઉઘાડીને તું જો. અર્થાત્, સદ્‌ગુરૂ જે બોધ આપે છે તે પ્રમાણે ચાલવાથી ખુદા મળે છે. માટે વિવેક બુદ્ધિથી ગુરૂનાં વચન પ્રમાણે આચરણ કરવું.

( ૪૫૪ )

**હોત કંઠ હાલે નહિ, જીભ્યા ન નામ ઉચ્ચાર;**
**ગુપ્ત શબ્દ જો બોલે, સોહી હંસ હમાર.**

તે (ગુપ્ત) શબ્દ એવો છે કે તે બોલવાને માટે હોઠ યા ગળું હલાવવું પડતું નથી. ને જીભે પણ તેનો ઉચ્ચાર થતો નથી, એવો એ ગુપ્ત શબ્દ છે કે તેનું કોઇ કોઈજ હંસ યાને સાધુ પુરૂષનેજ જ્ઞાન થાય છે.

( ૪૫૫ )

**લોહા ચુંબક પ્રીત હુય, લોહા લેત ઉઠાય;**
**એસા શબ્દ કબીરકા, કાલસેં લેત છોડાય.**

લોહચુંબકનું આકર્ષણ લોઢાંનેજ થાય છે, તેમ જે કોઈ યોગ્ય પુરૂષ હશે તેનેજ આ મારા ( કબિરના) શબ્દોનું ખેંચાણ થશે, અને તેમ થશે ત્યારેજ તે માણસ કાળનાં હાથમાંથી છુટી શકશે.





# કરણી વિષે.

( ૪૫૬ )

**કહેતા હય પર કરતા નહિં, મુંહકા બરા લબાર;**
**કાલા મુંહ લે જાયગા, સાહેબ કે દરબાર.**

જે કોઈ જેવું બોલે, તેવી રીતે ચાલે નહિ, તે માણસ મોઢાંનો અમસ્થો લભાસખોરો યાને જુઠો કહેવાય ; ને તેવાં માણસને કબીર કહે છે કે, ખુદાની દરબારમાં કાળું મોઢું લઇને જવું પડશે.

( ૪૫૭ )

**કથની કથા તો કયા ભયા, કરની નહિં ઠરાય?**
**કાલબુતકા કોટ જયું, દેખત હિ દેહ જાય.**

મોઢાંની સારી સારી માત્ર વાતો કરે, તેથી શું થાય? જેવું બોલે તેવું કરી ન દેખડાવે યાને તેવી રીતે જીંદગીમાં અમલ ન કરે, તો તેની જીંદગી એક છાયા સમાનજ છે, કે જે જોતાં જોતાંમાં મળે નહિ થઇ જાય છે.

( ૪૫૮ )

**કહેના મિઠી ખાંડસી, કરના બિખકી લોય;**
**જયું કહેની ત્યું રહેની રહે; તો બિખકા અમરત હોય.**

મોઢેથી ઘણું મિઠાસ ભરેલું બોલે, પણ કરણી તો ઝેર જેવી હોય; પણ જે બોલે તેવું કરી બતાવે યાને જીંદગીમાં તે મુજબ

અમલ કરનારો હોય, તે માણુસ ઝેરનું અમૃત કરી શકે છે. સારાંશ, કે જેવી નેક વાણી મોઢેથી કહાડે, તેવી નેક કરણી કરે, તે માણુસજ બીજાને સુખ આપી શકે છે.

( ૪૫૯ )

**જૈસી બાંની મુખ કહે, તૈસી ચાલે નાહિં;**
**મનુષ્ય નહિં એ સ્વાંન હય, બાંધે જમપુર જાહિં.**

એથી ઉલટું, જેવું મોઢે બોલે, તેવી ચાલચલણ નહિ રાખે, તે માણુસ નહિ, પણ કુતરોજ છે, અને તે જમના હાથમાં સપડાયા કરવાનો યાને દુઃખી થયા કરશે.

( ૪૬૦ )

**કથની બકની છોર દે, રહેની સે ચિત્ત લાય;**
**નિરખી નિર પીયે બિનાં, કબહુ પ્યાસ ન જાય.**

ત્યારે કબીર કહે છે કેઃ— તું માત્ર બોલવા બકવાનું છોડી દે, ને ધ્યાન રાખ, માત્ર કરણી ઉપર, યાને નેક કામો કરવા માંડ, કારણકે પાણીને માત્ર જોવાથી જેમ તરસ મટતી નથી, તેમ નેક કરણી કીધા વગર માણુસ નેક બની શકતો નથી, ને સુખી થઇ શકતો નથી.

( ૪૬૧ )

**કથતે બકતે પચ ગયે, મૂરખ કોટ હજાર;**
**કથની કાચી પર ગઈ, રહેની રહિ સો સાર.**

એવા મોઢાંનો ખાલી પટપટારો કરી કરીને, કાંઇ હજારો ને કરોડો મુરખાઓ પોતાનો દિન ગુમાવી ગયા છે, કારણ કે માત્ર મોઢાંની વાત કાંઇ કામ આવતી નથી, પણ તેની સાથે સાથે કરણી પણ તેવી નેક હોય, ત્યારેજ દુનિયામાં માણુસનું નામ અમર થઇ જાય છે.

(૪૬૨)

**જૈસી બાંની મુખ કહે, તૈસી ચાલે ચાલ;**
**સાહેબ સંગ લાગા રહે, તબહિ હોય નેહાલ.**

જેવી ( નેક ) વાણી મોઢાંમાંથી નીકળે, તે પ્રમાણે જે કોઇ ચાલે અને ખુદાને હાજર નાજર જાણી, હમેશા રાસ્તીજ અખત્યાર કરે, યાને સત્યનેજ માર્ગે ચાલે, તે માણસ ખરો સુખી થાય ને પાર પડી જાય.

(૪૬૩)

**કથની કથે સો પુત હમારા, બેદ પઢે સો નાતી;**
**રહેની રહે સો ગુરૂ હમારા, હમ હયે તાકે સાથી.**

કબીર કહે છે કેઃ—મોઢેથી જે કોઇ વાતો કર્યા કરે, તે તો મારા છોકરાં જેવો (નાદાન) છે, જે કોઇ વેદ વગેરે પુસ્તકો માત્ર વાંચી જાણે, તે માત્ર એક નાતીલો છે યાને સાધારણ માણસ છે, પણ જે કોઇ જેવું બોલે યા વાંચે, યાને શાસ્ત્રનાં શિક્ષણ કહી સંભળાવતો હોય તે મુજબ જીંદગીમાં અમલ કરતો હોય, તે મારો ગુરૂ છે, અને હું તેનો ચેલો છું.

(૪૬૪)

**કુલ કરની છુટે નહિ, જ્ઞાનહિ કથે અગાધ;**
**કહે કબીર તા દાસકોં, મુંખ દેખે અપરાધ.**

જેની બધી બદફેલીઓ ગઈ નથી, પણ જે અમસ્થો મોટી મોટી જ્ઞાનની વાતો કરે છે, તે માણસનું મોઢું તમે જુઓ તો પાપથી ભરેલુંજ દેખાશે. સારાંશ કે ઘણું ઘણું જ્ઞાન લેવા છતાં જે કોઇ પોતાની કરણી સુધારતો નથી, યાને કહે તેવું કરતો નથી, તે માણસ પાપો કર્યો જાય છે.

(૪૬૫)

**રહેની કે મેદાનમે, કથની આવે જાય;**
**કથનો પિસે પિસનાં, રહેની અમલ કમાય.**

આ જીંદગીમાં મોઢાંમાંથી (શિખામણની) વાતો ઘણી કરાય છે, પણ એ બધી વાતો જતી રહે છે; કારણ કે મોઢાંનું બોલવું તે દળણું દળવા બરાબર છે, યાને તે બધું નિરર્થક છે; માત્ર કરણીજ સરસાઇ ભોગવી શકશે.

(૪૬૬)

**એહરનકી ચોરી કરે, કરે સુઇ કો દાન;**
**ઉંચા ચઢ કર દેખતે, કેતિક દુર વિમાંન?**

એરણ જેવા મોટા લોખંડના કટકા ચોરી કરે, ને સોય જેટલી નાની ખેરાત કરે, ને ઉંચે ચઢીને જુએ કે હવે મારૂં બેહેસ્ત (સ્વર્ગ) કેટલુંક દુર છે? અર્થાત, અપ્રમાણિકપણે માલમત્તા ભેગી કરે ને પછી તે માંહેથી થોડુંક ધર્મદાન કરે કે મને મુવા પછી સ્વર્ગ મળે, તે કેમ બની શકે?

(૪૬૭)

**મનમાંહિ ફુલા ફિરે, કરતા હું મય ધરમ;**
**કોટ કરમ સિરપે ધરે, એક ન ચિને બ્રહ્મ**

થોડુંક ધર્મદાન કરી, પોતાના મનમાં ફુલાયા કરે કે હુ ખેરાત કરૂં છું, પણ ધર્મને બદલે, કબીર કહે છે, કાંઇ કરોડો કર્મો કર્યો જાય, ને માથા પર પાપનો ટોપલો ચઢાવતો જાય, પણ ખુદાને કેમ ઓળખવો

તે કાંઇ સમજતો નથી. અર્થાત, દુનિયાના વહેવારમાં અપ્રમાણિકપણે દાનધર્મ કીધાથી શું વળે ? યાને તેથી કાંઇ પાપો ધોવાઈ જવાનાં હતાં ?

( ૪૬૮ )

**તિરથ ચલા નહાંનેકો, મન મેલા ચિત ચોર;**
**એકો પાપ ન ઉતારા, લાયા મન દસ ઓર.**

મનમાં ખરાબ વિચારો રાખી, અને ભમતું ચિત્ત લઇને, તિર્થે (નહાંન નાહવા) જાય, યાને પવિત્ર થવા માંગે તે માણસ, કબીર કહે છે કે, પોતાનું એકબી પાપ ઉતારવાને બદલે, ત્યાંથી સામા બીજાં દશ પાપો લઇને આવે છે.

( ૪૬૯ )

**નાહાવો ધોયો કયા ભયો, મનકો મેલ ન જાય,**
**મિન સદા જલમેં રહે, ધોવે કલંધ ન જાય.**

જ્યાં સુધી મન પવિત્ર થતું નથી, ને કરણી નેક કરાતી નથી, ત્યાંસુધી માત્ર ( શરીરનાં ) નાહવા–ધોવાથી શું થાય ? માછલી હંમેશાં પાણીમાં રહે છે, પણ ગમે એટલી તેને ધોવા છતાં, તેનો ખરાબ વાસ જતો નથી તેમ, માત્ર શરીરને ધોઇને સાફ કરવાથી, કાંઈ માણસ પવિત્ર બની શકતો નથી.





# જેવી કરણી તેવું ફળ.

( ૪૭૦ )

**જૈસી કરણી આપકી, તૈસા હિ ફલ લે;**
**કુંડે કરમ કમાય કે, સાંઇયાં દોષ ન દે.**

'જેવી કરણી તેવી પાર ઉતરણી' યાને જે જેવું કરે તેવું ફળ તે મેળવે છે; નેક કરણીનું ફળ નેક આવે છે, પણ જ્યારે તું બદી કરે, ને તેનું ફળ ( દુઃખ ભરેલું ) આવે ત્યારે તું રડવા ને ખુદાને ઠપકો આપવા ના બેસ, કારણ કે તે પણ તારી કરણીનુંજ પરિણામ છે.

( ૪૭૧ )

**રામ જરૂખે બેઠકે, સબકા મુજરા લેત;**
**જીનકિ જેસી ચાકરી, તિનકો તૈસા દેત.**

ખોદાયજી બારીએ બેઠા બેઠા, સૌ કોઇની કરણીનો હિસાબ રાખે છે, તેથી જેવી જેની ચાકરી તેવું તેને દામ આપે છે. અર્થાત્, કુદરતનો કરણીનો કાયદો જગતમાં અચુક રીતે કાર્ય કરી રહ્યો છે, જેથી બદી કરીને નેકી મેળવી શકાતી નથી, પણ નેકી કર્યાથીજ તેનું શુભ ફળ આવેછે.

(૪૭૨)

**સાહેબકે દરબારમે, સાચે કો સિરપાવ;**
**જુઠા તમાચા ખાયગા, ક્યા રંક ક્યા રાવ.**

ખુદાની દરબારમાં સાચ્ચાને યાને નેક કરણી કરનારને સુખ મળે છે, અને જુઠાને તમાચો ખાવો પડે છે; પછી તે માણસ રંક યા રાજા કાં નહીં હોતો, પણ સર્વને એકસરખો ખરો ઇન્સાફ તેની કરણી મુજબ મળે છે.





# જેવી કરણી તેવી પાર ઉતરણી.

( ૪૭૩ )

**સાઇયાં કે દરબારમેં, કમી કછુ હુય નાંહિ;**
**બંદા મોજ ન પાવહિ, તો ચુક ચાકરી માંહિ.**

ખુદાની દરબારમાં કાંઇ કમી નથી, યાને કોઇબી ચિજની ત્યાં ખોટ નથી, પણ જેને કાંઇ ( સુખ કે પૈસો ) મળતું નથી તેનું કારણ એ કે તેની પોતાનીજ ચાકરીમાં ખામી છે, યાને તેની કરણી એવી નથી કે તેને માંગી ચિજ મળે.

( ૪૭૪ )

**સાહેબકે દરબારમેં, કયું કર પાવે દાદ;**
**પહેલે કામ બુરા કરે, બાદ કરે ફરિયાદ.**

પહેલે કામ બુરૂં કરે, ને પછી દુઃખ આવે ત્યારે રડવા બેસે, ને ખુદા પાસે દાદ માંગે, તો કબીર કહે છે કે, તેની દાદ ખુદા કેમ સાંભળે?

( ૪૭૫ )

**દાતા નદિ એક સમ, સબ કોઇકો દેત;**
**હાથ કુંભ જીસકા જૈસા, તૈસા હિ ભર લેત.**

ખુદા એક નદી સમાન છે, કે જે પોતાનું પાણી ગમે તેને ભરી લેવા દે છે, પણ જેના હાથમાં જેવું ને જેટલું ( નાનું યા મોટું ) વાસણ

હોય, તેવું ને તેટલું પાણી, તે નદીમાંથી ભરી લઇ શકે છે, યાને ખુદાનો કાયદો એવો બનાવેલો છે, કે માણસ જેવું ને જેટલું કરે તેવું ને તેટલુંજ તે ફળ પામે.

( ૪૭૬ )

**કરતાકે તો ગુન ઘને, અવગુન એકે નાહિ;**
**જો દિલ ખોજું આપનાં, સબ અવગુન મુજ માંહિ.**

ખુદાનું તો બધુંએ સારૂંજ કીધેલું છે, ને તેમાં એકબી ચિજ નઠારી છેજ નહિ; પણ જે કાંઈ નઠારૂં થાય છે યાને માણસને દુઃખ આવે છે, તેનું કારણ તપાસીએ તો તે તેનાંમાંજ ભરેલું છે એવું માલમ પડશે, યાને દુઃખ, તેની પોતાની કરણીનુંજ પરીણામ છે.

( ૪૭૭ )

**જા તોકો કાંટા બુવે, તોકો તું બો ફૂલ;**
**તોકો ફૂલપે ફૂલ હય, વાકો કાંટા સૂલ.**

તુંને કોઇ કાંટો મારે તેને તું ફુલ માર, જેથી તુંને ફુલનું ફુલજ રહેશે, ને કાંટો તેનેજ લાગશે. અર્થાત્, કોઇ તારી સાથે બદી કરે, તોબી તારે તો નેકીજ કરવી, કાંય જે તેની કીધેલી બદીનું પરીણામ તેનેજ ભોગવવું પડશે, તેને તારી સાથે કશું લાગતું વળગતું નથી.

( ૪૭૮ )

**આપન ભલે ઠગાઇયે, ઓર ન ઠગિયે કોય;**
**આપ ઠગાયે સુખ ઉપજે, પર ઠગિયા દુઃખ હોય.**

તને કોઇ ઠગી જાય, યાને દુઃખ આપવાની વેતરણ કરે, તો ભલે તેને તેમ કરવા દે; પણ તું પાછો તેને ઠગવાનો, ને દુઃખ આપવાનો વિચાર કરતો ના; કારણકે તેના ઠગવાથી અથવા દુઃખ આપવાની કોશિષથી તને

કાંઇબી દુઃખ આવવાનું નથી, પણ સુખજ રહેશે; પણ જો તું તેને ઠગશે યાને દુઃખ આપવાનો ખ્યાલ કર્યા કરશે, તો તને દુઃખ જરૂરજ આવશે.

( ૪૭૯ )

**કહેતા હું કહે જાત હું, દેતા હું હેલા;**
**ગુરૂકી કરની ગુરૂ તિરે, ઔર ચેલાકી ચેલા.**

હું ( કબીર ) કહું છું ને કહી જાઉંછું, ને ચેતવણી આપું છું કે ગુરૂ હશે તેબી પોતાનીજ કરણીથી તરશે, ને ચેલોબી પોતાનું કીધેલું જોશે, યાને સો કોઇ પોતાની કરણી મુજબ ફળ મેળવશે બીજાનાં કીધાથી કોઇને કશું થવાનું કે થતું નથી, પણ સો કોઇ પોતાનીજ કરણીનાં પરીણામો ભોગવે છે અને ભોગવશે.

( ૪૮૦ )

**કબીર! હુમ ઘર કિયા ગલ કટોં કે પાસ;**
**કરેગા સો પાવેગા, તું કયું ફિરે ઉદાસ?**

કબીરનું રહેવાનું ઘર ખાટકી વાડમાં હતું, તેથી કોઇએ તેવણને સવાલ કીધો કે, તમો એવા નેક પુરૂષ થઇને, કસાઇઓની પાસે કાંય રહો છો? તેને કબીરે જવાબ દીધો કે બાઇ, મારે એમાં શું છે જે કોઇ ( કસાઇનું કામ ) કરશે તે ભરશે, હું ત્યાં રહું છું છતાં તે કામ કરતો નથી, માટે તું શા માટે મારે માટે ફિકર કરે છે?

( ૪૮૧ )

**એક હમારી શિખ સુન, જો તું હુવા હય શેખ;**
**કરૂં કરૂં તું કયા કહે, કયા કયા કીયા હય દેખ?**

તું મેહેતાજી થઇને બધાંને શિખામણ દેવા નિકળ્યો છે, તો હું તુંને એક વાત કહું છું તે તું સાંભળ, કે, "કરૂં કરૂં" એવું મોઢાનું

બોલવાનું મુકી દે, પણ શું શું તેં કીધું છે તેનો વિચાર કર, અને ફરી તેવાં ( નઠારાં ) કામો ન થાય, તેની સંભાળ રાખ.

( ૪૮૨ )

**જબ તું આયા જગતમે, લોક હસે તું રોય;**
**એસી કરની ના કરો, કે પિછે હસે કોય.**

જ્યારે તું આ જગતમાં આવ્યો, યાને તું જન્મ્યો, ત્યારે લોકો ખુશી થયા, ને હસવા લાગ્યા, ને તું તે વેળા રડતો હતો; પણ હવે તુ એવી કરણી ના કરતો કે જેથી લોકો તારી પછવાડે, યાને તારા મરણ બાદ હસવા બેસે।





## નેક કરણીથીજ ખુદા મળે છે.

(૪૮૩)

**જૈસી કથની મેં કથી, તૈસી કથે ન કોય;**
**કરનીસેં સાહેબ મિલે, કથની જુઠી હોય.**

જે હું કહું છું, તેવું તને બીજો કોઇ કહેશે નહિ; તે એ છે કે (નેક) કરણીથીજ ખુદા મળે છે, ખાલી મોઢાંના પટપટારાથી કાંઇ વળતું નથી.

(૪૮૪)

**ના કછુ કિયા ન કર શકા, ન કરને જોગ શરીર;**
**જો કછુ કિયા સો હરિ કિયા, તાતે ભયે કબીર.**

ખુદા વગર, આ શરીર (માત્ર) કાંઇ કરી શકયું નથી, ને કાંઇ કરી શકવાનું નથી, કારણ તેનામાં એવી (કરવાની) શકિત છેજ નહિ; જેબી કાંઇ થયું છે યા થાય છે, તે ખુદાથીજ થયલું હોય છે, અને હું (કબીર) જે ખુદાનો બંદો થયો છું તેબી, ખુદાની મેહેરબાનીથીજ. અર્થાત્, દુનિયવી ચિજોનો ખ્યાલ છોડી જ્યારે ખુદાનેજ પકડવાનો મેં પૂર્ણ વિચાર કીધો, ને તે મુજબ કરણી કરવા લાગ્યો, ત્યારે મને ખુદા મળ્યો, ને તે પરમસુખ હાથ આવ્યું.

(૪૮૫)

**સાચ બરાબર તપ નહિ, જુઠ બરાબર પાપ;**
**જાકે હરૂદય સાચ હય, તાકે હરૂદય આપ.**

સત્યનાં જેવું તપ કોઇ નથી, ને જુઠાં જેવું પાપ બીજું એકે નથી. જેનાં હૈયાંમાં સાચવત હોય, યાને જે કોઇ વિચારમાં, બોલવામાં સાચો હોય યાને જેવું બોલે તેવું કરતો હોય, અને જેનું મન પણ હંમેશા નેક વિચાર કરતું હોય (ટુંકમાં, જેની મનશની, ગવશની ને કુનશની એકસરખી હોય) તે માણસમાં ખુદા પ્રગટ થઇને રહેલો હોય છે. યાને તે માણસ ખુદાને પુગી શકે છે.





પંડિતાઈ વિષે.

## શાસ્ત્ર ભણ્યાથી ધર્મગુરૂ યા પંડીત થવાતું નથી.

( ૪૮૬ )

**બ્રાહ્મન ગુરૂ જગતકે, સંતનકે ગુરૂ નાહિ;**
**ઉલટ પલટ કર ડુબયા, ચાર બેદકે માંહિં.**

જે બ્રાહ્મણ યાને ધર્મગુરૂ, વેદ (ધર્મશાસ્ત્રો) ના શબ્દોની ઉપરજ રમ્યા કરતો હોય, યાને માત્ર મોઢેથી ભણી જાણે, પણ તેનો ભેદ શું છે તે સમજતો ન હોય તે બ્રાહ્મણ, સાધારણ લોકોને માટે હોય છે, પણ સાધુ પુરૂષોનો ગુરૂ થઈ શકતો નથી યાને આગળ વધેલા જીવો, જેઓ ખુદાને શોધવાને મથી રહ્યા હોય તેઓને, એવા ધર્મગુરૂઓ કાંઈ સમજાવી શકે નહિ.

( ૪૮૭ )

**ચાર બેદ પઢવો કરે, હરિસે નાહિ હેત;**
**માલ કબીરા લે ગયા, પંડિત ઢુંડે ખેત.**

એવો ધર્મગુરૂ, ચારો વેદ (ધર્મનાં શાસ્ત્રો) સારી પેઠે ભણી જાણે, પણ તેનું મન કાંઇ ખુદા પર લાગેલું હોતું નથી; શાસ્ત્રમાં જે ખરૂં તત્વ છે તે તો કબીર જેવા માણસો ગ્રહણ કરી લે છે, જ્યારે પંડિત તેની શોધ ખેતરમાં કર્યા કરે છે. અર્થાત્, ધર્મનો ભેદ સમજતા ન હોવાથી તેઓ ખુદાને પોતાની બાહેર શોધતા ફરે છે.

(૪૮૮)

**પઢિ ગુનિ પાઠક ભયે, સમજાયા સબ સંસાર;**
**આપન તો સમજે નહિં, વૃથા ગયા અવતાર.**

શાસ્ત્રો ભણી ગણીને પંડિત થાય, ને લોકોને સંસાર વિષે સમજાવે, પણ તેની ખરી સમજ પોતાને ન હોવાથી, પોતાનો જન્મ બરબાદ જાય છે, તેની શુદ્ધિ હોતી નથી.

(૪૮૯)

**પઢિ ગુનિ બ્રાહ્મન ભયે, કિર્તિ ભઇ સંસાર;**
**બસ્તુકી સમજન નહિ, જયું ખર ચંદન ભાર.**

પુસ્તકો ભણી ગણીને બ્રાહ્મણ થાય, ને સંસારનાં લોકો તેની વાખવાખી ગાય, પણ જેમ ગધેડાંને, તેની પીઠ પર લાધેલી વસ્તુ શું છે તેની ખબર હોતી નથી તેમ, આ પંડિતજીને શાસ્ત્રની મુળ મતલબ શું છે તેની કશી સમજ હોતી નથી.

(૪૯૦)

**પઢત ગુનત રોગી ભયે, બડયા બહોત અભિમાન;**
**ભિતર તાપ જગતકી, ઘડી ન પડતી શાન.**

તે તો માત્ર શાસ્ત્રો ભણીને લાહેર થયો હોય છે, ને પોતાની લાહેરી ( મગરૂબાઇ ) લોકો આગળ દેખાડયા કરતો હોય છે, પણ તેનાં હૈયાંમાં તો જગતની ચિજોના ખ્યાલો, ને તે મેળવવાની ઇચ્છાઓ ભરેલી હોય છે, ને તે સર્વમાંથી તેનું ધ્યાન જરાએ બાહેર નિકળતું હોતું નથી.

(૪૯૧)

**પઢે ગુને સબ બેદકો, સમજે નહિ ગમાર;**
**આશા લાગી ભરમકી, જ્યું કરોલિયાકી જાર.**

વેદો (શાસ્ત્રો) ને ઘણાં સારી રીતે વાંચી, યા મોઢેથી બોલી જાય, પણ તેમનો ભેદ શું છે તેની, તે મુર્ખને સમજ હોતી નથી; કારણકે દુનિયાનાં લોકોની પેઠે, તેને પણ બધી જાતની આશાઓ અને વહેમો રહેલા હોય છે, જેથી કરોળ્યાની પેઠે, તેની ઉપર માયાનાં બંધનો ફરી વળેલાં હોય છે.

(૪૯૨)

**પંડિત પઠતે બેદકો, પુસ્તક હસતિ લાડ;**
**ભકિત ન જાની રામકી, સબે પરિક્ષા બાદ.**

જ્યારે તે વેદ વાંચવા બેસે છે, ત્યારે તે પુસ્તક તેની હસી કરે છે, ને જાણે બોલતું હોય તેમ કહે છે કે, પંડિતજી! તમે બધી પરીક્ષા પસાર કીધી! પણ ખુદાની ભકિત તે શું, તે કેમ થાય, એ તમે હજુર જાણ્યું નથી.

(૪૯૩)

**પઢતે ગુનતે જનમ ગયો, આશા લાગી હેત;**
**બોયા બીજ કુમતને, ગયાજ નિર્ફલ ખેત.**

શાસ્ત્રો ભણતાં ને સમજાવતાં તારો આખો જન્મ કાઢયો, પણ તારા મનમાં તો તારા પોતા વિષેજ વિચાર રહેલો છે, ને ખુદા તો છેજ નહિ; ત્યારે કબીર કહે છે કે એવા બેવકુફો ખરાં તત્વને ગુમાવીને, પોતાનાં ખેતરને ફળ વિનાનું રાખે છે, યાને તેઓ ખરૂં સાર્થક કરી શકતા નથી.





# માત્ર શાસ્ત્ર ભણ્યાથીજ ખુદા મળતો નથી.

( ૪૯૪ )

**સંસકૃતહિ પંડિત કહે, બહોત કરે અભિમાન;**
**ભાષા જાનકે તર્ક કરે, સો નર મુંઢ અજ્ઞાન.**

વારે ઘડી મોટા સંસ્કૃત બોલો બોલીને પંડિતજી મોટાઇ દેખાડયા કરે કે મારા જેવો હુશિયાર કોઇ નહિ, પણ કબીર કહે છે કે, માત્ર ભાષા જાણીને જે ખોટી ખોટી તર્કો કરે તે માણસ મૂર્ખ અને અજ્ઞાની છે.

( ૪૯૫ )

**આતમ્ દ્રષ્ટ જાને નહિ, નાહવો પ્રાત: કાલ;**
**લોક લાજ લિયે રહે, લાગો ભરમ કપાલ.**

આત્મિક દ્રષ્ટિ શું છે તે પંડિત જાણતો ન હોવાથી, સહવારે ઉઠી નાહવું ધોવું બધુંએ કરે, ને લોક લાજ રાખીને બાહેરની ક્રિયાઓ ને રીવાજો પાળ્યા કરે, ને એટલું કરી સમજે કે હું હવે પવિત્ર થયો છું, પણ કબીર કહે છે કે એ તેના માત્ર ખોટા વહેમો છે.

( ૪૯૬ )

**તિરથ વ્રત સબ કરે, ઉંડે પાની નહાય;**
**રામ નામ નહિ જપે, કાલ ગ્રાસે જાય.**

તિરથો કરે, વ્રત પાળે, ને ઉંડાં પાણીમાં નાહવું ધોવું બધુંએ કરે, પણ રામ ( ખુદા ) નાં નામનો જપ કેમ કરવો તે ખબર ન હોવાથી, પંડિતજી કાળને હાથ સપડાયા કરે.

( ૪૯૭ )

**કાશી કાંઠે ઘર કરે, નહાવે નિર્મલ નીર;**
**મુકત નહિ હરિ નામ બિન, યું કહે દાસ કબીર.**

કાશીને કાંઠે ઘર કરીને રહે જે ગંગા નદીનાં પવિત્ર પાણીએ શરીર સાફ થાય, પણ, કબીર કહે છે કે જ્યાંસુધી ખુદાનું નામ હૈયે પેસે નહિ, ત્યાંસુધી તેને મુકિત મળતી નથી.

( ૪૯૮ )

**મછિયાં તો કુલંધિયા, બસે હુય ગંગા તીર;**
**ધોવે કુલંધ ન જાય, રામ ન કહે શરીર.**

ગંગા જેવી પવિત્ર નદીમાં માંછલી રહેવા છતાં, તે વાસથી ભરપુર હોય છે, અને ગમે એટલી ધોવાથી તેનો ખરાબ વાસ જતો નથી તેમ, ગંગામાં માત્ર શરીરને ધોવાથી તે કાંઇ "ખુદા ખુદા" બોલવાનું નથી, યાને મનનો મેલ કાઢ્યા વિના માત્ર શરીરને પવિત્ર કરવાથી કાંઇ વળતું નથી.

( ૪૯૯ )

**જપ તપ તિરથ સબ કરે, ઘડિ ન છાંડે ધ્યાંન;**
**કહે કબીર ભકિત બિનાં, કબુ ન હોય કલ્યાંન.**

જપ, તપ અને તિરથ બધુંએ તે કરે, પણ જેનું ધ્યાન તો દુનિયાની ચિજોમાંથી જરાએ બાહેર નિકળે નહિ, ત્યારે તેનું કામ કેમ સરે ? કબીર કહે છે કે, જયાંસુધી માણસ હૈયાંનાં હેતથી ખુદાને ભજતો નથી, યાને બિનસ્વાર્થે તેની સેવા કરતો નથી, ત્યાંસુધી તેનું ખરૂં કલ્યાણ થતું નથી.

( ૫૦૦ )

**દો એક બ્રાહ્મન મશકરા, વાકો ન દિજે દાંન;**
**કુટુંબ સહિત નર્કે ચલા, સાથ લિયે જજમાન.**

જે બ્રાહ્મણ ઠઠ્ઠાબાજ હોય, યાને બ્રાહ્મણના સદગુણો ધરાવતો ન હોય ને ખરા આચારવિચાર પ્રમાણે ચાલતો ન હોય, તેવા ધર્મગુરૂને કબીર કહે છે કે, તમારે ત્યાંની ધર્મક્રિયા કરવાનું કામ સોંપવા ના; એવા બ્રાહ્મણોની ક્રિયા કામ આવતી નથી; કારણકે તે પોતે નર્કનો રસ્તો લેવાવાળો છે, તેથી પોતાના જજમાનોને બી ત્યાં ( દોજખમાં ) સાથે લઇ જવાનો.

( ૫૦૧ )

**કબીર ! પંડિતકી કથા, જૈસી ચોરકી નાવ;**
**સુન કર બેઠે આંધલા, ભાવે તહાં બિલમાવ.**

ઓ કબીર ! પંડિતની કથા સાંભળવી, ને ચોરની હોડીમાં આંધળાંનું બેસવું એ બન્ને સરખાં છે. આંધળો માણસ માત્ર કાનથી સાંભળીને હોડીમાં બેસે છે, પણ તે હોડી તેને કયાં લઇ જાય છે તેની, તે બિચારાને કાંઇ ખબર હોતી નથી. તેમજ પુસ્તક પંડિતની કથા સાંભળનારને પંડિત કયાં લઇ જાય છે, તેની સમજ હોતી નથી. તે તો પેલા આંધળાની માફક બેઠો બેઠો સાંભળ્યા કરે છે, પણ તેનો મર્મ કાંઇ સમજતો નથી.





## હૈયું પવિત્ર થયા વિના મગજની કેળવણીથી જીંદગીનું સાર્થક થતું નથી.

( ૫૦૨ )

**કામ ક્રોધ મદ લોભકી, જબલગ મનમેં ખાંન;**
**તબલગ પંડિત મુરખહિ, કબીર એક સમાન.**

જ્યાંસુધી પંડિતના મનમાં, કામ એટલે ઇંદ્રિયોના વિષયો ભોગવવાની ઇચ્છાઓ, ગુસ્સો જુસ્સાઓ અને ( દુનિયવી ચિજોનો ) લોભ, એ બધાં રહેલાં છે, ત્યાંસુધી પંડિતજી અને તેમની કથાના સાંભળનારાં ( મુર્ખ ) લોકો બન્ને એકસરખાંજ છે.

( ૫૦૩ )

**પઢ પઢ ઓર સમજાવહિ, ન ખોજે આપ શરીર;**
**આપહિ સંશયમે પડા, યું કહે દાસ કબીર.**

પુસ્તકો વાંચી વાંચીને, બીજાંઓને તે કહી સમજાવે, પણ પોતાનાં શરીરમાં શું છે તે કાંઇ જોતો નથી, યાને "પોતે કોણ છે?" ખુદા ક્યાં છે? તે માટે પંડિતજી પોતેજ શકમંદ હોય છે, યાને તે વિષે તે તદન અજ્ઞાન હોય છે.

( ૫૦૪ )

**ચતુરાઇ પોપટ પઢિ, પડા સો પિંજર માંહિ;**
**ફિર પરમોધે ઓરકો, આપન સમજે નાહિ.**

તે તો પોપટ માફક બોલતાં ને મોઢાંની ચતુરાઇ કરતાં શીખ્યો છે, પણ પોપટની મિસાલ પાંજરાંમાં કેદ પડેલો હોય છે, યાને માયાની જાળમાં ફસેલો હોય છે તે પોતે સમજ્યા વગર, બીજાઓને સમજાવ સમજાવ કરે છે.

( ૫૦૫ )

**હરિજુન ગાવે હરખકે, હિરદે કપટ ન જાય;**
**આપન તો સમજે નહિ, ઓરહિ જ્ઞાન સુનાય.**

મોઢાંથી ખુદાની તારીફ ઘણી ઘણી કરે, પણ હૈયાંમાંથી કપટ જાય નહિ, યાને હૈયું તો મેલુંજ રાખે; એવી રીતે શાસ્ત્રમાં કહેલાં શિક્ષણ પ્રમાણે પોતે કરે નહિ, ને બીજાંઓને શાસ્ત્રો સમજાવે.

( ૫૦૬ )

**ચતુરાઇ ચુલે પડો, જ્ઞાનકો જમરા ખાઓ;**
**ભાવ ભકિત સમજે નહિ, જાનપનો જલ જાઓ.**

ત્યારે કબીર કહે છે કે;—એવી ખાલી ચતુરાઇ ચુલે પડી જાય, ને એવાં મોઢાંનાં જ્ઞાનને જમ આવીને ખાઇ જાય, તો સારૂં થાય; જેનું મન ખુદા તરફ લાગેલું ન હોય ને ખુદાની સેવા કેમ કરવી તે સમજતો ન હોય, તેની એવી ચતુરાઇ અને પુસ્તક જ્ઞાન શા કામના? તે બલી જાય તો ઘણું સારૂં.





## ભણી ગણીને લાહેર થયલા તો ઘણાએ હોય છે, પણ ઇંદ્રિયો જીતેલો પુરૂષ તો કોઇકજ હોય છે.

( ૫૦૭ )

**લીખનાં પઢનાં ચાતુરી, એ સબ બાતાં સહેલ;**
**કામ દહન મન વશ કરન, ગગન ચઢન મુશકેલ.**

લખવું, ભણવું ને મોઢાંની ચતુરાઇ કરવી, એ બધી ચીજો સેહેલાઇથી થઇ શકે છે, પણ કામ એટલે ઇંદ્રિયોના વિષયો ભોગવવાની ઇચ્છાઓ પોતામાંથી કાઢી નાખવી, મનને તાબામાં લેવું, અને આસમાને ચઢવું યાને ખુદાનો મેળાપ કરવો, એ કામ બહુજ મુશ્કેલ છે.

( ૫૦૮ )

**જ્ઞાની ગાથા બહુ મિલે, કવી પંડિત અનેક;**
**રામ રતા ઓર ઇંદ્રિ જીતા, કોટી મધે એક.**

મોઢેથી જ્ઞાનની વાતો કરનારા તો ઘણાંએ મળે છે, કવિ અને પંડિત થયલા પણ અનેક હોય છે; પણ પોતાની છએ ઇંદ્રિયો પર જીત મેળવી તેઓને ખુદાનાજ વિચારમાં રોકી રાખે એવો માણુસ તો કરોડોમાં એકાદજ હોય.

( ૫૦૯ )

**તારા મંડલ બેઠકે, ચંદ્ર બડાઇ ખાય;**
**ઉદય ભયા જબ સુર્યકા, સબ તારા છુપ જાય.**

રાત્રે તારાઓની વચ્ચે ચંદ્ર બેસીને વડાઇ લે છે કે હું આ મંડળનો સરદાર છું, પણ જેવો સૂર્ય નારાયણ ઉગવા માંડે છે, કે તારાઓ અદ્રષ્ય થઇ જાય છે, ને ચંદ્રમાનો પ્રકાશ જતો રહે છે, તેમજ પુસ્તક-પંડિતની પંડિતાઇ પણ અભણ માણુસો આગળજ ચાલી શકે છે, પણ જ્ઞાની પુરૂષો સામે તે ચાલતી નથી.

( ૫૧૦ )

**કુલ મારગ છોડા નહિ, રહા માયામે મોહ;**
**પારસ તો પરસા નહિ, રહા લોહાકા લોહ.**

શાસ્ત્રો ભણ્યાં, પણ બદફેલી કરતાં તો અટકયો નહિ, ને માયામાંજ મન ભરાઇ રહેલું, ત્યારે કબીર કહેછે, કે જેમ લોઢાંને પારસમણિ લાગતો નથી ત્યાંસુધી લોઢાંનું સોનું થઇ શકતું નથી તેમ, જ્યાંસુધી તેનું મન ખુદા પર લાગતું નથી ત્યાંસુધી માણુસ પવિત્ર થઇ શકતો નથી.

( ૫૧૧ )

**પોથી પઢ પઢ જગ મુવા, પંડિત ભયા ન કોય;**
**અઢાઇ અક્ષર પ્રેમકા, પઢે સો પંડિત હોય.**

પુસ્તકો વાંચી વાંચીને જગતનાં ઘણાં લોકો મરી ગયાં, પણ ખરો પંડિત કોઇ થતો નથી; જે કોઇ ( અઢી અક્ષરના ) પ્રેમ શબ્દને ગોખી-વાંચી જાણુતો હોય, તે માણુસજ પંડિત યાને ખરો જ્ઞાની થઇ શકે છે.

( ૫૧૨ )

**આત્મ તત જાને નહિ, કોટી કથે જ્ઞાન;**
**તારે તિમર ભાગે નહિ, જબલગ ઉગે ન ભાંન.**

ઘણી ઘણી જ્ઞાનની વાતો કરે, પણ તેમાં ખરૂં તત્ત્વ શું છે (આત્મ શું છે) તે જ્યાંસુધી જાણે નહિ, ત્યાંસુધી તેનું અજ્ઞાનપણું દુર થતું નથી. જ્યાંસુધી સુરજ ઉગતો નથી, ત્યાંસુધી તારાઓનું અંધારૂં જતું નથી તેમ, ખરૂં આત્મજ્ઞાન માણુસને સંપાદન થતું નથી, ત્યાંસુધી તેની જીંદગીનું ખરૂં સાર્થક થતું નથી.

( ૫૧૩ )

**મેં જાનું પઢવો ભલો, પઢનેંસે ભલો યોગ;**
**રામ નામસે દિલ મિલા, ભલેહિ નિંદે લોગ.**

કબીર કહે છે કેઃ—પહેલાં હું એમ જાણુતો હતો, કે શાસ્ત્ર ભણ્યાં કરવાં એજ ભલું છે, પણ પછી મને માલમ પડયું કે શાસ્ત્ર ભણવાનાં કરતાં યોગ કરવો વધુ સારો છે. હું તે યોગ કરતાં શિખ્યો ત્યારે હવે મારૂં દિલ ખુદા સાથે મળી ગયું છે તેથી હવે મારી કોઇ નિંદા કરે તેની મને પરવા નથી.

( ૫૧૪ )

**સમજનકા ઘર ઔર હુય, ઔરોકા ઘર ઔર;**
**સમજ્યા પિછે જાનિયે, રામ બસે સબ ઠોર.**

સમજદાર માણુસની વાત એક છે, ને અણુસમજુ લોકની વાત બીજીજ છે. જો કોઇ સમજુ માણુસ થયો છે, યાને જેને જ્ઞાન થયું છે તે તો પછી, ખુદાને બધે ઠેકાણે રહેલો જુએ છે ને જાણે છે.

( ૫૧૫ )

**અજહુ તેરા સબ મિટે, જો ગુરૂ મુખ પાવે ભેદ;**
**પંડિત પાસ ન બેઠિયે, બેઠ ન સુનિયે બેદ.**

એવા જાણકાર ગુરૂની પાસે તું જાય, તો તેની પાસે તને ભેદ મળે, અને તારી જંજાળોનો છેડો તુરતજ આવી જાય; માટે હું કબીર કહું છું કે પુસ્તક પંડિત જેવાં માણસની પાસે બેસીને વેદ સાંભળતો ના, કારણકે તેમાં તારૂં કાંઇ સાર્થક થવાનું નથી.

( ૫૧૬ )

**કબીર! એ સંસારકુ, સમજાવું કંઇ બાર;**
**પુછ જ પકડે ભેંશકો, ઉતરા ચાહે પાર.**

હું ( કબીર ) આ સંસારનાં લોકોને કંઇક વખત સમજાવ સમજાવ કર્યા કરૂં છું, કે ભાઇઓ, તમે ભેંસનું પુચ્છડું પકડીને નદીને પાર તરી જવા માંગોછો તે કેમ બને?

( ૫૧૭ )

**રાશ પરાઇ રાખતાં ખાયા ઘરકા ખેત;**
**ઓરોકું પરમોધતાં, મુંહપે પડસી રેત.**

પોતાનાં ખેતરને પડતું મૂકીને, જે કોઇ બીજાનાં ખેતરની રખેવાળી કરવા જાય છે, તેનું ખેતર નાશ પામી જાય છે તેમ, જે કોઇ પોતાનું કામ કરવાનું મૂકીને, બીજાને સમજાવા જાય છે તે માણસનાં મોઢાં પર ધુળજ પડે છે, અર્થાત. શાસ્ત્રનો ખરો મર્મ જાણે

નહિ, અથવા જાણવા છતાં, તે મુજબ આચરણુ કરે નહિ, તે બીજા-ઓને બોધ શું આપવાનો હતો, યાને કેમ સુધારી શકે ?

( ૫૧૮ )

**મન મથુરા, દિલ દ્વારકા, કાયા કાસી જાન;**
**દસમે દ્વારે હય દેહુરા, તામે જોત પિછાન.**

તારૂં શરીર તે કાશી ( ગામ ) છે, તારૂં મન મથુરા છે, ને તારૂં દિલ યાને હૈયું તે તારૂં દ્વારકા યાને પવિત્ર ઠામ છે, તેમાં રહેલો દશમો દરવાજો છે તેમાં, તારી જોત યાને ખુદા છે તેને તું શોધ.

( ૫૧૯ )

**હરિ હિ સબકો ભજે, હરકોં ભજે ન કોય;**
**જબ લગ આશા શરીરકી, તબ લગ દાસ ન હોય.**

ખુદાજ બધાંની ચાકરી કર્યા કરે છે, પણુ કોઇ ખુદાની સેવા કરતું નથી; જ્યાંસુધી માણુસને પોતાનાં શરીરનો ખ્યાલ, અને તેને લગતાં સુખો મેળવવાનો વિચાર થયા કરે છે, ત્યાંસુધી તેનાથી ખુદાનો બંદો થવાતું નથી, ને ખુદા તેને મળતો નથી.





# અજ્ઞાની વિષે.

## અજ્ઞાનીનો સંગત કરતો ના.

(૫૨૦)

**ઉજડ ઘરમે બેઠકે, કિસકા લિજે નામ?**
**સાકુંથ કે સંગ બેઠકે, કયું કર પાવે રામ?**

માણુસ વગરનાં, વેરાન થયલાં ઘરમાં આપણે જઇએ તો ત્યાં કોણને નામ દઇને બોલાવીએ? ને અજ્ઞાની સાથે દોસ્તી કરી બેઠા હોઇએ તો આપણુને ખુદા કેમ મળે?

(૫૨૧)

**સાકુંથ સાકુંથ કહા કરો, ફિટ સાકુંથ કો નામ;**
**તેહિસે સુવર ભલો, ચોખો રાખે ગામ.**

જેઓ અજ્ઞાની છે, અને ગામની તારી મારી કરનારા છે, યાને જેઓ બેઠા બેઠા બીજાંઓની નિંદા કરે છે તેઓ પર ફિટકાર જ હોજો; કારણકે, તેઓનાં કરતાં તો સુવર (ડુક્કર) ભલો ગણાય, કે જે ગામનો ગલિચ પદાર્થ ખાઇ જઇને, ગામને ચોખ્ખું કરી નાંખે છે, જ્યારે નિંદા કરનારા ગામની ગલિચી વધારનારા છે, યાને પાપનો વધારો કરે છે.

(૫૨૨)

**હરિજનકી કુતિયા ભલિ, બુરી સાકુંથકી માય;**
**વોહ બેઠી હરિગુન સુને, વા નિંદા કરત દિન જાય.**

હરિજનની કુતરી ભલી, પણ અજ્ઞાનીની માતા ખોટી; કારણકે

પેલી કુતરી, હરિજનને ત્યાં ખુદાનાં કિર્તનો અને કથા થાય છે તે સાંભળે છે, પણ પેલા અજ્ઞાનીને ત્યાં તો સારો દિવસ ગામની નિંદા કરવામાંજ પસાર થાય છે.

(૫૨૩)

**હરિજનકી લાતા ભલી, બુરી સાકુંથકી બાત;**
**લાતો મેં સુખ ઉપજે, બાતે ઇજ્જત જાત.**

હરિજનની લાત ખાવી યાને કાંઇ ઠપકો ખાવો એ સારૂં છે, પણ અજ્ઞાન માણસોની વાતો સાંભળવી એ નઠારી; કારણકે હરિજનની લાત ખાવાથી, આપણને સુખ મળે છે, જ્યારે અજ્ઞાનીની વાતોથી આપણી ઇજ્જત જાય છે.

(૫૨૪)

**સાકુંથ ભલે હિ સરજ્યા, પર નિંદા કરંત;**
**પરકો પાર ઉતારકે, આપહિ નર્ક પરંત.**

કબીર કહે છે કે, જે અજ્ઞાની માણસો બીજાંઓની નિંદા કરતાં રહે છે, તેવાં માણસો દુનિયામાં પેદા પડેલાં સારાં; કારણકે તે બીજાંઓની નિંદા કરીને તેઓનાં પાપો ધોઇ નાંખે છે, અને તે પાપો પોતાને માથે લઈ નર્કનો રસ્તો પકડે છે. અર્થાત, કોઇની નિંદા કરવી તે પાપો ધોવા બરાબર છે.





## અજ્ઞાનીને ખોટી ચિજોજ ગમે છે.

( ૫૨૫ )

**જે રીતી સંતો તજે, મુંહ તાહિ લલચાય;**
**નર ખાય કર ડારે, તો સ્વાંન સ્વાદ લે ખાય.**

જે જે ( ખોટી ) રીતો સાધુસંત થયલા પુરૂષોએ છોડી દીધી, તે તે રીતોથી મુર્ખ માણસો લલચાઈ જાય છે, ને જેમ માણસ, પોતાના ભોજનમાંનું બાકી વધેલું ( એઠું ) બાહેર ફેંકી દે છે, તેને કુતરાંઓ આવી ઉપાડી લે છે, તેમ જે ચિજોને ડાહ્યા પુરૂષો, ખોટી સમજી છોડી દે છે તે તે ચિજોને મુર્ખ લોકો ખુશીથી ઉપાડી લે છે.

( ૫૨૬ )

**હરિજન આવત દેખકે, મોંહડો સુક ગયો;**
**ભાવ ભકિત સમજયો નહિ, મુરખ ચુક ગયો.**

હરિજન ( એટલે ખુદાના બંદા ) ને આવતાં જોઇને જેનું મોઢું સુકાઇ જાય તે માણસ, કબીર કહે છે કે, ખુદા તરફની ભાવ ભક્તિ શું છે, તે વિષે કાંઇ સમજતો જ નથી, તેથી તે મુર્ખ માણસ પોતાના હાથમાં આવેલી તક ગમાવે છે.

(૫૨૭)

**મખિયા ચંદન પર હરે, જહાં રસ મિલે તહાં જાય;**
**પાપી સુને ન હરિ કથા, ઉંઘે કે ઉઠ જાય.**

માખીને સુખડનો વાસ ગમતો નથી, પણ જ્યાં રસવાળી દુર્ગંધની ચિજ હોય તે ઉપર જ જઈ બેસે છે તેમ, જેનાં મનમાં પાપોજ રમ્યા કરતાં હોય છે તેને, ખુદાની વાતો કે કિર્તન થતાં હોય તે જગ્યા ગમતી હોતી નથી, પણ જો ત્યાં તેનાથી અચાનક આવી જવાયું હોય તો, તે ત્યાં ઉંઘવા માંડે છે, અથવા તો ત્યાંથી ઉઠીને ચાલતી પકડે છે.

(૫૨૮)

**ભક્ત ભગવંત એક હય, બુજત નહી અજ્ઞાન;**
**શિસ ન નાવે સંતકો, બહોત કરે અભિમાન.**

ખુદાને પિછાણનાર સાધુપુરૂષ, અને ખુદા એકજ છે, એ વાતની સમજ અજ્ઞાનીને હોતી નથી, તેથી તે સાધુસંતને માન આપવાનું અને માથું નમાવાનું હલકું સમજે છે, ને પોતાનાં મનમાં બહુ ગર્વ રાખે છે.

(૫૨૯)

**પુર્વ જનમકે ભાગસે, મિલે સંતકો જોગ;**
**કહે કબીર સમજે નહિ, ફિર ફિર ઇચ્છે ભોગ.**

આગલા જન્મનાં કાંઇક પુણ્યનાં બળથી, સાધુપુરૂષ સાથે આ મેળાપ થયો છે, એવું તે કાંઇ સમજતો નથી, તેથી તે સાધુપુરૂષને છોડીને, પોતાની ઇંદ્રિયોના વિષયોમાં જ ભમ્યા કરે છે.

( ૫૩૦ )

**જહાં જૈસી સંગત કરે, તહાં તૈસા ફલ ખાય;**
**હરિ મારગ તો કઠન હય, કયું કર પેઠા જાય?**

તેનું કામ જ્યાં ઇંદ્રિયોની મોજ મજાહ ચાલતી યા મળતી હોય ત્યાં જવાનું છે, ને તેમાં લિન થવાનું છે, પણ કબીર કહે છે કે, ખુદાને મળવાનો માર્ગ તો મુસ્કેલ છે, અને તેમાં તો ઇંદ્રિયોની મજાહો તજવી પડે છે, ત્યારે તે અજ્ઞાની તેમાં કેમ દાખલ થઇ શકે?

( ૫૩૧ )

**જ્ઞાનીકો જ્ઞાની મિલે, તબ રસકી લુટા લુટ;**
**જ્ઞાનીકો અજ્ઞાની મિલે, હોય બડી માથાંકુટ.**

જ્યાં જ્ઞાની પુરૂષો એક બીજા સાથે મળે છે ત્યાં નેક વાતો પુર છુટથી ચાલે છે, ને અરસપરસ ફાયદા મેળવાય છે, પણ જ્યાં જ્ઞાની પાસે એક અજ્ઞાની બેઠો તો ત્યાં માથાં દુઃખનજ થયા કરવાનું.





# અસલ સ્વભાવ.

## જેવો જેનો સ્વભાવ, તેવું તે કામ કરે.

( ૫૩૨ )

**કાજલ તજે ન શ્યામતા, મુખટા તજે ન સ્વેત;**
**દુરિજન તજે ન કુઠિલતા, સજજન તજે ન હેત.**

જેમ કાજળ પોતાની કાલાશ છોડતી નથી, ને મોતી પોતાની સફેદાઇ છોડતું નથી, તેમ એક દુષ્ટ માણુસ પોતાનો ખરાબ સ્વભાવ કદિ પણ છોડતો નથી, અને નેક માણુસ નેકી છોડતો નથી.

( ૫૩૩ )

**હરદી જરદી ન તજે, ખટરસ તજે ન આમ;**
**ગુનીજન ગુનકો ન તજે, અવગુન તજે ન ગુલામ;**

જેમ હળદ પોતાનો પિળાશ છોડતી નથી, ને કેરી ખટાસ છોડતી નથી, તેમ નેક માણુસ પોતાના નેક ગુણો છોડતો નથી, ને ખુરો માણુસ પોતાની ખુરાઇ તજતો નથી.

( ૫૩૪ )

**દુરિજનકી કરૂના બુરી, ભલો સજજનકો તરાસ;**
**સુરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ.**

દુષ્ટ માણુસની કૃપા મેળવવા કરતાં, એક ભલા માણુસનો ગુસ્સો ખમવો, વધારે સારો છે; કારણકે જેમ સુરજ અતિ તપવાથી વરસાદ આવવાની આશા રહે છે, તેમ નેક માણુસનાં કરડા સખુનોથી આખરે **ફાયદો થાય છે.**

(૫૩૫)

**કછું કહાં નિંચ ન છેડીયે, ભલો ન વાકો સંગ;**
**પથ્થર ડારે કિચમેં, તો ઉછલા બિગાડે અંગ.**

નીચ માણસને જરાબી છેડવું નહિ, અને તેની સંગત પણ કરવી નહિ, કાંય જે તેથી આપણું ભલું થવાનું નથી; કાદવમાં પથ્થર નાંખે ત્યારે આપણાં આંગ ઉપર છાંટા ઉડે છે, તેવીજ રીતે નીચ માણસની શત્રુતાઇ અને મિત્રતાથી આપણને નુકશાન જ થાય છે.

(૫૩૬)

**ખુડિયા તો ધરતિ ખમે, કાટ ખમે વનરાય;**
**કઠન વચન તો સાધુ ખમે, દરિયા નીર સમાય.**

ખોદકામ ખમી જવું, એ જમીનનો સ્વભાવ છે, કાપ વેહેર ખમી જવું એ લાકડાંનો સ્વભાવ છે, રેલનાં પાણી ખમી જવાં એ સમુદ્રનો સ્વભાવ છે, તેમ કઠણ વચનો ખમી જવાં તે સાધુનો સ્વભાવ છે, સાધારણ માણસનો નહીં, યાને સાધારણ માણસ કોઇનું બોલેલું સાંખી જતો નથી.

(૫૩૭)

**તરવર કદી ન ફલ ભખે, નદી ન સંચે નીર;**
**પરમારથ કે કારને, સંતો ઘસે શરીર.**

ઝાડ પોતાનાં ફળો પોતે કદી ખાતું નથી, ને નદી પોતાનું પાણી સંઘરી નાખતી નથી, પણ તેઓ બીજાને આપ્યા કરે છે તેમ, જે સંતપુરૂષ છે, તે પોતાનાં શરીરને પારકાંનાં ભલાં માટે ઘસી નાંખે છે, યાને એ ત્રણનો સ્વભાવ એ છે, કે પારકાનું ભલું કરવું.

(૫૩૮)

**તરવર, સરવર સંતજન, ચોથા બરસે મેહ;**
**પરમારથ કે કારને, ચારો ધર્યા દેહ.**

ઝાડ, સરોવર, સાધુપુરૂષ ને ચોથો વરસાદ, એ ચારોએ પરમાર્થને ખાતર જ દેહ લીધી છે યાને પેદા થયા છે, તેઓ બીજાંને કાજે જીવે છે, પોતા માટે નહીં.

(૫૩૯)

**ચંદા સુરજ ચલ ન દિસે, બઢત ન દિસે બેલ;**
**હરિજન હર ભજતા ન દિસે, એ કુદરતકા ખેલ.**

ચંદ્ર ને સુરજ ચાલતાં હોય, એમ આપણને દીસતા નથી, ને ઝાડનો વેળો કેમ વધે છે તે આપણી આંખે દેખાતું નથી, તેમજ ખોદાનો બંદો ખોદાને કેમ ભજે છે તે આપણને માલમ પડતું નથી. અર્થાત્, એ બધું થાય છે, છતાં માણસની આંખે તે ચીજ બનતી દેખાતી નથી, એ કબીર કહે છે કે, કુદરતની કરામત છે.

(૫૪૦)

**સાધ સતી ઓર સુરવા, જ્ઞાની ઓર ગજદંત;**
**એ તો નિકસે બહોર હિ, જો જુગ જાય અનંત.**

સાધુપુરૂષ, સતી યાને ખરી પતિવ્રતા નારી, લડવૈયો, જ્ઞાની પુરૂષ, અને હાથીનાં દાંત, એ પાંચો જુગના જુગ જાય તોબી પાછાં ને પાછાં થાય છે, યાને તેઓનો સ્વભાવ, કદિ બદલાતો નથી, પણ જેવો ને તેવો રહે છે.

( ૫૪૧ )

**ભગત બીજ પલટે નહિ, જો જુગ જાય અનંત;**
**જહાં જાય તહાં અવતરે, તોય સંતકા સંત.**

ગમે એટલા અગણિત જુગો જાય, પણ ભગતનું બીજ કદિ ફેરવાઇને હલકું થતું નથી; તે જ્યાંભી જાય, યાને ઉંચ જાત કે હલકી જાતમાં બી જન્મે યાને અવતાર લિયે, તોપણ તે તો સંતજ રહેવાનો યાને નેકજ નિવડવાનો.





# અસલ સ્વભાવ

## જેવો જેનો સ્વભાવ તેવું તે કામ કરે.

( ૫૪૨ )

**દાગ જ લાગા નીલકા, સો મન સાબુ ધોય;**
**કોટ કલ્પ તક સમજાઇયે, કઉવા હંસ ન હોય.**

ઘેરાં (કાળો બ્લ્યુ) રંગનો ડાઘ પડગો હોય તેને સો મણ સાબુએ ધોઇયે તોબી તે ડાઘ ફીટતો નથી તેમ, કાગડાને કરોડો વાર સમજાવ્યાથી યા શિખવવાથી તે હંસ પક્ષી થઇ શકતો નથી, યાને તેનો સ્વભાવ બદલાતો નથી.

( ૫૪૩ )

**કપટી કહી ન ઓધરે, સો સાધન કો સંગ;**
**મુંજ પખાલે ગંગમે, જ્યું ભીંજે ત્યું તંગ.**

કપટી હોય તેને સો સાધુપુરૂષનો સંગ થાય તોબી તે સુધરતો નથી, પણ દોરડાંને જેમ જેમ પાણીમાં ભીંજવે તેમ તેમ તે નરમ થવાને બદલે વધારે સખ્ત થાય છે તેમ કપટી માણસ, ભલાં માણસોને જોઇને વધુ કપટ રાખે છે.

( ૫૪૪ )

**સજજનસે સજજન મિલે, હોવે દો દો બાત;**
**ગધાસે ગધા મિલે, ખાવે દો દો લાત.**

નેક પુરૂષો એક બીજાને મળે છે ત્યાં સારી સારીજ વાતો થાય છે, પણ જ્યાં ગધેડાઓ મળે ત્યાં તો લાતો મારવાનુંજ કામ થાય છે.

(૫૪૫)

**જો જાકો ગુન જાનત, તો તાકો ગુન લેત;**
**કોયલ આમલી ખાત હય, કાગ લિંબોહી લેત.**

જેનો ગુણ, જે કોઇ પિછાને છે, તે ચિજને તે લે છે; દાખલા તરીકે, લીમડાંનાં પાંદડાં કડવાં હોય છે, પણ તેનાં ફૂળ (લિંબોરી) માં મિઠાસ હોય છે તેની ખબર કાગડાને હોવાથી તે, ઝાડમાંથી લિંબોરી તોડીને ખાય છે જ્યારે કોયલ આમલી ખાયા કરે છે.

(૫૪૬)

**ખાંડ પરી જો રેતમે, કિડી હોકર ખાય;**
**કુંજર કાઢી ના શકે, જો કોટાં દરે ઉપાય.**

રેતીમાં ખાંડ પડેલી હોય, તેને કીડીજ કાઢીને ખાઇ શકે છે પણ ગમે એટલા ઉપાયો કરતા છતાં હાથી ખાંડને રેતીમાંથી ઉપાડી શકતો નથી.

(૫૪૭)

**જામે જતની બુધ્ધિ, તિતના વોહ કર બતાય;**
**વાકો બુરા ન માનિયે, બહુત કહાંસે લાય?**

જે કોઇની જેટલી બુદ્ધિ, તેટલું તે કરી દેખડાવે, તેને માટે તું હલકું મત ઉચ્ચારતો ના; કારણકે તે પોતાની શક્તિ ઉપરાંત વધુ ક્યાંથી લાવે?

( ૫૪૮ )

**જલ જયું પ્યારા માછલી, લોભીં પ્યારા દામ ;**
**માત પ્યારા બાલકા, ભકિત પ્યારી રામ.**

માછલીને જેમ પાણીમાં રહેવા ગમે છે તેમ લોભીને પૈસા હંમેશાં પાસે રાખવા ગમે છે; બાળક જેવું માતાને વહાલું હોય છે તેવો વહાલ ખુદાને ભકિત તરફ હોય છે, યાને; જે માણસ તેની ભકિત કરે છે તેને પરમેશ્વર પોતાનાં બાળક પેઠે ચાહે છે.

( ૫૪૯ )

**ચાતુરકો ચિંતા ઘની, નહિ મુરખકો લાજ ;**
**સર અવસર જાને નહિ, પેટ ભરેંસે કાજ.**

ડાહ્યો પુરૂષ દરેક વાતની કાળજી રાખે છે, પણ મુર્ખને કશી વાતની પરવા કે લાજ હોતી નથી; તે તો વખત બે વખત પોતાનું પેટ ભરવાનુંજ કામ જાણે છે.

( ૫૫૦ )

**કંચનકો કછુ ના લગે, અગ્નિ ન કિડા ખાય ;**
**બુરા ભલા હો વૈશ્નવા, કહી ન નર્કે જાય.**

સોનાને કાટ લાગતો નથી, ને અગ્નિને કિડા ખાઇ શકતા નથી તેમ વૈશ્નવ ( ખુદા ) નો ભકત ગમે એવો હોય, તોપણ તે કદિ નર્કે જતો નથી.

( ૫૫૧ )

**બહુતા પાની નિર્મલા, બંધા ગંધા હોય;**
**સાધુ તો રમતા ભલા, દાઘ ન લાગે કોય.**

વહેતું પાણી હંમેશાં નિર્મળ રહે છે, ને બંધાઇ ગયલું યાને એક જગ્યા પર ઠરી રહેલું પાણી વાસ મારી આવે છે તેમ, સાધુપુરૂષ ફરતો રહે એજ તેને માટે ભલું છે, કારણકે એકની એક જગ્યામાં રહેવાથી તેને ઉપાધિઓ લાગુ પડે છે.

( ૫૫૨ )

**ઇશ્ક, ખુન્નસ, ખાંસી, ઓર પિવે મદ્યપાંન;**
**એ સબ છુપાયા ન છુપે, પ્રગટ હોય નિદાંન.**

ઇશ્કબાજી, અદેખાઇ, ઢાંસો અને (દારૂ, અફીણ, અને ગાંજો વગેરે) કેફી વસ્તુઓ ખાનાર, એ ચિજો કદિએ છુપી રહી શકતી નથી, પણ એ બદી કરનારા તુરત પરખાઇ આવે છે.





# અસલ સ્વભાવ

## જેવી સોબત તેવી અસર.

( ૫૫૩ )

**પ્રીત પુરાની ન હોત હય, જો ઉત્તમસે લગ;**
**સો બરસ જલમે રહે, પથ્થરા ન છોડે અગ.**

ગમે એટલો લાંબો વખત પાણીમાં રહેવા છતાં, પથ્થરામાં રહેલો અગ્નિ જતો રહેતો નથી, પણ તેને ચકમક લગાડવાથી તુરત અગ્નિ પ્રગટ થઇ આવે છે તેમ, અસિલ માણસની દોસ્તી, ગમે એટલા વખતનો ગાળો જવા છતાં, તાજી ને તાજી રહે છે, યાને તેની પ્રીત ઓછી થતી નથી.

( ૫૫૪ )

**જૈસા અનજલ ખાઇયે, તૈસાહિ મન હોય :**
**જૈસા પાની પિજીયે, તૈસી બાંની હોય.**

જેવો ખોરાક ખાઇએ તેવું આપણું મન થાય છે, ને જેવું પીણું પીએ, તેવી વાણી મોઢાંમાંથી નિકળે છે.

( ૫૫૫ )

**જૈસા ઘટ તૈસા મતા, ઘટ ઘટ ઓર સ્વભાવ ;**
**જા ઘટ હાર ન જીત હય, તા ઘટ બ્રહ્મ સમાવ.**

જેવું જેવું શરીર બન્યું હોય, તેવો તેનો સ્વભાવ થાય, પણ જે શરીર પોતાનાં સ્વાર્થ માટે જીવતું નથી, યાને જે કોઇ પોતાનાં

સુખને માટે બીજાને દુઃખ આપતો નથી, તે માણસનું શરીર તે ઇશ્વરનું દેહેરૂં છે, યાને તે માણસમાં ખુદા પ્રગટ થઇને રહેલા છે.

( ૫૫૬ )

**સુનિયે ગુનકી બારતાં, અવગુણ લિજીયે નાય;**
**હંસ ક્ષીરકું ગ્રહત હય, નીર સો ત્યાગે જાય.**

જ્યાં પણ બેઠા હોઇયે, ત્યાંનો અવગુણ હોય તે આપણે લેવો ન જોઇએ; હંસ પક્ષી માટે કહે છે કે તેનામાં એવી ખુબી છે કે જો પાણીને દુધ મેળવીને તે પાસે મુકયું હોય તો, તેમાંથી તે દુધજ લેવાનું, તેમ માણસને ઘણીએ સંગત થાય, પણ તે સંગતમાંથી જે કાંઇ સારૂં હોય તે ગ્રહણ કરે, તે માણસજ હંસ પક્ષી જેવો ખુબીવંત કહેવાય.





## અસલ સ્વભાવ

### જેવું જેવું કામ તેવું તેવું દામ.

(૫૫૭)

**કામી, ક્રોધી, લાલચી, ઇનસે ભકિત ન હોય;**
**ભકિત કરે કોઇ સુરવા, જો જાતવરન કુલ ખોય.**

કબીર કહે છે કે, ખુદાની ભક્તિ, ત્રણ જાતનાં માણસોથી થઇ શકતી નથી. એક તો, કામી યાને સ્ત્રીના છંદમાં પડેલો પુરૂષ; બીજો ક્રોધી યાને જે માણસને પોતા વિષે બહુજ મગરૂબી હોય યાને જે કોઇ જરા જરામાં ઓછું લઈ, ગુસ્સો કર્યા કરે તે; ત્રીજું, લાલચુ, યાને જેને બધી ચીજો મેળવવાનો લોભ લાગેલો હોય; કારણ કે એ બધાં માણસોનું મન પોતાને ગમતી ચીજો પર લાગેલું હોવાથી ઇશ્વર તરફ લાગી શકતું નથી, તેથી કબીર કહે છે કે જે પોતાના હુંપણાંનું ભાન સદંતર કાઢી નાખે તેનાંથીજ ખુદાની ખરી ભકિત થઇ શકે છે.

(૫૫૮)

**પંડિત ઓર મસાલચિ, દોનો સુંજે નાંહિ;**
**ઓરનકો કરે ચાંદના, આપ અંધેરા માંહિં.**

પુસ્તક માત્ર ભણીને જે પંડિત થયો હોય તે, અને મસાલચી એ બે માણુસો, જો કે બીજાંને અજવાળું કરનારા કહેવાય છે, પણ પોતાને અજવાળું કરી શકતા નથી, યાને પોતે અંધારાંમાંજ રહેનારા

છે. અર્થાત જેમ મસાલચી બીજાને બતી દેખાડતી પોતે અંધારાંમાંજ રહે છે, તેમ પુસ્તક પંડિત, શાસ્ત્રનો ભેદ ન પામ્યાથી, અંધારાંમાંજ રહેલો હોય છે.

(૫૫૯)

**નિર્પક્ષકો ભક્તિ હય, નિર્મોહિકો જ્ઞાન;**
**નિર્દ્વન્દીકો મુક્તિ હય, નિર્લોભી નિર્બાન.**

જે માણસ બધાંને એક સમાન જુએ છે અને સૌને સરખી રીતે ચાહે છે, તે માણસનીજ ખરી ભક્તિ છે એમ કહેવાય. જે માણસ દુનિયાની માયામાંથી છુટો થયો છે, તેનેજ ખરૂં જ્ઞાન પ્રાપ્ત થયું છે.

કોઇભી ચીજ યા માણસ પોતાથી જુદું છે, એવું ભાન જેનું જતું રહ્યું હોય, યાને જે કોઇ સર્વ ઠેકાણે સર્વ ચીજમાં ખુદાનેજ એકલો જુએ છે, તે માણસને મુક્તિ મળી છે યાને તે જન્મ-મરણના ફેરામાંથી મુક્ત થયો છે, એમ ગણાય.

જેને કોઇ જાતનો લોભ રહ્યો નથી યાને જે દરેક કાર્ય, બોલ યા વિચાર પોતાનો કાંઇભી સ્વાર્થ રાખ્યા વિના કરે છે, યાને જે સર્વ કાંઇ ઇશ્વરને અર્પણ કરે છે, તે માણસ નિર્વાણપદને પામે છે.





## અસલ સ્વભાવ.

### જેનાં કામ તેજ કરે.

( ૫૬૦ )

**ભુખ ગઇ ભોજન મિલે, થંડ ગઈ કબાય;**
**જોબન ગયે ત્રિયા મિલે, તાકો આગ લગાય.**

ભુખ ગયા પછી ખાવાનું મળે, ને ઠંડી ગયા પછી ઓઢણું મળે તે શા કામનાં? તેમ માણુસની જુવાની ગયા પછી, યાને બુઢાપામાં મરદ પરણે, તે શા ખપનું?

( ૫૬૧ )

**જ્યું ગુંગાકે સેનકો, ગુંગાહિ પયછાને;**
**ત્યું જ્ઞાનીકે જ્ઞાનકો, જ્ઞાની હોય સો જાને.**

જેમ મુંગાં માણુસનાં હાથના ઇશારાની વાત, મુગો હોય તેજ સમજી શકે છે, તેમ જ્ઞાની પુરૂષોની વાતો, જે કોઇ જ્ઞાની હોય તેજ સમજી શકે છે.

( ૫૬૨ )

**માંગનકો ભલો બોલનો, ચોરનકો ભલી ચુપ;**
**માલીકો ભલો બરસનો, ધોબીકો ભલી ધૂપ.**

જેમ માળીને વરસાદ સારો છે, ને ધોબીને તડકો પડે તે સારૂં છે તેમ, જે કોઇને કાંઇક માંગવું હોય તેને માટે બોલવું, એ સારૂં છે યાને તેને તો પોતાની જબાંન ખોલવીજ જોઇએ; જ્યારે એક ચોર

હોય તેને માટે ચુપકીદી સારી છે, યાને ચોરી કરવા માંગે તેને તો બધી ચુપકીદી રાખવીજ જોઇએ નહિ તો પકડાઇ આવે.

(૫૬૩)

**ધોતિ પોતિ વિનતી, ગુરૂ સેવા સંત સંગ;**
**એ ઓરનસે ન બને, ખાજ ખુજાવત અંગ.**

જેનાં બદન ઉપર કીડ (ખુજવાત) લાગી હોય, તેનાથીજ તે કીડ, નરમ પડી શકે, તેમ નિચલી પાંચ ચીજ સૌ કોઇ પોતે કરે તોજ તેનું કામ સરે (૧) ધોતિયું પેહેરવું, (૨) સોયમાં દોરો પોવો (૩) કોઇને અરજ કરવી, (૪) ગુરૂની સેવા કરવી, ને (૫) સતસંગ કરવો, એ સઘળાં જ્યારે માણસ પોતે કરે, ત્યારેજ તેનાં ફળ મેળવી શકે છે, બીજો કોઇ તેને માટે એ કામો કરી શકે નહિ.

(૫૬૪)

**તિન તાપમે તાપ હય, તનકા અનંત ઉપાય;**
**અધાત્મ તાપ મહાબલી, સંત બિના નહી જાય.**

માણસનાં શરીરને તાવ લાગુ પડે છે તેના અનેક જાતના ઉપાયો છે, પણ જેને હૈયાંની (આત્મિક) તાવ લાગુ પડી હોય યાને જેનું હૈયું મેલું થયું હોય તે તાવ, સાધુ પુરૂષની દોસ્તી અને તેની સલાહ વિના સાફ થઇ શકતી નથી.

(૫૬૫)

**લિખના પઢના ચાતુરી, એ સબ બાતાં સહેલ,**
**કામ દહન મન વશાકરન, ગગન ચઢન મુશકેલ.**

લખવું, વાંચવું ને મોઢેની ચતુરાઇ કરવી એ બધાં ઘણાં સેહેલાં છે, પણ ઇંદ્રિયોના વિષયોની ઇચ્છા મારવી, મનને તાબામાં

શીખવું, અને આસમાન પર ચઢવું યાને ખોદા તરફ મન લગાડવું એ કામો બહુ મુશ્કેલ છે.

( ૫૬૬ )

**જ્ઞાની મુલ ગમાઇયાં, આપે ભયા કરતા;**
**તાતે સંસારી ભલા, મનમેં રહે ડરતા.**

જે કોઇ જ્ઞાની (ભણેલો) થયા છતાં, પોતાનું "હું પણું" દેખાડયા કરે, યાને જરા જરામાં, "હું કહું છું તેજ ખરૂં છે, મારા જેવું જ્ઞાન કોઇને નથી" એવી લાહેરી કર્યા કરે, તે માણુસ પોતાની (જ્ઞાનની) કિંમત ઓછી કરી નાંખે છે; એવાં માણુસ કરતાં તો એક સંસારી યાને સાધારણ દુનિયવી વિચારોવાળો માણુસ ભલો, કે તે પોતાનાં મનમાં બીહતો રહે છે, અને કોઇ આગળ લાહેરી દેખાડતો નથી.

( ૫૬૭ )

**કામી લજ્યા ન કરે, મન માને સું લાડ;**
**નિંદ ન માગે સાહરો, ભુખ ન માગે સ્વાદ.**

જેને ઉંઘ આવતી હોય તેને તકીયા કે ગોદરાંની કાંઇ પરવા હોતી નથી, જેને ભુખ લાગી હોય તેને, ભોજન સ્વાદદાર છે કે નહિ તેનો વિચાર હોતો નથી તેમ, જે કોઇ સ્ત્રીના નાદમાં પડયો હોય તેને કશી વાતની દરકાર કે શરમ હોતી નથી, પણ તે જ્યાં ગમે ત્યાં બેશરમી રીતે રહે છે.

( ૫૬૮ )

**ભુખ લગી તબ કછુ નાહિં સુજે, ધ્યાંન જ્ઞાન સબ રોટીમેં;**
**કહત કબીરા સુન ભાઇ સાધુ, આગ લગો એ પોટીમેં.**

કબીર કહે છે કે એ સાધુ ભાઇ, તું સમજ કે જ્યારે કોઇને

ભુખ લાગે છે ત્યારે તેને બીજું કશું સુઝતું નથી, પણ તેનું બધુંએ મન ખાવામાંજ ભરાઈ જાય છે, ને તેનું શિખેલું ભણેલું (જ્ઞાન) બધું જતું રહે છે, યાને જ્ઞાનની પોઠીને ગોયા આગ લગાડી મુકે છે. અર્થાત, જ્યારે માણુસનું મન ઇંદ્રિયોના ભોગ ભોગવવા ઉપરજ લાગુ થાય છે ત્યારે, તે ચિજમાંથી શું નુકશાન છે તે માટે જે કાંઇ શિખ્યો હોય તે બધું ભુલી જાય છે. યાને તેને યાદ આવતુંજ નથી, કારણુ કે તે ઇંદ્રિયોનાં વિષયોમાં આખો લિન થઇ જાય છે.

(૫૬૯)

**કામીકા ગુરૂ કામિની, લોભિકા ગુરૂ દામ;**
**કબિરકા ગુરૂ સંત હય, સંતનકા ગુરૂ રામ.**

જે કોઇ કામી પુરૂષ છે તેનો ગુરૂ તે સ્ત્રી છે, લોભી માણુસનો ગુરૂ તે પૈસો છે, જ્યારે મારો (કબિરનો) ગુરૂ તે સાધુ છે, ને સાધુઓનો ગુરૂ તે રામ (ખુદા) છે. અર્થાત, જેનું જે પર દિલ લાગ્યું હોય, તેને તે પોતાનુ આખું જગત્ સમજે છે, યાને તેના સિવાય તેને બીજું કશું સુઝતું નથી, તેથી તે ચિજો ગુરૂ (સમાન) જ ગણાય છે.





# નાલાયકને લાયક વાત કહેવી નહિ.

( ૫૭૦ )

હિરે હિરાકી કોઠરી, બાર બાર મત ખોલ;
મિલે હિરાકા જોહરી, તબ હિરાકા મોલ.

કબિર કહે છે કેઃ—તારી પાસે હીરાની ભરેલી કોઠરી હોય તેને વારંવાર ઉઘાડતો ના, યાને ગમે તેને દેખાડતો ના, કારણકે જ્યારે હીરાનો પારખુ અને લેનાર મળે ત્યારેજ હીરાનું મુલ્ય થાય છે અને તેજ તેની કદર પિછાણે છે.

( ૫૭૧ )

હિરા જરા ન ખોલિયે, કુંજરે કે હાથ;
સેહેજ ગાંઠે બાંધીયે, ચલિયે અપની બાત.

તારી પાસે હિરા હોય તો તે કોઇ તેવા કુંજરા માણસ આગળ ઉઘાડો કરી દેખાડતો ના, પણ તારી પાસેજ રહેવા દઇ તારેજ રસ્તે ચાલ્યો જજે.

( ૫૭૨ )

તન સનદુક ગુન રતન ચુપ, તાહિ દિજે તાલ;
ગ્રાહક બિના ન ખોલિયે, કુંચી બચન રસાલ.

જ્યાંસુધી તેનો ઘરાક મળે નહિ, ત્યાંસુધી તે અમુલ્ય રતનની પેટી બંધ રાખજે, ને તેને ઉઘાડવાની કુંચી બાહેર કાઢતો ના.

અર્થાત-ખુદાને લગની જ્ઞાનની વાતો, તેવી ખરી ઉત્કંઠા ધરાવનાર માણસો આગળજ કેહવી, બેકદરને નહિ.

( ૫૭૩ )

હિરા પડા બાજારમે, રહ્યા છાર લપટાય;
કેતેક અંધે ચલ ગયે, પરખ ન લિયા ઉઠાય.

હિરો રાખમાં લપટાઇને બજારમાં પડયો હોય તોપણ ઘણાં આંધળાંઓ ત્યાંથી જતા છતાં કોઇ તેને પારખીને ઉચકી લેતું નથી.

( ૫૭૪ )

રામ પદાર્થ મુંજમે, ખાંન ખુલી ઘટ માંહિ;
સેત મેત હમ દેત હય, પર ગ્રાહક કોઈ નાહિ.

કબીરજી કહે છે કે મારી પાસે ખુદા ( જેવો ) પદાર્થ પડેલો છે, અને મારાં શરીરમાં તેની ખાણ ખુલ્લી થઈ ગઇ છે, જેથી હું તે મુફત આપવા ખુશી છું; પણ તે લેવાવાલો કોઈ ઘરાક મળતો નથી.

( ૫૭૫ )

જહાં ન જાકો ગુન લહે, તહાં ન તાકો ઠાવ;
ધોબી બેઠા કયા કરે, દિગમ્બરો કે ગાવ!

જ્યાં જેનાં ગુણની કદર પિછાણનારમાં આવતી નથી, ત્યાં તે માણસ રહીને શું કરે? જ્યાં બધાં નાગા ગોસાંઇઓજ રહેતા હોય ત્યાં ધોબી રહીને શું કરે?





# સખાવત વિષે.

( ૫૭૬ )

**કહે કબીર કમાલકો, દો બાતાં શીખ લે;**
**કર સાહેબકી બંદગી, ઔર ભુખેકો કછુ દે.**

કબીર પોતાના ચેલા કમાલને કહે છે કે, બે વાત હું તને કહું છું તે શિખી લે, તે એ કે ખુદાની નિત્ય બંદગી કરવી, અને ભુખ્યા માણસને કાંઇક આપવું.

( ૫૭૭ )

**હાડ બઢા હરી ભજન કર, દ્રવ્ય બઢા કછુ દેય,**
**અક્કલ બઢી ઉપકાર કર, જીવનકા ફલ યેહ.**

જેમ જેમ તું (ઉમરે) મોટો થાય, તેમ તેમ ખુદાની યાદમાં વધુ ચકચૂર રહે; તારી પાસે દોલત વધતી જાય તો તું ખેરાત કરયા કર; તારી અક્કલ હુશિયારી વધે તો બીજાનું ભલું કરી ઉપકાર કર્યા જા; કારણકે ખરૂં જીવેલું એજ પ્રમાણે છે, યાને જીંદગીની નેમ એજ કામો માટે છે.

( ૫૭૮ )

**ગાંઠી હોય સો હાથ કર, હાથ હોય સો દે;**
**આગે હાટ ન બાનિયાં, લેના હોય સો લે.**

તારી ગાંઠે સકમાઇનો મેળવેલો પૈસો હોય તો તે હાથમાં લઇ

બીજાને ખેરાત કર, કારણકે મરણ પછી એ "આપ-ને" નો સોદો બની શકવાનો નથી.

( ૫૭૯ )

**ખાય પી ખલાય દે, કર લે અપના કામ;**
**ચલતી વખત રે નરો, સંગ ન ચલે બદામ.**

તું ખા પિ ને બીજાને ખવાડ અને એમ કરી તારૂં ખરૂં કામ કરી લે, કારણકે આપણાં મરણ પછી એક ફૂટી બદામ બી સાથે આવવાની નથી.

( ૫૮૦ )

**ધર્મ કિયે ધન ના ઘટે, નદિ ન સંચે નીર;**
**અપની આંખે દેખીયે, યું કહે દાસ કબીર.**

ધર્મ કરવાથી યાને સખાવત કરવાથી, ધન કદી ઘટવાનું નથી; જેમ નદી પોતાનું પાણી કાંઈ પોતા માટે સંઘરી રાખતી નથી તેમ માણસે ધન દોલત સંઘરી રાખવાની નથી, પણ તે બીજાને આપવા માટે છે માટે તું જીવતાં જીવત તારા હાથેજ ધર્મદાન કરી લે.





# સખાવત વિષે.

## માંગવા કરતાં આપવું બેહેતર છે.

( ૫૮૧ )

ભિખ તીન પ્રકારકી, સુનો સંત ચિત્ત લાય;
દાસ કબીર પ્રગટ કહે, ભીન્ન ભીન્ન અથોય.

બીખના જુદા જુદા અર્થ થાય છે, માટે હું ( કબીર ) જે કહું છું તે તમો સાધુપુરૂષો સાભળજો, કે બીખ ત્રણ પ્રકારની છે.

( ૫૮૨ )

અન માગ્યા ઉત્તમ કહિયે, મધ્યમ માંગી જો લેય;
કહે કબીર કનિષ્ઠ સો, પર ઘર ધરના દેય.

જે કોઇ, કાંઇપણ માંગી લેતો નથી તે ઉતમ કહેવાય; જે માંગીને લે તે મધ્યમ કહેવાય, પણ જે કોઇ પારકે ઘર જઇ બીખ માંગે તે પુરૂષ સાથી હલકો કહેવાય.

( ૫૮૩ )

માંગન મરન સમાન હય, મત કોઇ માંગો ભિખ;
માગનેસે મરના ભલા, એહિ સદ્‌ગુરૂકી શિખ.

કબીર કહે છે કે, કોઇ પાસે કાંઇ પણ માંગવું એ મોત જેવું છે. માટે કોઇએ બીખ માંગવી નહિ. તે માંગવાના કરતાં મરવું બેહતર છે, એવી સદ્‌ગુરૂની શિખામણ છે.

( ૫૮૪ )

**મરૂં પર માગું નહિ, અપને તનકે કાજ;**
**પરમારથકે કારને, માંગન ન આવે લાજ.**

હું કોઇ પાસ મારા પોતાને ખાતર કદિએ માંગતો નથી, પણ બીજાને ખાતર માંગવું પડે યાને કોઇનું ભલું થતું હોય તો તે માટે માંગવાને હું કદિ શરમાતો નથી.

( ૫૮૫ )

**સેહેજ દિયા સો દુધ બરાબર, માંગ લિયા સો પાની;**
**ખિંચ લિયા સો રગત બરાબર, એહો કબીરા બાની.**

કોઇને થોડુંકએ આપવું એ દુધ મિસાલ છે, માંગી લેવું એ પાણીજ છે, પણ જોર જુલ્મથી યા ઠગીને મેળવે તે તો લોહી લેવા બરાબર છે યાને ખૂનજ કીધેલું કહેવાય, એવું મારૂં કબીરનું વચન છે.

( ૫૮૬ )

**ભુખેકો કછુ દિજીયે, યથા શક્તિ જો હોય;**
**તા ઉપર શિતલ બચન, લખો આત્મા સોય.**

તમારી શક્તિ મુજબ, ભુખ્યાને આપો, અને તેની સાથે મીઠા બોલો કહી સંભળાવો, કારણકે તમારી મિસાલ તેનામાંએ આત્મા યાને ખુદા રહેલો છે, તેથી ભુખ્યાને આપ્યું તે જાણે ખુદાનેજ આપ્યા બરાબર છે.





# સખાવત વિષે.

## સુખ આપવામાંજ છે, લેવામાં નથી.

( ૫૮૭ )

**જહાં દયા વહાં ધર્મ, જહાં લોભ વહાં પાપ;**
**જહાં ક્રોધ વહાં કાલ, જહાં ક્ષમા વહાં આપ.**

જેનાંમાં દયા હોય તે માણસજ ધર્મી કહેવાય, જેનાંમાં લોભ હોય તે માણસ પાપ કરે છે, જ્યાં ક્રોધ યાને ગુસ્સો વેરભાવ રહેલો હોય ત્યાં કાળ હાજર છે, યાને તેનો નાશ થવાનોજ, પણ જેનાંમાં સહનશીલતા હોય યાને જે કોઇ સૌની ભુલો દરગુજર કરનારો હોય તેનાંમાંજ ખુદાનો વાસો રહેલો છે.

( ૫૮૮ )

**કુંજર મુખસે કન ગિરે, ખુંટા ન વાકો અહાર;**
**કિકી કન લે ચલી, પોષણ દે પરિવાર.**

ખાતાં ખાતાં હાથીનાં મોઢાંમાંથી કનકી જેવા નાના કડકા હેઠળ પડી જાય છે, તેથી કાંઇ હાથીનો ખોરાક ઘટી જતો નથી; પણ તે બારીક કડકાઓ કીડી ઉપાડી લઇ જાય છે ને તેમાંથી પોતાનાં આખાં કુટુંબ પરિવારનું પોષણ કરે છે, અર્થાત્, થોડુંક પણ દાન કર્યાથી કેટલું બહુ થઇ શકે છે ને માણસનું કાંઇ ઘટી જતું નથી, એમ કબીરનું કહેવું લાગે છે.

( ૫૮૯ )

**દાતા દાતા ચલ ગયે, રહે ગયે મખ્ખીચુસ;**
**દાન માન સમજે નહિ, લડનેમેં મજબુર.**

કબીર કહે છે કે, સખી ને પરમાર્થી લોકો જતાં રહ્યાં, ને માત્ર મખ્ખીચુસો આ દુનિયામાં રહેલાં છે કે જેઓ, કોઇને આપવું લેવું, યા માન આપવું એવું કાંઈ સમજતાં નથી, પણ પોતાનોજ સ્વાર્થ શોધવાને અને લડવાને હંમેશાં તત્પર રહેલાં છે.

( ૫૯૦ )

**માણુસ ખોજત મેં ફિરા, માણુસકા બરા સુકાલ;**
**પર જાકો દેખે દીલ ઠરે, તાકા પરીયા દુકાલ.**

માણુસો શોધતો હું ઘણો ફર્યો છું, ને માણુસોનાં કાંઇ તોટા નથી, પણ જેને જોઇને આપણું દીલ ઠરી જાય, એવા નેક પુરૂષોની મોટી તાણ છે.

( ૫૯૧ )

**દયાકા લક્ષણ ભક્તિ, ભક્તિસે હોવત ધ્યાંન;**
**ધ્યાંનસે મીલત જ્ઞાન, એ સિદ્ધાંત ઉર આન.**

દયાનું લક્ષણ તે ભક્તિ છે યાને દયા તેનેજ હોય છે કે જેનું મન ખુદા તરફ લાગેલું હોય છે; ભક્તિમાં લાગવાથી માણુસનું ધ્યાન એકાગ્ર થાય છે અને ધ્યાન એકાગ્ર થાય છે, ત્યારે માણુસને ખરૂં જ્ઞાન યાને આત્મજ્ઞાન થાય છે, એ વાત તું જરૂર યાદ રાખજે.

( ૫૯૨ )

**બીષય ત્યાગ બૈરાગ હય, સમતા કહીયે જ્ઞાન;**
**સુખદાઈ સબ જીવસોં, એહી ભક્તો પ્રમાન.**

ખરો વૈરાગ્ય આવવો, એટલે માણુસ દુનિયાં ( માયા ) માંથી

મોકળો થયો છે એમ ત્યારેજ કહેવાય કે જ્યારે ઇંદ્રિયોનાં વિષયો ભોગવવાની ઇચ્છાઓ તેનાં મનમાંથી ગઇ હોય, ખરૂં જ્ઞાન તેનેજ થયું છે કહેવાય કે જે માણસ બધી હાલતમાં એકશાન રહે, યાને પોતાના મનનું સમતોલપણું જાળવી શકે; જે કોઇ દુનિયાનાં બધાં પ્રાણીઓને સુખ આપતો રહે, તેનીજ ભક્તિ ખરી છે.

( ૫૯૩ )

**કબીર ! મેં માગું એ માંગના, પ્રભુ મોકુ દીજે સોય;**
**સંત સમાગમ હરી કથા, હમારે નિશદિન હોય.**

કબીર કહે છે કે, એ ખુદા, હું તારી પાસે એટલુંજ માંગું છું કે, મને હંમેશાં સંતપુરૂષોની સંગત રહે, ને તારી સેવા રાત ને દિવસ હું કરયો જાઉં.

( ૫૯૪ )

**મુગતા જુગર માગું નહીં, ભકતી દાન દીજો મોહુ;**
**ઓર કછું માગું નહીં, નિશદિન જાચું તોહુ.**

હું એવું નથી માગતો કે મને તાજ ને તખ્ત મળે, પણ મને તારી ભકિતનું દાન બક્ષ, જેથી હું તારી સેવા રાત ને દિવસ કરતો રહું, એ સિવાય બીજું હું કશું માંગતો નથી.





# માણસના ખરા શણગાર વિષે.

( ૫૯૫ )

**એલમસે ઉદ્યોગ ખીલે, ખીલે નેકીસે નુર,**
**એલમ બીન સંસારમેં, સમજ અંધેરા ધુર.**

એલમ લીધાથી યાને શિખ્યાથી, ઉદ્યોગ ખીલવી શકાય છે, નેકી કર્યાથી માણસનાં મોઢાંનું તેજ વધે છે. એલમ વગર સંસારમાં કાંઇ થઈ શકતું નથી, પણ સર્વ કાંઇ અંધારૂંજ રહે છે યાને અજ્ઞાનપણાંથી માણસ આગળ વધી શકતો નથી.

( ૫૯૬ )

**સબલ ખમી નીર્ગવ ધની, કોમલ વિદ્યાવંત,**
**ભુષા ભુવન તિન હય, ઓર સબ અન્ત.**

જોરાવર છતાં, સહનશીળતા રાખે, મોટો હોય છતાં જે અહંકાર કે અભિમાન ન રાખે, ભણેલો હોય પણ નમનતાઈ રાખે, એ માણસનાં ત્રણ મોટા શણગાર છે, બાકી બીજા બધા હલકા શણગારો તો ઘણાંએ છે.

( ૫૯૭ )

**કબીર! એ સંસારમે, પંચ રતન હય સાર,**
**સાધુ મિલન, હરીભજન, દયા દિન ઉપકાર.**

ઓ કબીર! આ સંસારમાંથી તરી જવાને માણસની પાસે પાંચ રત્નો હોવાં જોઇએ; સતસંગ કરવો, ખુદાની બંદગી કરવી, સર્વ

ઉપર દયા રાખવી યાને દયાનાં કામો કરવાં, હંમેશાં નમનતાઇ રાખવી, અને બીજાંઓ ઉપર ઉપકાર કરવો.

૫૯૮

**ધન રહે ન જોબન રહે, ન રહે ગામ ન ઠામ;**
**કબીર ! જગમે જશ રહે, કે કરદે કિસીકો કામ.**

માણુસનો પૈસો કે જુવાની, માલ મિલકત, અને ઘરબાર કાંઇ રહેવાનું નથી; પણુ ઓ કબીર ! જે બીજાંને મદદ કરે, યાને પરમાર્થ કરે તેની (નેકી) વાખવાખી, યાને જશ હંમેશાં રહેશે.

( ૫૯૯ )

**લેનેકો હર નામ હયે, દેનેકો અન્નદાન;**
**તીરનેકો આધિનતા, બુડનેકો અભિમાન.**

આ દુનિયામાં લેવાની જે ચીજ છે તે ખુદાનું નામ ; આપવાનું જે છે તે ભુખ્યાની ભુખ મટાડવી. સંસારમાંથી તરી જવાને માટે જે કાંઇ અગત્યનું છે તે, ખુદા પર પૂર્ણ વિશ્વાસ યાને તેની મરજીને તાબે થઇને ચાલવું, પણુ જો ડૂબી મરવું હોય યાને નાશ પામી જવું હોય તોજ માણુસે અભિમાન કરવો.

( ૬૦૦ )

**પશુકી તો પનિયાં ભઇ, નરકા કછુ ન હોય;**
**(પર) નર જો ઉત્તમ કરની કરે, તો નર નારાયન હોય.**

જાનવરોનાં ( ચામડાંનાં ) તો જોડા પણુ બને છે, અને માણુસનું તો કાંઇએ થતું નથી, યાને કામ લાગતું નથી; પણુ જો નર ઉતમ કરણી કરે તો તે નારાયણુ થઇ શકે છે, યાને ખુદાઇ પદને પામી શકે છે.

( ૫૦૧ )

**મુખસે રહે સો માનવી, મનમે રહે સો દેવ;**
**સુરતે રહે સો સંત, ઇસ બિધ જાનો ભેવ.**

જે કોઇ ખાલી મોઢાંથી બોલીને માત્ર રહેતો હોય, તે સાધારણ માનવી છે, જે કોઇ હંમેશાં પોતાનાં મનમાં રહેતો હોય યાને ઉંચી બાબદનો વિચાર કર્યા કરતો રહે તે ફરેસ્તો છે, પણ જેનાં ધ્યાનમાં હર પળે ઇશ્વરનોજ ખ્યાલ રહેતો હોય, તે માણુસ સાધુસંત છે, એ રીતે માણુસ પારખવાનો ભેદ છે.

( ૫૦૨ )

**કબીર કબીર ક્યા કરો, ખોજો આપ શરીર,**
**જો યે પાંચો વશ કરો, તો આપે દાસ કબીર.**

કબીર, કબીર, શું કર્યા કરો છો? જો તમે તમારાં શરીરમાં શોધ કરો, અને આ પાંચ ઇંદ્રિઓને તાબામાં રાખો, તો તમો પોતેજ કબીરદાસ બની જશો. યાને જેમ મેં મારાં મનને કાબુમાં લઈ, ઇંદ્રિયો ઉપર જીત મેળવી છે, તેમ દરેક માણુસ કરે તો તે પણ ખુદાનો બંદો થઇ શકે.





# માણસનો ખરો શણગાર.

## ધીરજ વીષે.

( ૬૦૩ )

**કબીર ! ધિરજ કે ધરે, હસ્તી સવામન ખાય;**
**એક ટુકકે કારને, સ્વાંન ઘરોઘર જાય.**

એ કબીર ! હાથી છે તે ધિરજ રાખવાથી સવા મણ જેટલું ખાઇ શકે છે, જ્યારે કુતરો અધિરો હોવાથી એક ટુકડાને ખાતર ઘરેઘર ફરતો ફરે છે યાને હાડમાર થાય છે.

( ૬૦૪ )

**ધિરે ધિરે રે મના, ધિરે સબ કછુ હોય,**
**માળી સિંચે કેવરા, પર રૂત આવે ફલ જોય.**

માટે એ માણસ, તું ધિરજ રાખ, ધિરજથી બધુંએ થઇ શકે છે, કેવડો રોપી, માળી ધિરજ ધરી બેસે છે, ત્યારે રૂત આવ્યા પછી તેનું ફળ પામે છે.

( ૬૦૫ )

**બહોત ગઇ થોરી રહી, બ્યાકુલ મન મત હોય,**
**ધીરજ સબકો મીત્ર હય, કરી કમાઇ મત ખોય.**

તેં એટલી બધી મેહેનત કીધી, હવે થોડીકજ બાકી રહી, ત્યારે તું કાંય અધિરો થાય છે ? ધિરજ સો કોઇનો મિત્ર છે, માટે ધિરજ

પકડશે, અને અધિરાઇ છોડશે તો બધીએ કરેલી મેહેનત ફોકટ જતી બચાવશે, અને સફળ થશે.

( ૬૦૬ )

**ધીરજ બોધ તબ જાનીયે, સમજે સબકી રીત;**
**ઉનકા અવગુણ આપમેં, કબુ ન લાવે મીત.**

ખરો ધિરજવંત અક્કલનો માણસ તે છે કે જે સૌ કોઇની રીત સમજે, યાને સૌનો સ્વભાવ સંભાળી લે, પણ પોતે કદિપી અધિરો બનતો નથી, અને સામાંનો અવગુણ પોતામાં લાવતો નથી. અર્થાત, સામા ધણીની સ્થિતિ જોઇને તે વર્તનારો છે, યાને સામો ધણી ગુસ્સો કરે, પણ તે કદિપી ગુસ્સે થતો નથી-પણ પોતાનાં મનની શાંતિ જાળવી રાખે છે.

( ૬૦૭ )

**સાહેબકી ગત અગમ હય, તું ચલ અપને અનુમાન;**
**ધિરે ધિરે પાંઉ ધર, પહોંચેગા પ્રમાન.**

આપણને સમજ પડતું નથી કે જગતને ખુદા કેમ ચલાવે છે, માટે તું તારી શક્તિ મુજબ ચાલ્યા કર, ને ધિરે ધિરે પણ મક્કમપણે ખુદા પર વિશ્વાસ રાખીને ચાલશે, તો જરૂર તે સુખી ધામે તું પુગી જશે.





# ફીકર ન કરવા વિષે.

( ૬૦૮ )

**ફિકર સબકો ખા ગઇ, ફિકર સબકા પીર;**
**ફિકરકી જો ફાકી કરે, ઉસકા નામ ફકીર.**

કબીર કહે છે કે, ફિકર સૌને ખાઇ જાય છે, તેથી ફિકર સૌનો પીર ગણાય છે, યાને સૌની માથેની છે, પણ જે કોઈ ફિકરને ખાઇ જાય, તેજ ખરો ફકીર કહેવાય. અર્થાત, જે કોઇ પોતાનાં મનમાંથી ફિકરને દૂર કરે તેજ ખરો ફકીર અથવા સધુ કહેવાય, યાને જેને ખુદા તરફ પૂર્ણ વિશ્વાસ છે, તે પોતા માટે કદિ ફિકર કરતો નથી અને તેજ ખરો ફકીર છે.

( ૬૦૯ )

**પેટ સમાતા અન્ન લે, તનહિ સમાતા ચીર;**
**અધિકહી સંગ્રહ ના કરે, તીસકા નામ ફકીર.**

જે કોઇ પેટ પુરાય એટલુંજ અન માંગી લીએ છે, ને અંગ ઢંકાય તેટલાં વસ્ત્રનીજ કાળજી રાખે છે, અને એથી વધુ મેળવવાની જે કોઇ આશા કરતો નથી, તેજ ખરો ફકીર છે. ફકીર શબ્દ ફારસીનો ચાર અક્ષરનો બનેલો છે, જેનાં દરેક અક્ષરનો ગુહ્ય અર્થ થાય છે.

"ફે" એટલે 'ફાકો" યાને ગમ ખાઇ જવું, દરગુજર કરવી અથવા સહનશિળતા રાખવી.

"ક્રાફ" એટલે કેનાયત" યાને સંતોષ રાખવો.

"ય" એટલે "યાદે ઇલાહિ" યાને ખુદાનું નામ-સ્મરણ હમેશાં ચાલુ રહેવું.

"રે" એટલે "રીઆયત" યાને અપોઇ, પહરેજગારી, એટલે તનની, મનની અને કાર્યની પવિત્રાઇ.

એ ચાર ઉત્તમ ગુણો જેનામાં હોય તેજ ખરો સાધુ યા ફકીર કહેવાય, બાકી બધા ખોટા—

( ૬૧૦ )

**ચાહ ગઇ ચિંતા ગઈ, મનવા બે પરવાહ;**
**જીનકો કછુ ન ચાહીયે, સો શાહનપતિ શાહ.**

જેની ઇંદ્રિયોના ભોગ ભોગવવાની ઇચ્છા જતી રહી, તેનાં મનની ચિંતા પણ દૂર થાય છે, અને મનમાં ચિંતા નહિ એટલે મન શાંત થઈ જાય છે, અને જેને કાંઇ જોઇતું નથી, યાને જેને કશાંની ગરજ છેજ નહિ, તે માણસ રાજાઓથી પણ મોટો છે.





## સંતોષ વિષે.

( ૬૧૧ )

**ગઉધન ગજધન ગોપીધન, ઓર રતન ધન ખાન;**
**જહાં આવે સંતોષધન તો, સબ ધન ધુલ સમાન.**

ઘણાં ગાય ઢોરોનો ધણી હોય, ઘણાં હાથીઓ રાખનાર ( રાજા) હોય, ઘણી સ્ત્રીઓનો ધણી હોય, અને ઝવાહીરોની ખાણનો માલેક હોય, પણ જેની પાસે સંતોષ ધન છે તેને ઉપલું સૌ કાંઈ ધૂળ સમાન છે, યાને જે કોઇ સંતોષી છે અને ગમે તેવી હાલતમાં સંતોષ રાખી જાણે છે, તે માણસનાં જેવો સુખી બીજો કોઇ નથી.

( ૬૧૨ )

**મારીયે આશા આપની, જીને ડસ્યા સંસાર;**
**તાકા ઓખડ (સં)તોષ હય, કહે કબીર બિચાર.**

જેને આ સંસારની જંજાળો લાગેલી છે, અને તેઓને જે મારવા ચાહતો હોય, તો તેનો ઇલાજ માત્ર સંતોષ છે. અર્થાત્, દુનિયાની ચિજો નહિ મળવાથી જે દુઃખ થાય છે તે દુઃખ દૂર કરવા, જે માંણુસ તત્પર હોય તેણે સંતોષી થવું.

( ૬૧૩ )

**કબૂક મંદીર માલિયાં, કબૂક જંગલ બાસ;**
**સબી ઠોર સોહામનાં, જો હરિ હોય પાસ.**

જેની પાસે ખુદા છે યાને જેનું મન ઇશ્વર તરફ લાગેલું હોય

છે, તે ગમે તો રાજમેહેલમાં વસે, યા જંગલમાં વસે, પણ તેનું મન સંતોષી હોવાથી અને ખુદા પર લાગેલું હોવાથી, દરેક જગ્યા તેને સરખી લાગે છે યાને ખુદાથી ભરપૂર અને શોભાયમાન છે એવું તેને દેખાય છે.

( ૬૧૪ )

**સાહેબ મેરે મુહકો, લુખી રોટી દે;**
**ભાજી માંગત મેં ડરૂં, કે લુખી છિન ન લે.**

કબીર કહે છે કે, ઓ ખુદા, મને લુખ્ખી રોટલીજ આપ્યા કર, તે ઉપર ભાજી મને જોઇતી નથી, અને તે માંગતાં બીહું છું કે રખેને સૂકી રોટલી પણ જતી રહે. અર્થાત, માણસે સાદી સુખવાસી જીંદગી માટેજ કાળજી રાખવી, કારણકે વધુ માગતાં, આપણને વધારે જંજાળો ભોગવવી પડે છે.

( ૬૧૫ )

**સાત ગાંઠ ગોપિનકો, મનમાં ન રાખે શંક;**
**નામ અમલ માતા રહે, ગને ઇંદ્રકો રંક.**

જે કોઇ ખરો સંતોષી છે અને જેનું મન ઇશ્વર સિવાય બીજાં કશાંને માંગતું નથી, તે માણસ માટે કબીર કહે છે, કે તેનાં આંગ ઉપર માત્ર લંગોટી હોય, ને તેને બી સાત ડિંગડાં મારેલાં હોય છતાં, તે પોતાનાં મનમાં એટલો સંતોષી હોય છે કે ઇંદ્ર જેવા રાજાને તો પોતાથી ગરીબ સમજે છે, એટલે કે ઇંદ્રનાં રાજપાટથી પણ તે લલચાતો નથી.





# ચિંતા વિષે.

( ૬૧૬ )

**ચિંતા મત કર નચિંત્ત રહે, પુરનહાર સમર્થ;**
**જલ થલમે જો જીવ હય, ઉનકો ગાંઠ ક્યાં અહર્થ?**

તું ચિંતા ના કર, નચિંત રહે! કાંય જે ખુદા તારૂં પુરૂં કરવાવાળો છે, ને તે મહા બળવાન છે; પાણીમાં ને જમીનમાં જે જીવો છે તેઓની પાસે કાંઇ પૈસા નથી, તોપણ તેઓનું પોષણ થાય છે, તેમ તારૂંબી થશે.

( ૬૧૭ )

**ચિંતા ઐસી ડાકની, કાટ કલેજા ખાય;**
**વૈદ બીચારા ક્યા કરે, કહાં તક દવા લગાય?**

ચિંતા એવી ડાકણી છે કે તે માણસનું કલેજું કેતરી ખાય છે; જેનાં મનમાં ચિંતાએ ઘર કીધું હોય તેને વૈદ બિચારો શું કરી શકે? ક્યાં સુધી તેને દવા આપ્યા કરે? અર્થાત, જ્યાંસુધી મનમાંથી ચિંતા જાય નહિ ત્યાંસુધી શરીરનું દુઃખ ઓછું થતું નથી.

( ૬૧૮ )

**સરજનહારે સરજીયા, આટા પાની લોન;**
**દેનેહારા દેત હય, તો મિટનહારા કોન?**

તે પેદા કરનાર સાહેબ, આટો, પાણી, મીઠું વગેરે સરજ્યું છે, અને તે આપવાવાળો છે તો પછી છીનવી લેનાર કોણ છે?

(૫૧૯)

**કાહેકો તલપત ફિરે, કાહે પાવે દુઃખ?**
**પહેલે રજક બનાયકે, પિછે દિનો સુખ,**

શા માટે તું તલપતો ફરેછે, અને શા સારૂં દુઃખ પામે છે? પહેલાં તારે માટે ખોરાક તૈયાર કરીને પછી તને ખાવાને મોઢું આપ્યું છે.

(૫૨૦)

**અબ તું કાહેકો ડરે, સિરપર હરિકા હાથ;**
**હસ્તી ચઢ કર ડોલિયે, કુંકર ભસે જો લાખ,**

જ્યારે તારાં માથાં ઉપર તે સાહેબનો હાથ છે ત્યારે તું હવે શું કામ બીહે છે? હાથી ઉપર ચઢીને બેઠા હોઇયે ને લાખ કુતરા ભસતા (કરડવાને) આવે તો પણ આપણે તો નચિંતાઇથી ડોલા ખાયા કરીએ તેમ, જ્યાં ખુદાજ આપણાં માથાં ઉપર હોય, ત્યાં પછી ચિંતા શાની રાખવી?

(૫૨૧)

**રચનહારકો ચિન કર, કયા ખાવેકુ રોય;**
**દિલ મંદીરમે પેંઠ કર, તાંન પિછોડી સોય.**

ખાવા પીવાનાંને શું રડવા બેઠો છે? બાહેરની બધી ચિજો ઉપર પીછોડી ઢાંકીને, તેઓને તું ભુલી જા, અને જગતકર્તાને તારાં હૈયાંરૂપી મંદીરમાં દાખલ થઇને જો.





# ચિંતા વિષે.

## માણસે ધારેલું થતું નથી, ત્યારે ચિંતા શા સારૂ કરવી?

( ૬૨૨ )

**સાહેબસે સબ કછુ બને, બંદેસે કછુ નાય;**
**રાઇકો પરવત કરે, ઔર પરવત રાઇ માય.**

તે સાહેબથીજ બધું બને છે, આપણાથી કાંઇ થઇ શકે નહિ; તે સાહેબ ચાહે તો રાઇનો પહાડ કરે, અને પહાડને રાઈ જેવો બારીક કરી નાખે. અર્થાત, જે કાંઇ થાય છે તે ખુદાના હોકમથી બને છે, આપણા માણુસના હોકમથી કંઇ થતું નથી.

( ૬૨૩ )

**ચિંતા તો હરિ નામકી, ઔર ન ચિતવે દાસ;**
**જો કોઈ ચિતવે નામબિન, સોહિ કાલકી પાસ.**

ખુદાનું નામ જપવાનીજ ચિંતા કર, કારણકે તે સિવાય બીજી ચિજ વિષે તું ચિંતા યાને વિચાર કર્યા કરશે તો તે જમને હસ્તક જ છે, યાને ખુદા સિવાય બીજી બધી ચિજો નાશવંત છે, માટે તે વિષે કીધેલી ચિંતા ફોકટની છે.

( ૬૨૪ )

**કબીર મેં કયા ચિતવું, હમ ચિતવે કયા હોય?**
**હરિ આપહિ ચિંતા કરે, જો મોહે ચિંતા ન હોય.**

કબીરજી કહે છે, કે હું શાની ચિંતા કરૂં? મારા ચિન્તનથી શું થવાનું છે! જો હું ચિંતા નહિ કરૂં તો ખુદા મારે માટે પોતે જ ચિંતા રાખશે.

( ૬૨૫ )

**મેરા ચિત્યા હર ના કરે, કયા કરૂં મેં ચિત;**
**હરકા ચિત્યા હર કરે, તા પર રહું નચિંત.**

મારૂં ધારેલું ખુદા કરતો નથી, ત્યારે હું શું કામ વગર ફોકટની ચિંતા કરૂં? ખુદાનું ધારેલું તેજ ખુદા કરે છે, ત્યારે તેની ઉપર વિશ્વાસ રાખી, હું નચિંતે બેસુંની!

( ૬૨૬ )

**રામહિ કિયા સો હુવા, રામ કરે સો હોય;**
**રામ કરે સો હોગયા, કહે કલ્પો કોય?**

ખુદાએ કીધું તે થયું, યાને ભુતકાળ પણ ખુદાનોજ ધારેલો થયો, હમણાં પણ ખુદા કરે છે તેજ થાય છે, અને ભવિષ્યમાં પણ ખુદાનુંજ ધારેલું થશે, ત્યારે આપણે શા માટે ચિંતા કરવી?





# વિશ્વાસ.

## ખુદાપર ભરોસો રાખ.

( ૬૨૭ )

**એસા કોન અભાગ્યા, જો બિશ્વાસે ઓર;**
**રામ બિના પગ ધરનકુ, કહો કહાં હય ઠોર?**

ખુદા વગરની એક પણ જગ્યા એવી બાકી રહેલી છે કે જ્યાં પગ મૂકી શકાય? અને જ્યારે એવુંજ છે ત્યારે એવો કોણ અભાગ્યો હોય કે ખુદા સિવાય બીજા કોઇનો ભરોસો રાખે?

( ૬૨૮ )

**કિયે બિના માગે બિના, જાન બિના સબ કછુ આય;**
**કાહે કો મન કલ્પીયે, સેહેજ રહે સમાય?**

જ્યારે આપણાં વગર કીધે, વગર માંગવે અને વગર જાણવે સૌ કાંઇ થાય છે અને આવે છે, અને જ્યારે એવું સેહેલાઇથી બની શકે છે ત્યારે આપણે માણસે શા માટે કલ્પના અને ચિન્તન કરવું?

( ૬૨૯ )

**દાતા નદી એક સમ, સબ કોઇકો દેત;**
**હાથ કુંભ જીસકા જૈસા, તૈસાહિ ભર લેત.**

ખુદા એક નદી સમાન છે, જે સર્વ કોઇને આપે છે; જેવું જેનું વાસણ (નાનું યા મોટું) હોય તેવું અને તેટલું પાણી તે નદીમાંથી ભરી લે છે **તેમજ, ખુદા પણ દરેકને તેની લાયકાત મુજબ આપ્યો જાય છે.**

(૬૩૦)

**મુરદેકોભી દેતા હય, કપડા લતા આગ;**
**જીવત નર ચિંતા કરે, વાકો બડો અભાગ.**

મુડદાંને યાને મરણ પછી પણ શરીરને કફન, આગ, પાણી વગેરે તે (ખુદા) પહોંચાડે છે, તો પછી જીવતાં જીવત જે માણસ પોતા માટે ચિંતા કરે તેને ખરેજ અભાગ્યાપણું લાગેલું હોવું જોઇયે!

(૬૩૧)

**આશા તો એક રામકી, દુજી આશ નિરાસ;**
**નદિ કીનારે ઘર કરે, કબૂ ન મારે પ્યાસ.**

ખુદા સિવાય બીજી બધી ચિજોની આશા કીધેલી ફોકટ છે, નદીની પાસે રહેતા હોય તેઓ કદીભી તરસે મરતા નથી તેમ, જે કોઇ ખુદા ઉપર વિશ્વાસ રાખે છે, તે કદિ પણ નિરાશ થતો નથી.

(૬૩૨)

**પિછે ચાહે ચાકરી, પહેલે મહિનાં દેય;**
**તો સાહેબકો સિર સોપતે, કયું કસકતા હય દેહ?**

જે ધણી પહેલાં પગાર આપે, ને તે પછી આપણી પાસે ચાકરી કરાવે, એવા મોટા સાહેબને તારૂં માથું આપવાને તું શા માટે બિહે છે! તેની ઉપર ભરોસો રાખ.





# વિશ્વાસ.

## ખુદા બધાંનું પુરૂં કરે છે.

(૬૩૩)

**ચિડીયાં પ્યાસી સમૂદ્ર ગઇ, નિર ન ઘટયાં જાય;**
**એસા બાસન ન બનાં, જામે સમૂદ્ર સમાય.**

ચકલિ તરસી થઇને સમુદ્રનું પાણી પીવા ગઇ, તેથી કાંઇ સમુદ્રનાં પાણી ઘટી જતાં નથી, કારણકે એવું કોઇ મોટું વાસણ નથી કે જેમાં તેનું સઘળું પાણી સમાઇ જાય; તેમ ખુદા એવો મોટો દાતાર છે કે તે સર્વ કોઇને આપ્યા કરે છે ને તેનું કાંઇ ઘટી જતું નથી.

(૬૩૪)

**અજગર કરે ન ચાકરી, પંખી કરે ન કામ;**
**દાસ કબીરા યું કહે, સબકા દાતા રામ.**

સર્પ કાંઇ નોકરી કરતો નથી, ને પંખી પણ કાંઇ કામ કરતું નથી છતાં તેમનું પુરૂં થાય છે તેમ હું કબીર કહું છું કે એ સર્વનો આપનાર ખુદા બેઠો છે.

(૬૩૫)

**રામ નામસે દિલ મિલા, જમ હમપર બરાય;**
**મોહે ભરોસા ઇષ્ટકા, બંદા નર્ક ન જાય.**

કબીર કહે છે કે જેનું દિલ ખુદા સાથે મળી ગયું હોય, અને તે માણુસ પર જમ આવી લાગે પણ જો તેને ખુદા પર પાકકા ભરોસો હોય તો તે માણુસ કદી નર્કમાં જવાનો નથી.

( ૬૩૬ )

**ભજન ભરોસે આપકે, મગહર તજા શરીર;**
**તેજ પુંજ પ્રકાશમેં, પહોંચે દાસ કબીર.**

કબીર કહે છે કે મેં ખુદા પર પુર વિશ્વાસ રાખ્યો, ને તેનું નામ લેતાં લેતાંજ, મેં મગહર ગામમાં મારૂં શરીર છોડયું, અને જેવો દેહ છોડયો કે હું ( કબીર ) તુરતજ તે પ્રકાશનાં જથ્થામાં જઈ પુગો યાને ખુદામાં મળી ગયો. અર્થાત્, કબીરજીનું મરણ મગહર ગામમાં થયું હતું અને તેવણુ માટે કહે છે કે દેહ છોડતી વખતે પણ ઇશ્વરનાં જ ધ્યાનમાં ચકચૂર હતા, તેથી જેવું આ ખાકી શરીર પડયું કે ઇશ્વરનાં સાક્ષાત્ દર્શન તેને થયાં.





# નસીબ.

## છઠ્ઠીના લેખ લખાયા, તેટલુંજ થવાનું.

( ૬૩૭ )

**પુરબકા રવિ પશ્ચિમે, ગર જો ઉગે પ્રભાત;**
**લિખા મિટે નહિ નસીબકા, લિખા જો હરિકે હાથ.**

કદી સૂર્યની ચાલ ફેરવાય, ને પૂર્વમાં ઉગનો રવિ પશ્ચિમેથી ઉગે પણ કર્મના લેખ જરાબી ફેરવાય નહિ, કેમજે લેખ ખુદાએ પોતાને હાથે લખ્યા છે.

( ૬૩૮ )

**બુંદ પડી જા પલમે, વોહ દિન લિખા લેખ;**
**માસા ઘટે ન તલ બઢે, જો સિર કુટો અનેક.**

જે ઘડીએ માતાનાં પેટમાં જીવ પડયો, તે ઘડીએ ( કર્મના ) લેખ લખાઈ ચુકયા ; અને તેમાંથી એક અર્ધો તોલો ઓછો, યા રતિભાર વધુ, ગમે એવું માથું કુટે તોબી, ફેરફાર થવાનો નથી.

( ૬૩૯ )

**જયાં એ જીવરા પગ વરે, બખ્ત બરાબર સાથ;**
**જો યેહ લિખા નસિબમેં, ચલે ન અવિચલ બાત.**

જ્યાંબી તે જીવ ( માણુસ ) જશે, ત્યાં તેની સાથે એ નસીબ ચાલ્યા કરવાનું, અને જે કાંઈ નસીબમાં લખ્યું હશે તેજ બનવાનું તેથી તેની સામે થવામાં કશો ફાયદો થતો નથી.

( ૬૪૦ )

**જાકો જીતના નિર્માન કિયા, તાકો તિતનાં હોય;**
**માસા ઘટે ન તલ બઢે, જો સિર કુટે કોય.**

જેટલું જેણે નિર્માણ થયું હોય, તેટલુંજ તેની જીંદગીમાં બનવાનું; તેમાંથી રતિભાર ઓછું કે વધતું થવાનું નથી, પછી માણસ ગમે એટલું પોતાનું માથું કુટે તો શું થયું ?

( ૬૪૧ )

**પ્રારબ્ધ પહેલ્લે બનાં, પિછે બનાં શરીર;**
**કબીર, અચંબા યે હુય, મન નહિ બાંધે ધીર.**

પહેલાં માણસનું નસીબ બંધાય છે, ને તે પછી તેને જન્મ મળે છે યાને તેનું શરીર બને છે અને એવું કુદરતમાં બનતું હોવાથી કબીર કહે છે કે, મને એ અજાયબી લાગે છે, કે માણસનું મન ધીરજ કેમ રાખતું નથી ?





# નસીબ કેમ બને છે !

( ૫૪૨ )

**કબીર ! રેખા કરમકી, કબૂ ન મિટે રામ,**
**મેટનહાર સમર્થ હય, પર સમજ કિયા હય કામ.**

ઓ કબીર ! ખુદાએ જે કર્મનો કાયદો બનાવ્યો છે, અને તે કર્મના આધારે જે નસીબ બંધાય છે તે, ખુદા સિવાય બીજા કોઇના હાથે ફેરવાતું નથી; તેને ફેરવનાર, ખુદા પુરતો સામર્થવાન છે, પણ એ કર્મનો કાયદો, તેણે ડાહપણ વાપરીનેજ બનાવ્યો છે, યાને માણુસનાં ભલાં અર્થેજ કીધો છે.

( ૫૪૩ )

**કબીર ઘટમે રામ હય, રજક મોત જીવ સાથ;**
**કહાં ચારા મનુષ્યકા, કલમ ધનીકે હાથ ?**

ઓ કબીર ! ખુદા આ શરીરમાં રહેલા છે ને તેની સાથેજ આપણું રજક, મરણ ને જીવન રહેલું છે, અને જ્યારે તે સાહેબના હાથમાં આપણું નસીબ (લખવાનું) રહેલું છે, તો પછી આપણ માનવીનો શું ઇલાજ ?

(૫૪૪)

**બખ્ત કહો ભાયગ કહો, નસીબ કહો નિરધાર;**
**હજાર નામ મનકે ધરો, મનહિ સરજનહાર.**

એને (કર્મને) બખ્ત કહો, ભાગ્ય કહો, અથવા કાંઇપણ આધાર વગરનું નસીબ છે એમ હજારો નામો, એ વિષે મનમાં કલ્પો, પણ એ નસીબનો બનાવનાર તેનું મનજ છે યાને માણસ પોતેજ છે.





# તારૂં નસીબ તુંએજ બનાવ્યું છે.

(૬૪૫)

**બાહેર સુખ દુખ દેતકો, હુકમ કરે મન માંય;**
**જબ ઉઠે મન બખતકો, બાહેર રૂપ ધરી આય.**

પોતાની બાહેર અમુક સુખ યા દુઃખ આવે તે માટે પહેલાં માણસના મનમાં હુકમ થાય છે, ને જ્યારે મન-નસીબ પાકટ થયું, ત્યારે તેનો આકાર બાહેર પડે છે. અર્થાત, સૌથી પહેલાં માણસના મનમાં ઇચ્છા ને વિચાર ઉત્પન્ન થાય છે, કે મારી આસપાસ અમુક જાતનાં સંજોગો બને; એવી રીતે વિચાર કરતાં કરતાં, જ્યારે તે વિચારો પુરા, મજબુત યાને પાકટ થયા કે તેઓ અમુક આકાર લઇને ખાકી ભુવન ઉપર જાહેર થાય છે, યાને તેનું અમુક જાતનું નસીબ (હાલત) બંધાય છે. ટુંકમાં, જે કાંઇ માણસની હાલત બની હોય છે યા બનવાની હોય છે, તેનો બનાવનાર તેનું મન છે યાને તે પોતેજ છે.

માણસનું મન, એ મહા બળવાન શકતી છે કે જે આકાર ઘડે છે ને બનાવે છે; માણસ તે મનજ છે, જેમ જેમ તે વીચારનું હથિયાર વાપરે છે, અને ઇચ્છા કરે છે તેવો આકાર મન બનાવે છે, અને તેમાંથી પછી હજાર જાતનાં સુખો કે હજાર જાતનાં દુઃખો તે ઉપજાવે છે; તે (માણુસ) છુપી રીતે (મનની અંદર) વિચાર કરે છે, પણ તે બાહેર જાહેર થાય છે, અને તેનાં સંજોગો તે માત્ર તેની આરસી છે, યાને બાહેરના સંજોગો તે તેના પોતાનાજ કીધેલા (વિચારો) નું પરિણામ છે.

(૬૪૬)

**બખ્ત બલે ભવજલ તરે, નિર્બલ ભયા બિકાર;**
**યે સબ કિયા નસીબકા, રહે નિશ્ચય નિરધાર.**

નસીબનાંજ જોરે માણુસ આ ભવસાગરમાંથી તરી જાય છે, ને તેના વિકારો નબળા પડે છે, યાને તેના દુર્ગુણો મટે છે તેબી ઉપર કહ્યા પ્રમાણે તેનાં નસીબનાંજ જોરે યાને તેનીજ મેહેનતથી થાય છે, એવી રીતે સૌ કાંઇ માણુસના હકમાં બને છે, તેનું પોતાનુંજ બનાવેલું (નસીબ) છે, અને બીજા કોઇથી તે બનતું નથી, એ તું નક્કી માનજે.

(૬૪૭)

**કરમ અપના પરખ લે, મન નહિં કિજે રીસ;**
**હરિ લિખા સો પાઇયે, પથ્થર ફોડે સિસ.**

(માટે) તારૂં કીધેલું, તેજ (તારૂં નસીબ) બન્યું છે એમ જાણીને તું તારા મનમાંનો બળાપો કાઢી નાંખ, કારણકે ખોદાએ કર્મનો કાયદો એવો કીધો છે કે સૌ કોઈ પોતાની કરણીનુંજ પરિણામ (સુખ યા દુઃખ) મેળવે છે, અને તેમાંથી કદીબી છુટી શકતો નથી, પછી ગમે તો પથ્થર લઇને તે માથું કાં ન ફોડે.

(૬૪૮)

**કિને બિના ઉપાય કછુ, દેવ કછુ નહિં દેત;**
**ખેત બીજ વાવે નહિં, તો કયું જામે ખેત?**

તારાં પોતાનાં કર્યા સિવાય બીજું કાંઈ ખુદા તને આપતો નથી; કારણકે ખેતરમાં બીજ વાવે નહિ, તો ત્યાં પાક કેમ પેદા થાય?

(૬૪૯)

**દુખ લેને જાવે નહિ, આવે આચા બુચ;**
**સુખકા પેહરા હોયગા, તબ દુઃખ કરેગા કુચ.**

દુઃખ (ઇચ્છીનું) લેવા કોઇ જતો નથી, પણ અચાનક (આગળી કરણીનાં ફળ તરીકે) આવી ઉભું રહે છે; અને જ્યારે સુખનો વખત આવી લાગશે, યાને નઠારાં કર્મો પુરાં થશે, ત્યારે દુઃખ પોતાની મેળે ચાલ્યું જશે.

(૬૫૦)

**હોને પદાર્થ હોત હય, બિસર જાત સબ સુધ;**
**જૈસી લિખી નસીબમે, તૈસી ઉકલત બુધ.**

જે કાંઇ નસીબમાં લખ્યું હોય, તેજ બનવાનું, અને તે બનવાનું એટલે માણસની બધી અક્કલ હુશિયારી જતી રહે છે, અને જેવું (નસીબમાં) બનવાનું હોય, તેવી જાતની અક્કલ તેને સુજ પડે છે, યાને બનાવને અનુસરતુંજ કાર્ય તે કરે છે.





# નસીબ આપણી સાથેજ છે, તે બાહેરથી આવતું નથી.

( ૬૫૧ )

**અનહોની હોય નહિ, હોની હોય સો હોય;**
**રામચંદ્રજી બનકુ ગયે, સુખ અછત દુઃખ હોય.**

જે કાંઇ નસીબમાં લખ્યું ન હોય, તે કદીબી બનવાનું નથી, પણ જે કાંઇ બનવા કાલ હોય તેજ બને છે ને બનવાનું; રામચંદ્ર જેવા મોટા રાજાનાં કર્મમાં વનવાસ લેવાનો હતો, ત્યારે પોતેજ રાજપાટ ને સુખ છોડીને વનવાસે ગયા. અર્થાત, જે કાંઇ કારણો આપણે ઉપજાવ્યાં હોય, તેનાંજ પરિણામ આપણને આવી મળે છે

( ૬૫૨ )

**એ મન ભાયગ ભુલ મત, જો આયા મન ભાગ;**
**સો તેરા ટલતા નહિ, નિશ્ચય સંશય ત્યાગ.**

માટે એ માનવી, તું તારાં નસીબને ભુલી જનો ના, કારણકે જે કાંઇ તારાં નસીબનું હશે તેટલુંજ તને મળવાનું અને તે કદિબી મટવાનું નથી, માટે તારા દિલમાંના વહેમોને દુર કર ને ખુદા પર બરોસો રાખી બેસ.

( ૬૫૩ )

**મનકી શંકા મેટ કર, નિશંક રહે નિરધાર;**
**નિશ્ચય હોય સો હોયગા, જો કરસી કિરતાર.**

તારા મનમાંના વહેમોને દુર કર, અને બીજી ચીજો પર ભરોસો રાખવાનું મુકી દે, પણ ખુદા પર વિશ્વાસ રાખી તે જે કરે તેજ ખરૂં છે, એવું ખાતરીથી માનતો રહે.

( ૬૫૪ )

**દુનિયા કહે મેં દોરંગી, પલમે પલટી જાઉં;**
**સુખમે જો સો રહે, વાકો દુઃખી બનાઉં.**

આ દુનિયા બે તરેહની છે, જે પળવારમાં ફેરવાઇ જાય છે અને તે એમ કહે છે કે જે સુખમાં નબરવસ થઇને પડી રહે છે, યાને ખુદાને યાદ કરતો નથી, પણ પોતાની મોજમાં ચકચુર રહે છે, તેને હું દુઃખી બનાવું છું.

( ૬૫૫ )

**તેરા વેરી કોઇ નહિ, તેરા વેરી ફેયેલ;**
**તું અપને ફેયલ મિટા લે, ગલી ગલી કર સહેલ.**

તારો વેરી કોઇ બાહેર નથી. પણ તારા વેરીઓ તે તારાં નઠારાં કામો ( ચાલચલણ ) છે, એ નઠારાં કામોને તું દુર કર, તો તને બધું સેહેલું થઇ જશે, યાને જ્યાં બી જશે ત્યાં સુખજ રહેશે, એટલે કે તારૂં ભવિષ્ય તું સુધારી શકશે.

( ૬૫૬ )

**આતાલ જા પાતાલ જા, કે ફોડ જા બ્રહ્માન્ડ;**
**કહે કબીર ના મિટે, દેહ ધરેકા દંડ.**

ગમે તો આતાલ યા પાતાલમાં ભરાઇ જાવો, યા આખું બ્રહ્માંડ ફોડીને બાહર નિકળો, તોપણ કબીર કહે છે કે, આ દેહ ધારણ કરવાનો જે દંડ છે તે આપ્યા વગર કદિ માણસથી છુટાતું નથી. અર્થાત્, કર્મના કાયદાની ચુંગાળમાંથી કોઇ બચી શકતું નથી, પણ જેવું જે કરે, તેવું તેને ભરપાઇ કરવું પડે છે.

( ૬૫૭ )

**લિખા મિટે નહિ નસીબકા, ગુરૂ કર ભજ હરિનામ;**
**સિધે મારગ નીત ચલ, દયા ધરમ વિશ્રામ.**

છેવટ, કબીર કહે છે કે, નસીબમાં લખેલું જ્યારે મટતું નથી, ત્યારે તેને ફેરવવાની કોશિષ કરવાને બદલે તું ગુરૂ કર, ને ખુદાનું નામ જપવાનું તેની પાસે શિખ; અને નેકીને રસ્તે ચાલી હંમેશાં દયાનાં અને ધર્મનાં કામો કર, જેથી તને ખરૂં સુખ પ્રાપ્ત થાય.





# શ્રમ.

## મહેનત કર્યાથીજ ફળ મળે છે.

( ૬૫૮ )

**શ્રમ હિતે સબ કછુ બને, બિન શ્રમ મિલે ન કાંઇ;**
**સિધી અંગુલી ઘી જમ્યો, કછુ નિકલે નાહિં.**

મહેનત કર્યા સિવાય કાંઈ બનતું નથી, મહેનત વગર કોઇ ચિજ મળતી નથી; વાસણમાં ઘી જમી ગયું હોય તે પણ વાંકી આંગળી કીધા વિના યાને મહેનત વગર નિકળી શકતું નથી.

( ૬૫૯ )

**કૈસા પર સમર્થ હો, બિન ઉદ્યમ દુઃખ પાય;**
**નિકટ અસન બિન કર ચલે, કૈસે મુખમે જાય?**

ગમે એવો બળવંત માણસ હોય, પણ ઉદ્યમ નહિ કરે તો તે દુઃખ પામે છે; પાંચ આંગળાંએ લીધા વગર ખોરાક મોઢાંમાં જઇ શકતો નથી તેમ, મહેનત કર્યા વગર કશી ચીજ બના શકતી નથી.

( ૬૬૦ )

**શ્રમ હિતે સબ હોત હય, જો મન રાખે ધીર;**
**શ્રમતે ખોડત કુંપ જયું, ટલમે પ્રગટે નાર.**

જો મન ધીરજ રાખે અને મહેનત કરે તો સર્વ કાંઇ બની શકે છે; મહેનત કરી ખોદકામ કરે છે ત્યારેજ જમીનમાંથી પાણી

નિકળી તેનો કૂવો બંધાય છે તેમ, મહેનત કર્યાથીજ ફળની પ્રાપ્તી થાય છે.

( ૨૬૧ )

કિયે બિના કરે બિના, દેવ કછુ નહિ દેત;
ખેત બિજ વાવે નહિ, તો કયું જામે ખેત ?

મહેનત કર્યા વગર ખુદા કાંઇપણ ( અમસ્થું ) આપતો નથી; ખેતરમાં બીયાં વાવે નહિ તો તેમાં પાક કયાંથી થાય ?





## હિંસા ન કરવા વિશે.

( ૬૬૨ )

**જન જીવ કબુ મત મારો, ભક્તિ કરો દયા ઉર ધારો;**
**સાધુ દેવ ભક્ષ અંકુર આય, મિન મદ્ય માંસ રાક્ષસ ખાય.**

પશુ પક્ષી ( જેઓને આપણી માણુસની પેઠે જીવવા ગમે છે ) તેને ના મારો, ને જીવ હત્યા ના લેવો, પણ ખુદાને યાદ કરી સર્વ ( જીવો ) માટે દિલમાં દયા રાખો. સાધુપુરૂષો અને દેવતા લોકોનો ખોરાક વનસ્પતિ, ફળ, ફળાદિનો જ છે, માત્ર રાક્ષસ લોકોજ માછલી, દારૂ ને માંસ ખાય છે.

( ૬૬૩ )

**માંસ કુંકરકે ખાને હુય, મનુષ્ય દેહ કયું ખાય?**
**રતી એક ઘટમે સંચરે, તો સેહેજ નર્ક લે જાય.**

માંસ કૂતરા અને જંગલી જાનવરોનાં ખાવાને માટે છે, માણુસનાં શરીરને તે બિનઅનુકૂળ છે, માટે માણુસે તે શા માટે ખાવું, કાંય જે એક રતિભાર બી માંસ શરીરમાં જાય તો તે માણુસ જરૂર નર્કમાં જ જાય.

( ૬૬૪ )

**માંસ અહારી માનાવ, પ્રત્યક્ષ રાક્ષસ જાન;**
**તાકી સંગત મત કરો, હોય ભજનમેં હાન.**

જે માનવી માંસ અહાર કરે તેને રાક્ષસજ જાણુવો, અને તેનાં

માણુસની સંગત કરવી નહિ, કારણુ કે તેથી ખુદાનું ભજન કરવામાં હરકત થાય છે.

( ૬૬૫ )

**રાઈકા બારવા હિસ્સા, માંસ મુવાકોં ખાય;**
**કોટ જનમ સ્વાન અવતરે, પરે ચોરાસી માંય.**

રાઇના બારમાં ભાગ જેટલુંબી થોડું, મુવેલાં જાનવરનું માંસ જે કોઇ ખાય, તે કરોડો જન્મ કુતરા તરીકે અવતરે અને ચોરાસી ફેરામાં તે પડે.

( ૬૬૬ )

**બરા પાપ હય હિંસા, તેહિ સમાન ન કોય;**
**ધર્મરાય જબ લેખા માંગે, તબ સબ નોબત હોય.**

જીવ લેવો, તેનાં જેવું મોટું પાપ એકે નથી; જ્યારે મરણુ પછી જીવનો ઇનસાફ થાય છે અને ધર્મ રાજા (રસ્ને રાસ્ત યજદ) તેની કરણીનો હીસાબ માંગે છે ત્યારે (જીવ હત્યા) પાપની શીક્ષાનાં દુ:ખની વાત તેને ખબર પડે છે.





# હિંસા.

## બધા જીવ એક સરખા છે, માટે જીવ ના લે.

( ૬૬૭ )

**જીવ મત મારો બાપુરા, સબકા એકહિ પ્રાન;**
**જીવ હત્યા નહિ છુટતી, કરોડ ગઉ દે દાન.**

માટે કબીર કહે છે કે તું ગરીબ પ્રાણીઓને કાપી કપાવીને જીવ ના લે, બધાના જીવ એકસરખા છે; જીવ હત્યા કરવાનુ પાપ એટલું તો ખરાબ છે કે કરોડો ગાયોનું દાન આપવાથી, યાને ગમે એવું મોટું દાન યા ધર્મનાં કામો કરવાથી, તે પાપ ધોવાઇ શકાતું નથી.

( ૬૬૮ )

**દયા દિલમે રાખીયે, તું કયું નિર્દય હોય;**
**સબહિ જીવ હય સાંઇકા, કિડી કુંજર સોય.**

તું બધા પર દયા રાખ, ને ઘાતકી ના થા. કારણ કે બધા જીવો ખુદાનાજ પેદા કીધેલા છે, અને સૌમાં ખુદાનોજ જીવ રહેલો છે, અને સૌને તારી માફક જીવવા ગમે છે.

( ૬૬૯ )

**જીવ જીવ સબ એક હય, જીવકા કરો બિચાર;**
**બિન સાંસાકા જીવ હય, તાકા કરો આહાર.**

જીવ માટે તું વિચાર કર, નાના મોટા બધા જીવો એકજ છે,

યાને (એક) ઇશ્વરના જ તે ભાગો છે; જે જીવમાં યાને (વનસપતિ ફૂળ ફળાદિ) માં શ્વાસોશ્વાસ યાને દમ લેવાનું કામ ચાલતું નથી, તેઓનો આહાર કર યાને તે ચિજો તું ખાવામાં લે.

(૬૭૦)

**દયા દયા સબ કોઇ કહે, મર્મ ન જાને કોય;**
**જાત જીવકી જાને નહિ, દયા કહાંસે હોય!**

દયા દયા કરી સર્વ કોઇ બોલે છે ખરા, પણ તેનો મર્મ શું? યાને દયા શા માટે કરવી, દયા શું છે તે કોઈ સમજતા નથી, તેમજ જીવ શું છે તેની જાત, તે કયાંથી આવ્યો વગેરે જયાંસુધી માણુસ સમજે નહિ તો પછી દયા તેને કયાંથી આવે?





# હિંસા.

## જનાવરને કાપે છે, ત્યારે તે શું કહે છે !

(૬૭૧)

**મુરઘી મુલ્લાંસે કહે, તું જબેહ કરત હય મોહે;**
**સાહેબ લેખા જબ માંગે; તબ સંકટ પડસી તોહે.**

મરઘીને જ્યારે જબેહ કરે છે ત્યારે તે મુલ્લાંને કહે છે કે તું શા માટે મને મારે છે ? જ્યારે ખુદા તારો હિસાબ માંગશે ત્યારે તારી પર જે સંકટ આવશે, તેનો કાંઈ વિચાર કર !

(૬૭૨)

**ગલા કાટ કલ્મા પઢે, મુખસે કહે હલાલ;**
**સાહેબ કે દરબારમે, હોગા કોન હવાલ !**

એક ગમ તું મારૂં માથું કાપતો જાય, ને બીજી ગમ ખુદાનાં નામનો કલ્મો પઢે યાને ખુદાનું નામ દઇને ખુન કરે, તો (એવા જુઠાંપણાં) માટે સાહેબની દરબારમાં તું જશે, ત્યારે ત્યાં તારી કેવી વલે થશે ?

(૬૭૩)

**સાહેબ કે દરબારમે, ક્યું કર પાવે દાદ;**
**પહેલે કામ બુરા કરે, બાદ કરે ફરીયાદ.**

હમણાં તું ગળું કાપીને બીજાને દુઃખ દે, ને પછી જ્યારે તને તેનો બદલો દુઃખમાં આવે, ત્યારે તું ખુદા પાસે ફરિયાદ કરે કે ઓ ખુદા, મને બચાવ ! તો તારી દાદ કોણ સાંભળશે ?

( ૬૭૪ )

**ગલા ગુસ્સેકા કાટ, મિયાં કેદુરકુ માર;**
**પાંચો બકરી જુંબા કરો, તબ પાવે દિદાર.**

તારા ગુસ્સાનું ગળું કાપ, તારા દિલમાંનો કીનો કપટ મારી નાંખ, ને તારી પાંચો બકરીઓ યાને પાંચ ઇંદ્રિયો જે પાપો કરે છે ને કરાવે છે, તેઓને કતલ કર, અને ત્યારે તું ખુદાનું નામ લેશે તો ખુદા તને મળશે.

( ૬૭૫ )

**જો જાકે કાટે, સો ફિર તાહે બાટે;**
**કહે કબીર ના છુટે, સામા સામી સાટે.**

જે કોઇ બીજાને કાપે, ને તેની વહેંચણી કરે તે સામાં સાથે "આપ-લે" નું સાટું કરે છે, અને હમણાં તેનો લેવાનો દાવ છે, તો હવે પછી તેની આપવાની વારી આવશે.





## હીંસા.

### જીભના સ્વાદને લીધેજ માણુસ દયાહિન બને છે, ને પાપો કરે છે.

( ૬૭૬ )

**મખ્ખી ગુડમે ગડ ગઇ, પાંખ રહિ લપટાય;**
**સીસ પટક કર ધસે, સ્વાદે દેહી ગુમાય.**

માખીને ગોળ ગમે છે તેથી તે ગોળના રસ પર બેસે છે ત્યારે તેની પાંખો તેમાં લપટાઇ જાય છે ને તેમાંથી બાહેર નીકળવાને માથું પટકી મરી જાય છે તોપે છૂટી શકતી નથી, અને જીભના સ્વાદને લીધે પોતાનો જાન ગુમાવે છે તેમ, જીભના સ્વાદને માટે માણુસ પાપો કરે છે અને પોતાની દેહને નુકશાન કરે છે.

( ૬૭૭ )

**આધી ઓર સુકી ભલી, સારી સુખ સંતાપ;**
**જો ચાહેગા ચોપરી, તો બહોત સહેગા બાપ.**

અડધી ને સુકી રોટલી ( સાદું ખાણું ) જ આપણે માટે સારી છે, કારણકે આખું ખાવા જતાં દુઃખ આવે છે, માટે તું જો સ્વાદનાં પકવાન માંગ્યા કરશે તો પછી "ઓ બાપરે !" "ઓ બાપરે !" એવું કર્યા કરવું પડશે. અર્થાત, સાદો, સુતરો ખોરાક લેવામાંજ શરીરની તનદરોસ્તી જળવાય છે, પણ માત્ર જીભના

શોખને ખાતર જેઓ તરેહવાર ચીજો ખાય છે તેઓને શરીરનાં દુઃખો ઉત્પન્ન થાય છે, અને ત્યારે તેઓને પસ્તાવો થાય છે.

( ૬૭૮ )

**ખાટાં મીઠાં દેખકર, જીભ્યા ધર લે નીર;**
**તબલગ મન પાકા નહિ, કાચા નીપટ કહીર.**

ખાટું મીઠું જોઇને, મોઢાંમાં પાણી છુટે ત્યારે જાણવું, કે મન હજુર પાકું થયું નથી, પણ કાચ્ચું યાને અજ્ઞાન છે, યાને આપણને તનદરોસ્તીના કાયદાની ખબર નથી.

( ૬૭૯ )

**ખાટા મીઠા ખાય કર, કરે ઇંદ્રીઓકા ભોગ;**
**સો કૈસે જા પહોંચે, સાહેબજી કે લોગ?**

ખાટું મીઠું ખાયા કરી, ઇંદ્રિયોનાં વિષયોનાં ભોગ ભોગવ્યા કરે, તો પછી તે માણુસ ખુદાને કેમ જઇ પુગે? કારણકે માણસનું મન ઇંદ્રીયોના સ્વાદથી ચકભમ થઇ જાય છે, તેથી તેને ખાવું એ શિવાય બીજું કશું જીંદગીમાં કરવાનું છે, એવું ભાન થતુંજ નથી.





# હીંસા.

## સૌથી મોટું પુણ્ય, તે જીવ બચાવવો.

( ૬૮૦ )

**દેખ પરાઇ ચોપરી, મત લલચાઓ જી;**
**લુખ્ખા સુકા ટુકડા, ઓર થંડા પાની પી.**

બાહેરની સ્વાદદાર ચીજને જોઇને, તું લલચાઇ ના જા, પણ જો તું એવું માંગતો હોય કે તારૂં શરીર નીરોગી રહે ને તને સુખ મળે તો લુખ્ખું સુકકું યાને સાદું સુતરૂં ખા, ને પીવામાં માત્ર ઠંડું નીર્મળ પાણી લે.

( ૬૮૧ )

**દયા ધર્મકો મુલ હચે, પાપ મુલ અભીમાન;**
**કબીર, દયા ન છોડીયે, જબ લગ ઘટમે પ્રાન.**

દયા એજ ધર્મનો મૂળ પાયો છે, જે ધર્મમાં દયા નથી, તે ધર્મ છેજ નહીં, અને જે માણુસમાં દયા ન હોય તે માણુસ ધર્મી કહેવાયજ નહીં; પાપનું મૂળ અભીમાન છે, જે એમ કહે કે હું મોટો છું અથવા જાનવરોને મારીને ખાવાનો મને હક છે, તે માણુસ અભીમાની છે, અને તેથીજ તે પાપો કરે છે; માટે કબીર કહે છે કે જો તું ખરો સુખી થવા માંગતો હોય તો જ્યાં સુધી તારા શરીરમાં પ્રાણ છે

ત્યાં સુધી કદીબી તું દયા છોડતો ના, યાને હંમેશાં બધાં પર દયા રાખ, કે જેથી પરમેશ્વરની દયા તારા પર ઉતરે.

( ૬૮૨ )

**દયા સબહી પર કીજીયે, તું કયું નીર્દય હોય;**
**જાકી બુદ્ધી બ્રહ્મમે, સો કયું ખુની હોય?**

તું બધા પર દયા રાખ, શા માટે નિર્દય થાય છે? જેની બુદ્ધિ ખુદામાં છે યાને ખુદાને જે કોઇ ગણુતો હોય તે કદીપણુ ખુની થતો નથી. I

( ૬૮૩ )

**પુન બરા ઉપકાર હય, સબકે ઉપર ભાખ;**
**જીવ દયા ચીત્ત રાખીયે, બેદ પુરન સાખ.**

કોઇપણુ જાતનો ઉપકાર કરવો એ સારી વાત છે, પણુ બધી તરેહના ઉપકાર કરતાં જીવ દયાનો ઉપકાર સૌથી સરસ છે, યાને મરતાંને બચાવવું અને કોઇબી પ્રાણીને દુઃખ દેવું દેવાડવું નહીં, એના જેવું પુણ્ય બીજું એકે નથી જે માટે, વેદ પુરાણુ ( બધાં ધર્મશાસ્ત્રો ) સાહેદી પૂરે છે, યાને બધા ધર્મો શિખવે છે કે પ્રાણી માત્ર ઉપર દયા રાખવી.





## અહંકાર વિશે.

( ૬૮૪ )

**કીયા કરાયા સબ ગયા, જબ આયા અહંકાર;**
**કોટ કરમ લાગે રહે, એક અહંકારકી લાર.**

જ્યારે માણસને અહંકાર આવે છે, યાને પોતે ઘણો મોટો છે એવો "હુંપણાનો" ભાસ વધી જાય છે, ત્યારે તેનું કીધેલું કારવેલું બધું ધૂળ મળી જાય છે, કાંય જે અહંકાર એવો બુરો છે, કે તેનાંથી માણુસ કરોડો બુરાં પાપ કરે છે, અને પાપથી તેનો નાશ થાય છે.

( ૬૮૫ )

**અહન્તા ન આનીયે, જો હરી સિંહાસન દે;**
**જો દીલ રાખે દીનતા, સાંઇ અપના કર લે.**

તેથી કબીર કહે છે કે, અગર ખુદા રાજગાદી આપી તને રાજા બનાવે, તોપણ તું કદિ મનમાં મગરૂર થતો ના, પણ જો તું નમનતાઇ રાખશે તો ખુદાબી તારો થઈ જશે, યાને ખુદા તને પોતાનો કરી લેશે.

( ૬૮૬ )

**લગુતાઇમે પ્રભુતાઇ હય, પ્રભુતાઇસે પ્રભુ દુર;**
**કીડી હો ભોસરો ચુંગે, હાથી સીર ડારે ધુર.**

નમનતાઇમાંજ મોટાઇ સમાયલી છે, જ્યારે મોટાઇ દેખાડ્યાથી યાને "હું મોટો છું" એવો ગર્વ રાખ્યાથી માણુસ ખુદાથી દુર થતો જાય છે. દાખલા તરીકે, કીડી જમીન પર હોવાથી તે ખાંડને ઉચકી શકે છે, જયારે હાથી ઉંચો હોવાથી પોતાને માથે, ખાંડને બદલે, ધુળજ નાંખ્યા કરે છે.

( ૬૮૭ )

**બડો બોપત બડાઇ હય, નાના કરમસેં દુર,**
**તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઓર સુર.**

વડાઈ કર્યાથી, માણુસને ઘણું વેઠવું પડે છે, પણ નાનાં માણુસને યાને જે પોતા માટે વડાઇ રાખતો કે માંગતો નથી, તે ઘણી જાતનાં પાપો કરવામાંથી બચી જાય છે. તેથી તેને ઘણું ઓછું દુઃખ હોય છે. જેમ ગ્રહણ, સૂર્ય અને ચંદ્રમા જે મોટા છે તેઓ ઉપરજ આવે છે, પણ તારા જે નાના છે તેઓને ગ્રહણની કશી અસર થતી નથી, તેમ મોટા થવામાં ઘણાં દુઃખો સમાયલાં હોય છે.

( ૬૮૮ )

**કબીર! ગર્વ ન કીજીયે, રંક ન હસીયે કોય;**
**અજહુ નાંવ સાગરમે હય, ન જાનુ કયા હોય.**

ઓ કબીર! તું અહંકાર જરાએ કરતો ના, ને તારાથી જે ગરીબ દેખાય તેને હસી કાઢતો ના, કારણકે તારી હોડી પણ હજુર સમુદ્રમાંજ છે, ને કીનારે ગઇ નથી; ત્યાં તું સહીસલામત પહોંચશે

કે નહીં, તે તું જાણતો નથી. અર્થાત, આજે તુ મોટો દેખાય છે, પણ કાલે તું કેવો રહેશે તે કાંઇ તને ખબર છે?

( ૬૮૯ )

**ઉંચા પાની ના ટીકે, નીચેહી ઠહેરાય;**
**નીચા હોય સો ભર પીયે, ઉંચા પ્યાસા જાય.**

ઉંચી જગ્યા પર, પાણી રહી શકતું નથી, નીચે આવે છે ત્યારે જ તે ઠરીને રહી શકે છે ને માણસ વાંકો વળે ત્યારે જ તે પાણી પી શકે છે, ઉભો રહેનાર તે પી શકતો નથી, પણ તરસ્યો રહે છે તેમ, જે કોઇ ગર્વ કરે છે તે નીચેજ પડે છે, અને નમનતાઇ રાખે છે, તે સુખી થાય છે.

( ૬૯૦ )

**ઉંચે કુલ જનમે કહાં, દેહી ધરે અસ્થૂલ;**
**પાર બ્રહ્મકો ના ચઢે, બાંસ બીહુના ફૂલ.**

તારૂં શરીર હંમેશ ટકનારૂં નથી, ત્યારે તું શાની વડાઇ લે છે કે "હું ઉંચાં કુળમાં જનમ્યો છું." એમ તો વાંસ બી ઉંચો તાડ જેવો વધી જાય છે, પણ તેને કાંઇ ફુલ હોતાં નથી, કે તેને ખુદાના પગ આગળ ચઢાવવામાં આવે, તેમ પોતાનાં કુળની અમરથી વડાઇ લેવાથી કાંઇ ઉચું થવાતું નથી.

( ૬૯૧ )

**ઉંચા કુલ કહા કીજીયે, જો કરની ઉંચ ન હોય?**
**કનક કલેશમે મન ભરા, સંતો નિંદિયા સોય.**

જો તારી કરણી ઉંચી ( નેક ) ન હોય તો તારા એવાં ( અમરથાં ) ઉંચાં કુળને શું કરે? તું ગમે એવાં ઉંચાં

ખાનદાનનો છોકરો હોય, પણ જો તારૂં મન પૈસા મેળવવાના કાવાદાવા કરવામાં રોકાયા કરે, ને તેમ કરતાં, તું બીજાં નેક માણુસોનું દિલ દુઃખવે તો તારૂં એવું ઉંચું કૂળ શા ખપનું ?

( ૬૫૧ )

**ઉંચા દેખ ન રાચિયેં, ઉંચા પેંડ ખજુર;**
**પંખી ન બેઠે છાંયડે, ફુલ લાગો પન દુર.**

એવાં માત્ર નામનાં ઉંચાં કૂળ જોઇને રાજી થવું હોય તો, ખજુરનું ઝાડ બી ઉંચું છે, પણ તેની ઉપર કોઇ પંખી બેસી શકતું નથી, ને તેનું ફળ ઘણું દુર હોવાથી તે કોઇના હાથમાં આવતું નથી, તેથી કબીર કહે છે કે એવી બાહેરથી ઉંચ દેખાતી હાલત માટે મનમાં મઘન ના થયા કર.

( ૬૫૨ )

**ઉંચે કુલકે કારને, બાંશ બડયો અંહકાર;**
**રામ ભજન હીરદે નહિં, જાલ્યો સબ પરિવાર.**

“ હું ઉંચ કુળનો છું ” એમ વાંસને પણ ઘણો અહંકાર થાય છે; પણ એ વાંસને માટે કહે છે કે તેમાં અગ્ની તત્વ વધારે છે, તેથી ઘણીક વખતે વાંસે-વાસ ઘસાવાથી અગ્ની પ્રકટ થઇ આખાં જંગલોનાં જંગલ બાળી નાંખે છે, અને પોતે પણ સાથે બળી મરે છે જેથી “ પોતાનાં કુટુંબ પરીવાર બાળ્યાં ” એવું તેને માટે કહેવાય છે, એવીજ રીતે જે માણુસ પોતાનાં ઉંચાં કૂળ માટે મગરૂરી દેખાડયા કરે, પણ કરણી ઉંચી ન કરે તે પોતે દુઃખી થઇને આખાં કુટુંબને પાયમાલ કરે છે.

(૬૫૩)

**કબીર! તહાં ન જાઇયેં, જહાં કુલકો હેત;**
**સાધુપનો જાને નહિ, નામ બાપકોં લેત.**

ઓ કબીર! જે માણસ પોતાનાં કૂળ માટે ખાલી વડાઇ માર્યા કરે, અને વારે વારે પોતાના બાપનું નામ લઇને પોતાની મોટાઈ દેખાડયા કરે કે "હું તો ફલાણાં ખાનદાંનનો છોકરો છું," પણ જે પોતાની કરણી નેક કરતો નથી, તે માણસ પાસે તું જતો ના.

(૬૫૪)

**બડે બડાઇ ન કરે, બડા ન બોલે બોલ;**
**હિરા મુખસે ના કહે, લાખ હમારા મોલ.**

હિરો અમુલ્ય હોવા છતાં, પોતાની કિમ્મત લાખ રૂપીઆ છે એવું મોઢેથી કહેતો નથી તેમ, જેઓ (ખરા) મોટા પુરૂષો છે તેઓ પોતાની મોટાઇની ડીંગ મોઢેથી કદી મારતા નથી, અને પોતા માટે જરાએ મગરૂરી ધરાવતા નથી.

(૬૫૫)

**ના મુંજ છાઇ ન છાપરી, ના મુજ ઘર ન ગામ;**
**જો કોઇ મુજ પુંછેતો, ના મુજ જાત ન ઠામ.**

કબીર કહે છે કે:—મારી તો નાની ઝુંપડી પણ નથી, ને ઘર નથી, કે નથી મારૂં પોતાનું ગામ; મને જો કોઇ પુછે કે "તું કોણ છે?" તો મારો જવાબ એ કે, મારી તો જાત પણ નથી, ને મારૂં કંઇ ઘરબાર પણ નથી, પણ હું ખુદાનો બંદો છું. સારાંશ કે દુનીયામાં કોઇબી ચીજ આપણી છેજ નહિ, ત્યારે અમસ્થો વડાઇ શા માટે કરવી?

(૫૯૭)

**મેરા મુજમે કછુ નહિ, જો કછુ હોય સો તેરા;**
**તેરા તુજકો સોંપતે, કયા લગેગા મેરા!**

મારૂં (જેવું) તો કાંઇ છેજ નહિ, જેબી છે તે તારૂં (ખુદાનું) છે, અને તે બધું તેને હવાલે કરવાનું, એટલે બાકી રહ્યું શું કે તે આપણું કહેવાય?

(૫૯૮)

**છાડે જબ અભિમાનકો, સુખી ભયા સબ જીવ;**
**ભાવે કોઈ કછુ કહે, મેરે હરૂદય નિજ પિવ.**

"પેલું તો મારૂં છે," "આ ચિજનો ધણી હું છું" એવું એવું (હર તરેહનું) અભિમાન જ્યારે છોડે, ત્યારેજ તે જીવ ખરો સુખી થાય છે. અને એવી રીતે જે કોઇ નમ્ર થાય છે, તેનાં હૈયાંમાં ખુદા વાસો કરે છે, પણ નમ્ર થવાથી, કબીર કહે છે કે જો કોઇ તારી મશ્કરી કરે, તો તારે તેની ચિંતા કરવી નહિ, કારણ કે આપણાં હૈયાંમાં ઇશ્વિર હોય તો પછી આપણે બીજા કોઇની શી પરવાહ છે?

(૫૯૯)

**તિમ્મર ગયા રવિ દેખતે, કુબુદ્ધિ ગઈ ગુરૂ જ્ઞાન;**
**સુબુદ્ધિ ગઇ કછુ લોભસે, ભકિત ગઈ અભિમાન.**

સુર્ય ઉગવાથી જેમ અંધારૂં જતું રહે છે તેમ, ગુરૂનાં આપેલાં જ્ઞાનથી માણસની ખરાબ મતિ દુર થાય છે; લોભથી જેમ માણસની સારી બુદ્ધી નાશ પામે છે તેમ, અભીમાન કરવાથી ખુદા તરફની ભક્તિ જતી રહે છે, યાને જ્યાં પોતાનોજ વિચાર રહે એટલે કે "મને સુખ મળે, મને સારૂં થાય, હું મોટો થાઉં" એવાં એવાં હુંપણાંના ખ્યાલો મનમાં રહે ત્યાં ખુદાનો વિચાર કેમ સમાય?

( ૭૦૦ )

**આપે સબહિ જાય, કિયા કરાયા સોય;**
**આપ તજ હરિકો ભજે, લાખનમે બિરલા કોય.**

"હું હું" કર્યાથી યાને મગરૂરી દેખાડયા કીધાથી માણસનાં કીધેલાં કારવેલાં (સારાં) કામો બધાં ફોકટમાં જાય છે, પણ કબીર કહે છે કે એવો પોતાનો વિચાર છોડવાવાળો, ને માત્ર ખુદાનેજ ભજવા વાળો માણસ, તો લાખમાં એકાદજ કોઇ વિરલો હોય છે.

( ૭૦૧ )

**ભરમ ગયા તબ જાનિયે, અચરજ લગે ન કોય;**
**એ લિલા હય રામકી, નિરખો આપા ખોય.**

માણસના વહેમો ને (ખોટા) ભ્રમો જતા રહ્યા છે એવું ત્યારેજ કહેવાય કે જ્યારે તેને કોઇ પણ વાતની અજાયબી લાગે નહિ, પણ એ ત્યારે થઇ શકે કે જયારે માણસ પોતાનું હુંપણું છોડે, અને ત્યારેજ તે જોઇ શકે, કે આ બધું (જગત્) જે છે તે ખુદાનીજ લીલા છે, યાને બધાંમાં ખોદાજ રહેલો છે.





# વાદવિવાદ વિષે.

## તકરાર કરવાનું છોડી દે.

( ૭૦૨ )

**વાદવિવાદ નહિ કર, કર નિત એક બીચાર;**
**રામ સમર ચિત લાયકે, સબ કરનિમેં સાર.**

વાદવિવાદ યાને તકરાર કરવાનું તું મુકી દે, ને હર વખતે એવો વિચાર કર્યા કર, કે ઓ ખુદા, મારૂં ધ્યાન તારી ઉપરજ રહે, તારી સેવા કરતો રહું, ને સત્યના માર્ગે ચાલ્યા કરૂં, કારણકે નેક કરણીમાંજ બધો સાર છે.

( ૭૦૩ )

**બોલત હિ બિષ વાદ હય, પુછત હિ હય વાદ;**
**ઐસે મનમેં સમજ કર, ચુપ રહે સો સાધ.**

અમસ્થું બોલવાથી ઝેરી તકરાર વધી પડે છે, ને પુછતાં પુછતાં પણ તકરાર ઉભી થાય છે એ વાત જેઓ મનમાં સમજે છે તેઓ મુંગાજ બેસી રહે છે, ને કદિબી તકરાર કરતા નથી, અને તેઓજ સાધુપુરૂષો કહેવાય છે.

( ૭૦૪ )

**વાદ કરે સો જાનીયે, નિવરેકા વોહ કામ;**
**સંત ફુરસદ કહાં પાવે, સુમરન કરતાં રામ?**

ફોકટની તકરારો કરવી, એ નવરા માણસનું કામ છે; સાધુપુરૂષોને ખુદાનું સ્મરણ કરતાં, વખત જ કયાં મળે છે કે તેઓ તકરાર કરવા બેસે?

(૭૦૫)

**કહેતે કો કહે જાને દે, ગુરૂકી શિખ તું લેય;**
**સાકુંથ એક સ્વાનકો, ફેર જવાબ ન દેય.**

ગુરૂની શિખામણ એવી છે કે, તારી સાથે કોઇ તકરાર કરવા બેસે, અથવા તને ગાળબી દીયે, તેને તેમ કરવા દે, પણ કોઇક અજ્ઞાની કુતરાની મીસાલ આંગ પર તકરાર કરવા આવે તેની સાથે તું સામા સામી તકરાર કરવા બેસતો નહિ.

(૭૦૬)

**આવત ગારી એક હય, ઉલટત હોય અનેક;**
**કહે કબીર ના ઉલટીયે, વાંહિ એક કી એક.**

તને તે એક ગાળ આપે, ને તું પાછી વળતી ગાળ તેને દીયે, તો તેમાં વાત વધી જાય, માટે તું પાછો ઉત્તર આપતોજ ના, જેથી તેની ગાળ તેનેજ લાગશે.

(૭૦૭)

**ગારી હિંસે ઉપજે, કલેશ કષ્ટ ઔર મિચ;**
**હારી ચલેં સો સાધવાં, લાગિ મરેં સો નીચ.**

ગાળાગાળી કરવાથી કજીયો કંકાસ વધે છે ને માણુસને દુઃખ ને દિલગીરી ઉપજે છે, માટે જે કોઇ ગાળાગાળી કરવાથી હારી જાય યાને નહિ કરે તે માણુસ, સાધુપુરૂપ કહેવાય ને તેને દુઃખ આવતું નથી, પણ જે કોઇ જરા જરામાં ઉતરી પડે, તે માણુસ હલકો કહેવાય ને તેને દુઃખ આવ્યા કરવાનું.

( ૭૦૮ )

**ગારી મોટા જ્ઞાન હય, જો રંચક ઉરમેં જરે;**
**કોટી સવારે કામ, બેરી ઉલટા પાંય પરે.**

ગાળગળોચ યાને ખોટી તકરારો કરવી એમાં કેટલો ગેરલાભ છે એ વિષે જેને જ્ઞાન થયું છે, તે માણુસ એવી રીતે કામ ચલાવે છે કે તેનાં ( કરોડો ) કામો સફળ થાય છે, ને તેનો વેરી સામો તેને પગે પડતો આવે છે.

( ૭૦૯ )

**બહુતેકો બહે જાને દે, મત પકડાવો ઠોર;**
**સમજાયા સમજે નહિ, દે ધકકા દો ઓર.**

જે માણુસ હઠીલો હોય ને અમુક ( ખોટે ) રસ્તે જયા કરતો હોય, તેને ફેરવવાની કોશેશ કરતો ના, કારણુકે જેમ તેને સમજાવ–સમજાવ કરીશું તેમ તેમ તે ઉલટો વધુ આડો ફાટશે, માટે તેને તેના રસ્તે જવા દે.

( ૭૧૦ )

**બહેતેકો મત બહેન દે, ગ્રહ પકડાવો ઠોર.**
**કહ્યા સુનિયો માને નહિ, શબ્દ કહો દો ઓર.**

જે કોઇ આડે માર્ગે જતો હોય તેને ફેરવવાની કોશીષ કરજે; ને એક વારનું આપણું કહેલું નહિ માન્યું તો બીજી વાર તેને બીજી રીતે સમજાવવાની કોશેષ કરવી.

( ૭૧૧ )

**અતી હઠ મત કર, હઠે બાત ન હોય;**
**જયું જયું ભીંજે કામરી, ત્યું ત્યું ભારી હોય.**

કોઇ સાથે બી ઘણી હઠ કરવી નહિ, કારણુકે તકરાર કરવામાં

કાંઇ ફાયદો થતો નથી; ધાબળીને જેમ જેમ પાણીમાં ભીંજવ્યે તેમ તેમ, તે વધુ ભારી થતી જાય છે તેમ, હઠીલાં માણસ સાથે તકરાર કરવાથી તેની હઠ વધતી જાય છે, ને તે વધુ તકરાર કરે છે.

( ૭૧૨ )

**સબસે હિલીયે, સબસે મિલીયે, સબકા લિજીયે નામ;**
**હાજી! હાજી! સબસે કહિયે, બસીયે અપને ઠામ.**

બધા સાથે હળી-મળીને રહેવું, બધાંનું નામ માન સાથે લેવું, ને બધાંને "હાજી-હાજી" કહેવું, પણ આપણને જે ઠીક લાગે તેમ ચાલવું. અર્થાત્, કોઇ સાથે પણ તરછોડ કે તકરાર કરવી નહિ, પણ સૌની સાથે મીઠાસથી અને નરમાસથી વર્તવું, તેઓનું બોલેલું આપણને પસંદ ન પડે તોબી તેમને સામાં સખુનો કહેવા નહિ, પણ "તમારૂં મત તમને મુબારક" એમ કહી મિઠાસથી જવાબ આપવો, ને આપણને જે વાજબી લાગે તેમ કરવું, પણ તેને ખોટા પાડવાનો યત્ન ન કરવો.

( ૭૧૩ )

**અતિ ભલા નહિ બોલના, અતિ ભલા નહિ ચુપ;**
**અતિ ભલા નહિ બરસનાં, અતિ ભલા નહિ ધુપ.**

જેમ, ઘણો વરસાદ પડે તે સારૂં નથી, ને ઘણો તડકો પડે તે પણ સારૂં નથી તેમ, ઘણું ઘણું બોલવું યાને મોઢાંનો પટપટારો કર્યા કરવો તે પણ સારો નથી, તેમજ વળી તદ્દન ચુપકીદી રાખવી યાને જ્યાં બોલવા ઘટતું હોય ત્યાં નહિ બોલવું એ પણ સારૂં નથી.

( ૭૧૪ )

**વાદવિવાદ મત કર, કર નિત અપના કામ;**
**ગુરૂ ચરને ચિત લાયકે, ભજ લે કેવલ રામ.**

કબીર કહે છે કે તકરાર કરવાનું છોડી દઇને તારૂં પોતાનું ખરૂં કામ જે છે તે નિત્ય કરતો રહે ને તારૂં ધ્યાન ગુરૂનાં ચરણ આગળ ધરી, ખુદાને યાદ કર્યા કર, યાને ભક્તીમાં રોકાયલો રહે.

( ૭૧૫ )

**ઝગરા નિત્ય બરાઇયે, ઝગરા બૂરી બલાય;**
**દુ:ખ ઉપજે ચિંતા દહે, ઝગરામે ઘર જાય.**

હંમેશ કજીયાનું મોંહ કાળું કરજે, કારણકે ઝગડો એ મોટી બલા છે, તેથી માણસને દુ:ખ ઉપજી ચીંતા વધે છે, અને છેવટે તેનું ઘર પણ નાશ પામે છે, યાને તેની માલ-મીલકત વગેરે નાશ થાય છે, એટલુંજ નહિ પણ પોતે પણ જીવથી જાય છે.





# નિંદા.

( ૭૧૬ )

**કપટી મિત્ર ન કીજીયે, પેટ પેંઠ બુધ લેત;**
**આગે રહા દીખાયકે, પીછે ધક્કા દેત.**

કપટી માણુસ હોય તેની દોસ્તી કરનો ના, કારણ કે તે તારાં પેટમાં ભરાઇને તારો બધો ભરમ લેશે, અને તારાં મોઢાં ઉપર મીઠો થઇ તારી પાઠ પછવાડે નિંદા કરી, તને નુકશાન કરશે.

( ૭૧૭ )

**કપટીકે મન કપટ બસે, સાધુકે મન રામ;**
**ગંડુ લોક તો ભગ ચસે, સુરાકે સંગ્રામ.**

કપટી પુરૂષોનાં મનમાં હમેશાં વેરભાવ જ હોય છે, જ્યારે સાધુ યાને નેક પુરૂષનાં મનમાં ખુદ્દાની જ વાતો ચાલ્યા કરે છે; એવા નેક પુરૂષની સામે હિચકારા કપટી માણસો ઉભાં રહી શકતાં નથી, પણ ત્યાંથી તેઓ નાસતા ફરે છે.

( ૭૧૮ )

**નિંદા હમારો જો કરે, મિત્ર હમારા સોય;**
**બિન સાબુ બિન પાનીસે, મેલ હમારા ધોય.**

કબીર કહે છે કે જે મારી નિંદા કરે તેને હુ મારો મિત્રજ લેખું છું, કારણકે તે વગર સાબુ ને વગર પાણીએ મારો મેલ યાને પાપોનો ધોનારો છે.

( ૭૧૯ )

**કામી તીરે ક્રોધી તિરે, લોભીકી ગત હોય;**
**સનીલ ભગત સંસારમે, તિરા શકે ન કોય.**

કામી યાને સ્ત્રીનાં છંદમાં પડેલો પુરૂષ, ક્રોધી યાને ગુસ્સાવાળો, અને લોભી માણસ, એ અવગુણો ધરાવનાર પુરૂષો કોઇક વાર તરી જશે, પણ જે કોઇ નિંદાખોર પુરૂષ હોય તે આ સંસારમાંથી તરી શકતો નથી યાને કદિ પણ સુખ પામતો નથી. કબીરનું કહેવું એમ છે કે નિંદા સર્વથી ખરાબ પાપ છે.

( ૭૨૦ )

**કાહુકો ન નિંદીયે, સબકો કહિયે સંત;**
**કરની અપનીસેં તરે, મિલ ભજીયે ભગવંત.**

કોઇની પણ તું નિંદા કરતો ના, સૌ કોઇની ખુબી પિછાણી તેઓ સારા છે એમ કહેતો રહે, કારણ સૌ કોઇ પોતાની કરણીથીજ તરશે, માટે તું સર્વની સાથે હળી-મળીને રહે ને ખુદાની યાદ કર્યા કર.

( ૭૨૧ )

**આપનકો ન સહરાઇયે, ઓર ન નિંદીયે કોય;**
**અજહુ લાંબા કાલ હુયે, ના જાનું ક્યા હોય.**

તું તારી પોતાની સહરાઇ કરવાનું છોડી દે, ને બીજાઓની નિંદા ના કર; કારણકે હજુર તો ઘણો લાંબો વખત લેવો છે, અને કાલે શું થશે તે આપણે જાણુતા નથી. અર્થાત્, 'ફલાણો તો આવો છે, પેલો તો આમ કહે છે' એમ બીજાઓની નિંદા કરી, પોતે કેવોક

સારો હોય તેમ પોતાની સહરાઇ કરવી, યા બીજાની ખોડખાંપણ કાઢ્યા કરી, પોતાના અવગુણો ભુલી જવા એ પણ નિંદાજ છે. એથી કબીર કહે છે કે તું કોઇની વિષે બુરૂં બોલવાનું મુકી દે.

( ૭૨૨ )

**કંચનકો તજવો સહેલ, સહેલ હુય ત્રિયાકો નેહ;**
**નિંદા બોલ ત્યાગવો, બરો કઠીન હુય યેહ.**

સોનાનો જો લોભ લાગ્યો હોય તેને છોડવાનું કામ સેહેલું છે, સ્ત્રીનો નાદ લાગ્યો હોય તે પણ છોડવું સેહેલ છે, પણ નિંદા કરવાની ટેવ પડી હોય તે છોડવી બહુ મુશ્કેલ છે, યાને એ નિંદા ચિજ સૌથી બુરી છે.

( ૭૨૩ )

**અંતર કતરની જીભ્યા રસ, નૈનાં ઉપના નેહ;**
**તાકી સંગત રામજી, સ્વપનેહી મત દેય.**

બાહેરથી મોઢાંનો મિઠાસ અને આંખોના ખોટા ચમકારા કરી, હું મિત્ર છું એવું દેખાડે, પણ જેનાં પેટમાં (કપટની) કાતર રહેલી હોય, તેવા પુરૂષની સંગત, ઓ ખુદા, તું મને સ્વપ્નામાં પણ આપતો ના.

( ૭૨૪ )

**હીરદે કતરની જીભ્યા રસ, મુખ બોલનકા રંગ ;**
**આગે ભલા પીછે બુરા, તાકો તજીએ સંગ.**

જેનાં હૈયાંમાં ( કપટની ) કાતર હોય, પણ બાહેરથી યાને મોઢાંએ મીઠું મીઠું બોલે, યાને જે મોઢાંપર આપણી તારીફ કરી, પીઠ પછવાડે બુરૂં બોલે, તેવાં માણસની સંગત છોડી દેવી ને તેની દોસ્તી કરવી નહિ.

( ૭૨૫ )

**જાન બુજ સાચકુ, કરે જુઠો કોઈ નેહ;**
**ઉસકી સંગત રામજી, મોહે કબૂ ન દેય.**

જાણીજોઇને, સારાં માણુસની સાથે, જે કોઇ જુઠી દોસ્તી કરે, અથવા ખામખા જે કોઇ સાચાનું જુઠું કરે, તેવાં માણુસની દોસ્તી, ખોદા કોઇને નહિ દેખડાવે.

( ૭૨૬ )

**જુઠાકો જુઠા મિલે, અધિકા બઢે સ્નેહ;**
**જુઠેકો સાચા મિલે, તબહિ તુટે નેહ.**

ગપ્પીદાસને ગપ્પીદાસ મળે ત્યારે તેઓની દોસ્તી વધુ ઘાડી થતી જાય છે, કપટી, અને નિંદાખોરને તેવાં નિંદાબાજ માણુસો ગમે છે; પણ જ્યારે એક જુઠો ને બીજો માણુસ સાચો હોય છે ત્યારે ત્યાં ફાટફુટ થાય છે, યાને તેઓ દોસ્ત તરીકે રહી શકતા નથી.

( ૭૨૭ )

**કપટી કદી ન ઓધરે, સો સાધનકો સંગ;**
**મુંજ પખાલે ગંગમે, જયું ભિંજે ત્યું તંગ.**

કપટી માણુસ, ગમે એવાં સારાં માણુસ સાથે બેસે, પણ તેનાંમાં કપટ ભરેલું હોવાથી, કદીપણ તે સુધરવાનો નથી, કારણ કે ગરમ ઘાબળીને જેમ જેમ પાણીમાં બીજવ્યે તેમ તેમ તે ભારી ને ભારી થાય છે તેમ, જે કોઇનાં હૈયામાં કપટ હોય છે તે માણુસ, બીજાં સારાં માણુસોની નેકી જોઇને, વધુ કપટી બને છે.

( ૭૨૮ )

કબીર! યહાં તો રામ હય, નંદવેકો કછુ નાહિ;
કિસ બીજ ગોવિંદ સેવિયે, રામ બસ સબ માંહિ.

એ કબીર! ત્યાં તો ખુદા છે, અને નીંદા કરવાનું કાંઇ છેજ નહિ; સૌની અંદર ખુદા રહેલો છે માટે કોઇબી રીતે ખુદાની ખુબી ગાયા કર.





## નારી વિષે.

( ૭૨૯ )

નારી હિસા ન દેખીયે, દેખ ન કિજે દોર;
દેખતેહિ બિખ ચઢે, મન બ્યાપે કછૂ ઓર.

આરૂ ( કબીરનું ) કહેવું એ છે કે, જે તરફ સ્ત્રી હોય તે તરફ તારી નજર ફેરવતો ના, અને તેને જોઇને ( અથવા જોવા માટે ) દોડાદોડી કરતો ના, કારણકે, સ્ત્રીને જોવાથી મરદને ઝેર ચઢે છે, અને તેનાં મનમાં કાંઇક તરેહવાર (બૂરા) વિચારો આવે છે.

( ૭૩૦ )

નારી કાલી ઉજલી, નેક વિમાસી જોય;
સબહિ ડારે ફંદમે, નિંચ લિયે સબ કોય.

સ્ત્રી કાળી હોય યા ઉજળી હોય, પણ જો તું નેક રીતે યાને ઉંડાણથી વીચાર કરીને જોશે તો, તને માલમ પડશે કે, કાળી યા ગોરી બધી એકજ સરખી રીતે મરદને ફાંદામાં ઉતારે છે, ને સર્વસ્વ નીચવી લે છે.

( ૭૩૧ )

નારી સેતી નેહ, બુદ્ધિ વિવેક સબ હરે;
કાય ગુમાવે દેહ, કારજ કોઇ ના સરે.

મરદની નજર, બુદ્ધિ ને મર્યાદા સૌ કોઇ સ્ત્રી હરી લિયે છે, તેથી કબીર કહે છે કે તું તેના ( સ્ત્રીનાં ) લંપટમાં પડી તારો દેહ કાં ગુમાવે છે, કારણકે તેથી તારૂ કાંઇમા સફળ થવાનું નથી.

(૭૩૨)

**નારી ગુમાવે તિન સુખ, જો નર પાસ હોય;**
**ભક્તિ મુક્તિ નિજ જ્ઞાનમેં, પેંઠ શકે ન કોય.**

મરદની પાસે સ્ત્રી રહેવાથી, મરદનાં ત્રણ ખરાં સુખો જતાં રહે છે; જે કોઇ સ્ત્રીની પાસેજ રહ્યા કરે છે તેનાથી ખોદાની ભકિત થઇ શકતી નથી, ને મુક્તિ મળવાનો જે ખરો જ્ઞાન–માર્ગ છે તેમાં, તેનાથી દાખલ થઇ શકાતું નથી.

(૭૩૩)

**બિષય પ્યારી પ્રીતડી, જબ હરિ અંતર નાહિ;**
**જબ હરિ અંતરમેં બસે, તબ બિષયસે પ્રીત નાંહિ.**

જ્યારે માણસનાં દિલમાં ખુદા હોતો નથી ત્યારે તેનું મન ઇંદ્રિયોના ભોગ ભોગવવા પર થયા કરે છે, પણ જ્યારે દિલમાં ખુદા વસ્તો થયો, કે તે માણસનું મન પછી (ઇંદ્રિયોનાં) વિષયો ઉપર લાગતું નથી.





# નારી વિષે.

## પરનારીની સંગતથી થતા ગેરફાયદા.

( ૭૩૪ )

**કબીર! પરનારી છુરી, મત કોઇ લાવો અંગ;**
**રાવનકે દશ શીર ગયે, પરનારા કે સંગ.**

એ કબીર! પારકી સ્ત્રી તે એક છરીજ છે, માટે તેને તું તારા અંગ સાથે લગાડતો ના, કારણ કે રાવણ જેવાનાં દશે માથાં પારકી સ્ત્રીને માટે કપાઇ ગયાં, તો તારી શું બિશાદ કે તું બચી જાય?

( ૭૩૫ )

**પરનારી પ્રત્યક્ષ છુરી, જાને બિરલા કોય;**
**નાંહિન પેટમેં મારીયે, ગર સોનેકી હોય.**

પારકી સ્ત્રી એક દેખાઇતી છરીજ છે, એવું જે કોઇ વિરલો પુરૂષ છે તે સમજે છે, ને છરી સોનાનીબી હોય તોયે કદિ પોતાના પેટમાં મારતો નથી, કારણ કે છરી મારયે તો પેટ કપાઇ જ જાય.

( ૭૩૬ )

**પરનારી રાતાં ફિરે, ચોરી બંદ તો ખાય;**
**દિવસ ચાર સરસો ફિરે, અંત સમૂલો જાય.**

જે કોઇ પરસ્ત્રીના નાદમાં પડે છે, તેને ચોરી છુપાઇથી રહેવું પડે છે, અને કદાચ ચાર દિવસ અઘટતિ મજાહ ભોગવે છે, પણ અંતે તેનો સમુળો નાશ થાય છે.

૨૦

( ૭૩૭ )

પર નારીકા રાચનો, જૈસી લસનકી ખાન;
ખુંને પેઠી ખાઇએ, પ્રગટ હોય નિદાન.

પરસ્ત્રીના નાદમાં પડવું ને લસણુ ખાવી બરાબર છે, કારણ કે, ગમે તે ખુણાંમાં બેસીને ખાધી હોય, છતાં લસણનો વાસ છુપો રહેતો નથી, પણ પ્રગટ થઇ આવે છે તેમ, પરસ્ત્રીના વિષયમાં જે પુરૂષ પડયો હોય તે ગમે એવો છૂપાઇને રહે છતાં પરખાઇ આવે છે.

( ૭૩૮ )

એક કનક અરૂ કામીની, બિખ્યા ફુલકો પાય;
દેખતહિં સે બિખ ચઢે, ખાય સો મર જાય.

પૈસો અને સ્ત્રી, એ બે વિષયોની પુઠે જે જાય છે તે, ઝેરી ફળજ મેળવે છે; કારણ કે તે ફળોને જોતાંજ માણુસને ઝેર ચઢે છે, ને તે ખાધાથી માણુસ મરણ પામે છે યાને તેનો નાશ થાય છે.

( ૭૩૯ )

નારી મદન તળાવડી, ભવસાગરકી પાલ;
નર મછા કે કારને, જીવત માંડી જાલ.

નારી ( જાતિ ) તે પ્યારની તળાવડી છે કે જે આ ભવસાગરની પાળ કહેવાય છે, અને તે પાળ ઉપર ઉભી રહીને, નર માંછલાં માટે જાળ નાંખી તેઓને જીવતાં પકડી લે છે. અર્થાત્, સ્ત્રી તરફ જે ખેંચાયા કરે છે તે માણુસ આ દુન્યાની માયામાં ફસી પડે છે, જેમાંથી બાહેર નિકળવું બહુ મુશ્કેલ થઇ પડે છે.

(૭૪૦)

**કામી અમૃત ન ભાવહિ, બિખ્યા લિની શોધ;**
**જનમ ગમાયો ખાધમે, ભાવે ત્યું પરમોધ.**

જેને ઇંદ્રિયોના વિષયો ઉપરજ મન થયા કરે છે તેને ખરૂં અમૃત ગમતું નથી, પણ તે તો તરેહવાર વિષયનેજ શોધતો ફરે છે, અને ગમે તેમ કરી, તેઓને ભોગવ-ભોગવ કરવાજ માંગે છે, અને એમ કરી પોતાનો જન્મ તેમાંજ બરબાદ કરે છે.

(૭૪૧)

**કામી લજયા ન કરે, મન માને સો લાડ;**
**નિંદ ન માગે સાઠરો, ભુખ ન માગે સ્વાદ.**

જેને ઉંઘ આવતી હોય તેને, તકિયાની ગરજ હોતી નથી, ને જેને ભૂખ લાગી હોય તે ભોજનનો સ્વાદ જોતો નથી તેમ, જે સ્ત્રીનાં છંદમાં પડયો હોય તે પુરૂષ મર્યાદાની કાંઇ દરકાર કરતો નથી, પણ મન ભાવે તેમ લાડ કાર્યો જાય છે, યાને ગમે તેમ બેમહલાજે રહે છે.

(૭૪૨)

**કામ જહાં, તહાં રામ નહિ, રામ તહાં નહિ કામ;**
**દોનો એક જા કયું રહે, કામ રામ એક ઠામ?**

જેનાં મનમાં સ્ત્રીનો (ઈંદ્રિયોનાં ભોગ ભોગવવાનો) જ ખ્યાલ રહેતો હોય, ત્યાં ખુદાનો વાસો હોતો નથી, કારણ કે જેમ એક જગ્યામાં બે ચિજ એકી વેળા રહી શકતી નથી તેમ, કામ ને રામ (વિષયવાસના ને ખુદા) સાથે રહી શકતાં નથી. કારણકે બન્ને પરસપર વિરૂદ્ધ છે, જયારે એક (કામ) જાય, ત્યારે બીજું (ખુદા) ત્યાં આવી શકે.

(૭૪૩)

**ભકિત બિગાડી કામિયાં, ઇંદ્રિ કેડે સ્વાદ;**
**જનમ ગમાયા બાધમે, હિરા ખોયા હાથ.**

ઇંદ્રિયોની મોજમજાહમાં પડવાથી, માણુસની ખોદા તરફની ભક્તિ જતી રહે છે, તેથી તે પોતાનો જન્મ તેમાંજ ગુમાવે છે, અને ખરા હીરા (ખુદા) ને હાથમાંથી ખોહી બેસે છે.

(૭૪૪)

**કબીર! મન મરતક ભયા, ઇંદ્રિ અપને હાથ;**
**તોય કબુ ન કિજીયે, કનક કામીની સાથ.**

ઓ કબીર! તારૂં મન મરી ગયું હોય, અને તારી ઇંદ્રિયો તારા હાથમાં રહેલી હોય, યાને મન અને ઇંદ્રિયો તું કબજામાં રાખી શકતો હોય, તો પણ તું સ્ત્રી અને પૈસા સાથે તારૂં દીલ લગાડતો ના, કારણકે એ મહા માયારૂપી ચિજો છે, જેથી માણુસનું મન અને ઇંદ્રિયો તુરત ફરી જાય છે, અને તેમાં તેઓ વીંટળાઈ જાય છે.

(૭૪૫)

**જહાં જલાઈ સુંદરી, તું મત જાય કબીર;**
**ભસ્મી હો કર લાગસો, સોનાં સમાં શરીર.**

ઓ કબીર! જ્યાં સુંદરી (સ્ત્રી) હોય ત્યાં તું કદિ જતો ના યાને સ્ત્રીનાં છંદમાં તું પડતો ના, કારણકે તેનું શરીર સોના જેવું તને દેખાય તો પણ તે અગ્નિની માફક (બાળીને) રાખ કરી નાંખશે.

(૭૪૬)

**નારી તો હમહિ કરી, જાના નહિ બિચાર;**
**જબ જાની તબ પરહરી, નારી બડા બિકાર.**

કબીર કહે છે કે સ્ત્રી તો મેં પણ કીધી, ને તે વેળાએ મેં વિચાર કર્યો હતો નહિ, પણ જ્યારે મેં વિચારીને જોયું ત્યારે જાણ્યું કે, નારી તે પારકું ધન છે, આપણું નથી, અને તે (નારી)ની પાસે રહેવાથી મરદને ઘણા વિકારો (જુસ્સાઓ) ઉપજે છે.

(૭૪૭)

**જૈસા પ્રેમ પર નારીસોં, ઐસા હરસે હોય;**
**સાઇયાંકે દરબારમે, પલ્લા ન પકરે કોય.**

જેવો પ્રેમ એક હવસી મરદ, પારકી સ્ત્રીને માટે રાખે છે, તેવો પ્રેમ જો તે ખુદા માટે રાખે, તો ખુદાની દરબારમાં તે એવો સરસરાટ પહોંચી જાય, કે તેને કોઇબી અટકાવી શકે નહિ.





# આત્માની નજરથી જોતાં નર કે નારી જેવું કાંઇ નથી.

( ૭૪૮ )

કામીકા ગુરૂ કામિની, લોભિકા ગુરૂ દામ;
કબીરકા ગુરૂ સંત હુય, સંતનકા ગુરૂ રામ.

સ્ત્રીનાં છંડમાં પડેલા પુરૂષનો ગુરૂ તે સ્ત્રી છે, લોભી માણસનો ગુરૂ તે પૈસો છે, પણ કબીર કહે છે કે મારો ગુરૂ તે, સંત પુરૂષ છે અને સંત પુરૂષોનો ગુરૂ તે ખુદા છે. અર્થાત્, જેનું જે ચિંજ પર દિલ લાગે છે તે ચિજ તેનો ગુરૂ થઇ લાગે છે, માટે જે કોઇ ખુદા પર દિલ લગાડે તો ખુદા તેનો ગુરૂ થાય ને તે આ ભવસાગરની પેલી મેર પુગી જાય.

( ૭૪૯ )

નારી નરક ન જાનહિ, સબ સંતનકી ખાંન;
જામે હરિજન ઉપજે, સોહિ રતનગરકી ખાંન.

સ્ત્રી ( જાત ) નરક સમાન છે એવું તું સમજતો ના, પણ તે ( સ્ત્રી ) તો બધા સંત પુરૂષોથી ભરેલી એક ખાણ છે, કે જેમાંથી હરિજનો જેવા નર પેદા થાય છે તે રતનાગરની ( ઘણીજ અમુલ્ય ) ખાણ છે.

(૭૫૦)

**નારી પુરૂષ કોઇ નહિ, સુન ગત ગુરૂકી શિખ;**
**બિષય ફુલ બહોત અનોપ હય, મત કોઇ દેખો ચિખ.**

ગુરૂ પાસે તું શિખે ને તે જ્ઞાનની નજરે તું જુવે તો માલમ પડે કે નારી યા પુરૂષ જેવું (ખરેખરૂં) કાંઇ નથી, માત્ર તેમાં રહેલો વિષયજ છે, કે જેનાં ફળ અતિ બેસ્વાદ યાને ખોટાં છે. માટે મારૂં કબીરનું કહેવું એ છે કે તેમાં તારૂં દિલ ના લગાડી રાખ.

(૭૫૧)

**માંસ માંસ સબ એક હય, કયા હરની કયા ગાય;**
**નાર નાર સબ એક હય, કયા મેહેરી કયા માય.**

જેમ હરણી કે ગાય એ સૌનું માંસ એકસરખુંજ છે તેમ, દરેક નાર પછી તે માતા હોય કે સ્ત્રી હોય તે બધાં સરખાંજ છે. માત્ર બાહેરના દેખાવથી માણસ ભૂલાય છે, અને કહે છે કે ફલાણી નાર ખુબસુરત છે ને ફલાણી બદસુરત છે, પણ અંતરમાં તો સૌ એકજ છે.

(૭૫૨)

**જો મન સમજેં જ્ઞાનમે, તો જ્ઞાન હોય સહાય;**
**તો ફિર તોકું ના રૂચે, જાકુ તું કહે માય.***

જો તારૂં મન જ્ઞાન મેળવવાજ લાગી જાય, તો તે જ્ઞાન તારી મદદે આવે ને ત્યારે * * * * * *

*ઉપલાં પદ બહુ ગુહ્ય અર્થ ધરાવે છે જે સાધારણ રીતે સમજાવી શકાતું નથી.

( ૭૫૩ )

**પહેલસે માંકા ખસમ ભયા, પિછે ભયા હુય પુત;**
**અંતર ગત સમજ કે, છાડ ચલે સબ ધુત.**

પહેલાં માનો ધણી થયો,* તે પછી તેનો દીકરો* થયો, પણ એ બધા બાહેરના દેખાવોની અંદર ખરૂં તત્વ શું છે, તે જે કોઇ સમજે છે, તે એ બધા બાહેરના ફેરફારો ઉપર લક્ષ આપતો નથી, પણ તેમાં રહેલા વિષયોને છોડી ચાલતો થાય છે.

( ૭૫૪ )

**ખસમ ઉલટ બેટા ભયા, માતા મેહેરી હોય;**
**મુરખ મન સમજે નહિ, બડા અચંબા મોય.**

ધણી હતો તે ફેરવાઇને દીકરો* થયો, ને માતા હતી તે સ્ત્રી થાય છે, એવા જે બાહેરના માત્ર ખોટા દેખાવો થઇ રહ્યા છે, તે માણુસનું મૂર્ખ મન સમજતું નથી, તેથી કબીર કહે છે કે મને ધણી અજાયબી લાગે છે.

( ૭૫૫ )

**સમજનકા ઘર ઓર હુય, ઔરોકા ઘર ઓર;**
**સમજ્યા પિછે જાનિયેં, રામ બસેં સબ ઠોર.**

જેઓને જ્ઞાન મળ્યું છે, તેઓની દુનિયાને સમજવાની રીત ઓરજ છે, યાને જુદીજ છે, જ્યારે અણુસમજુ લોકોની વાત બીજીજ છે, કારણ કે જ્યારે માણુસને જ્ઞાન થાય છે ત્યારે તે સમજે છે કે ખુદાજ સૌમાં સૌ થઇને રહેલા છે, યાને દરેક ચિજ, આકાર, કે માણુસમાં ખરૂં યાને હંમેશ ટકનારૂં તત્વ તે ખુદાજ છે.

---

*હપલાં પદ બહુ ગુહ્ય અર્થ ધરાવે છે જે સાધારણ રીતે સમજાવી શકાતું નથી.



## પ્રીત વિષે.

(૭૫૬)

તુમ મત જાનો બિછુરયો, સજ્જન પ્રીત ઘટાય;
બેપારીકો બ્યાજ જ્યું, દિન દિન દુંન બડાય.

તું એમ ના સમજતો કે એક નેક પુરૂષની પ્રીત કદિ ઓછી થશે, ને તે તારાથી છુટો થશે, પણ જેમ વેપારીનું વ્યાજ, તેનાં (ચક્રવૃદ્ધી) વ્યાજ સહિત, દિન પરદિન વધતું જાય છે તેમ, નેક પુરૂષની દોસ્તી દિવસે દિવસે વધતીજ જાય છે, ને કદી પણ ઓછી થતી નથી.

(૭૫૭)

ઘેહેરી પ્રીત સુજ્જાનકી, બઢત બઢત બઢ જાય;
ઓછી પ્રીત અજ્જાનકી, ઘટત ઘટત ઘટ જાય.

નેક માણુસની પ્રીત એવી તો ઘાડી (સાચી) હોય છે, કે તે હંમેશ વધતીજ રહે છે, જ્યારે અજ્ઞાનીની દોસ્તી કાચી હોવાથી તે દિવસે દિવસ ઘટતી જાય છે.

(૭૫૮)

કબીર! સુરત મિત્રકી, દિન દિન ચઢ રહે ચિત્ત;
તન ના મિલે તો કયા ભયા, મન તો મિલતા નિત?

ઓ કબીર! નેક પુરૂષનાં મનમાં રોજ રોજ તેનાં મિત્રની સુરત આવ્યા કરે છે, ને તેનાંથી (શરીરે) દોસ્તને મળાયું ન હોય તો શું થયું? તેનું મન તો રોજ તેને મળ્યા કરતું હોય છે! અર્થાત,

મીત્રને મળ્યાથીજ કાંઇ ખરૂં હેત છે, એવું ઠરતું નથી, પણ મનમાં યાદ રાખવાથી યાને તેના માટે હંમેશાં ભલું ઇચ્છવાથીજ ખરો દોસ્ત કહેવાય છે, તેથી કબીર કહે છે કે, દોસ્ત દોસ્તને (શરીરથી) મળી શકતો ન હોય, પણ તેની યાદ તેનાં મનમાં રહ્યા કરતી હોય તો બસ છે.

(૭૫૯)

જો મિલેસો મીતમે, ધાય મિલે સબ કોય;
મનહિ મન મિલા બિના, દેહ મિલે કયા હોય.

કબીર કહે છે કે જ્યારે દોસ્તો એક બીજાને મળે છે ત્યારે દોડતા કે જઇને ભેટે છે, યાને બગલગીરી કરે છે, પણ જો એકમેકનાં મનમાં પ્રેમની લાગણી ન હોય તો એવું માત્ર બાહેરનું (શરીરથી) મળવું અથવા હાથો મેળવવા તે શા ખપનું!

(૭૬૦)

સો કોષ સજ્જન બસેં, જાનું હિરદા મજાર;
કુસ્નેહી ઘર આંગને, જાનું દરીયા પાર.

ખરા પ્રેમભાવવાળો મિત્ર હોય, ને તે આપણાંથી સો કોષ દુર હોય, તોપણ તે આપણાં હૈયાંમાંજ બેઠો છે એમ સમજવું, જ્યારે એક કપટી (મોઢાંનો) મિત્ર, આપણાં ઘર આગળ (પાસે) હોય છતાં તે આપણાંથી પેલી પાર રહેલો છે, યાને દુરજ છે એમ જાણવું.

(૭૬૧)

જલમે બસેં કમોદની, ચંદા બસેં આકાશ;
જો જાકે હીરદે બસેં, સો તાહિકે પાસ.

કમોદણી નામે એક પ્રાણી હોય છે, જે હંમેશા ચંદ્ર આકાશ પર હોય છે ત્યારે પાણી ઉપર આવી, ચંદ્રને નિહાળ્યા કરતું હોય છે,

એ બેની દોસ્તી માટે કબીર કહે છે કે, કમોદણી જોકે પાણીમાં (નિચે) રહે છે, અને ચંદ્ર આકાશ પર હોવા છતાં, તે બન્નેમાં એકમેક માટે પ્યાર રહેલો હોય છે, તેમજ જેનાં હૈયામાં કોઈ એકને માટે પ્યાર રહેલો હોય તો તે માણસ તેની પાસેજ (રહેલો) છે એમ તેને જણાય છે.

( ૭૬૨ )

**સ્વાર્થકા સબ કોઇ સગા, જુગ સારાહિ જાન;**
**બીન સ્વાર્થ સગપન કરે, સો હરી પ્રીત પિછાંન.**

આ દુનિયાજ બધી સ્વાર્થી છે, ને સૌ કોઇ પોતાનાં સ્વાર્થ માટે સગાં વ્હાલાં થાય છે, અથવા દોસ્તી કરે છે; પણ જે કોઇ પોતાનો સ્વાર્થ રાખ્યા વગર મિત્ર થાય, યાને બીજાને મદદ કરતો હોય તેનો પ્યાર, તે ખરો ખુદાઇ પ્રેમ છે.

( ૭૬૩ )

**જો કોઈ કરે સો સ્વાર્થી, અરસપરસ ગુન લેત;**
**બિન કીયા કરે સો સુરવા, પરમારથકે હેત.**

જેબી કોઇ કરે છે તે પોતાનો સ્વાર્થ પહેલાં રાખીને જ કરે છે, અને એમ અરસપરસ ચાલ્યા કરે છે, પણ જે કોઈ સાંમી તરફની કાંઇ આશા વગર, માત્ર ખરી લાગણીથી યાને બીજાને મદદ કરવાના જ હેતુથી, કામ કરતો હોય તેજ ખરો પરમાર્થી માણસ કહેવાય, અને તેનો જ પ્યાર બિનસ્વાર્થી છે, યાને તે ખુદાઇ પ્રેમ છે એવું કહેવાય.

(૭૬૪)

**સુખકે સંગ હુય સ્વાર્થી, દુઃખમે રહે જો દુર;**
**કહે કબીર પરમારથી, દુઃખ સુખ સદા હજૂર.**

સ્વાર્થી લોકો આપણાં સુખની વખતે આવી પાસે રહે છે, ને દુઃખની વખતે આપણાંથી દૂર નાસે છે, પણ જે કોઇ પરમાર્થી માણસ છે, તે તો આપણાં સુખ યા દુઃખ બન્ને વેળાએ આપણી પાસે રહી મદદ કરે છે, બલ્કે દુઃખમાં તે વધુ ભાગ લે છે.





# પ્રીત વિષે.

## દોસ્તી કોણની કરવી?

(૭૬૫)

**પ્રીત તાસે કિજીયે, જાકી જાત મજીઠ;**
**પ્રીત કુસંબ ન કિજીયે, ભિડ પડે દે પીઠ.**

કબીર કહે છે, કે જેની જાત પાકી હોય યાને જે જાતવંત હોય તેની દોસ્તી કરજે, પણ જે કોઇ કોસંમ જેવો કાચો હોય, ને અડિભિડીએ આપણાંથી પીઠ ફેરવીને નાસે, તેવાં માણસની દોસ્તી કરતો ના. અર્થાત, કાચા રંગનો લાલ કોસંબો ગરમ પાણીમાં નાખ્યાથી કાચો પડી પોતાનો રંગ ખોઇ દે છે, તેમ જે કોઇ ખોટો મિત્ર હોય છે, તેની કસોટી આપણાં દુઃખની વેળાએ થાય છે, યાને તે ખરો છે યા ખોટો તેની કસોટી તે વેળાએ જણાઇ આવે છે.

( ૭૬૬ )

**સજજન એસા ચાહિયે, દુભ્યા દે નહિ દોષ;**
**ખેદયા ભેદયા દુઃખ દિયા, મધુરા બોલે બોલ.**

મિત્ર તો એવો જોઇએ કે જે આપણને કદિ પણ ઠપકો કે મીનો મારે નહિ, પણ ગમે એવું આપણા તરફથી કંટાળો યા દુઃખ મળ્યું હોય છતાં, મીઠા બોલો બોલી આપણને રીઝવે.

(૭૬૭)

**સજ્જન સ્નેહી બહોત હય, સુખમે મિલે અનેક;**
**બિપત્ત પડે દુઃખ બાંટિયે, સો લાખનમે એક.**

આપણા સારા યાને સુખી વખતમાં તો ઘણાંએ દોસ્તો મળે છે ને થાય છે, પણ જ્યારે દુઃખ આવે ત્યારે આપણી પાસે ઉભો રહે તેવો મિત્ર તો લાખ માણસમાંથી કોઇ એકાદજ નિકળી આવે છે.

( ૭૬૮ )

**બલિહારી ઉસ ફુલકી, જામે દુની બાસ;**
**આપના તન મન સોંપકે, હો ગયા પુરાના ઘાસ.**

ખરી મોટાઇ તો તે ફુલની છે જે બીજાંને સુગંધ આપવા માટે પોતાનું તન-મન આપી દીયે છે, ને પોતે સુકાઇને ઘાસ જેવું થઇ જાય છે.

( ૭૬૯ )

**નેહ નિભાવન કઠન હય, સબસેં નીભત નાહિં;**
**ચઢવો મોમ તુરંગપે, ચલવો પાવક માંહિ.**

દોસ્તી નીભાવવી એ બહુ કઠણ વાત છે, બધાથી તે નીભાવી શકાતી નથી, કારણ કે દોસ્તી કરવી, ને મીણના ઘોડા પર બેસી, અગ્નીમાંથી પસાર થવાનું છે. અર્થાત્-દોસ્તી કરવી એ સેહલું છે, પણ તેને અંત સુધી નિભાવવી એ બહુ મુશ્કેલ હોય છે.

( ૭૭૦ )

**પ્રેમ પ્રીતસે જો મિલે, તાકો મિલીયે ધાય;**
**કપટ રાખકે જો મિલે, તાસે મિલે બલાય.**

કબીર કહે છે કે, જે કોઇ આપણને ખરા પ્રેમભાવથી તેને મળે આપણે દોડતા કે મળવું જોઇએ; પણ જે કોઇ

પેટમાં કપટ રાખી, માત્ર મોઢાંથી મીઠો થઇ મળવા આવે, તેને તો મારી બળા પણ નહિ મળે, યાને તેવાં માણસને જરાએ મળવું નહિ, એટલે કે તેની દોસ્તી કરવી નહિ.

(૭૭૧)

દિલપર દિલસેં જો મિલે, જો દિલ દગા ન હોય;
સો દિલ કબૂ ન બિસરે, કોઠીક કરો જો કોય.

જેનાં દિલમાં દગો નથી, પણ જે ખરાં દિલથી મળતો હોય તે માણસ, ગમે તેવું થાય યા ગમે તે કોઇ કહે તોપણ કદી આપણાથી છૂટો થતો નથી, યાને તે માણસ પોતાના દોસ્તને હમેશાં ચાહતો રહે છે.

(૭૭૨)

પ્રીતમ પ્રીત બઢાયકે, દુર દેશ મત જાય;
હમ તુમ એક નગર બસેં, જો ભિખ માગ નિત પાય.

તેવો ખરો દોસ્ત તો પોતાના મિત્રને કહે છે કે, ઓ મારા ભાઇ, તું મારેથી જુદો પડી બીજે કયે જાઇશ નહિ, તું મારી પાસે રહે, ને જે મળશે યા તારે માટે ભીખ માગવી તોય તે કરીશ ને તેમાંથી તારો ભાગ કરીશ.

( ૭૭૩ )

એક દ્રષ્ટં દો નૈન હય, એક શબ્દ દો કાંન;
હમ તુમ એક પરંતરા, દો ઘટમે એક પ્રાંન.

જો કે આપણી બે આંખો છે, તોય આપણી નજર એકજ છે, આપણા બે કાન છતાં, આપણે એકજ શબ્દ સાંભળયે છીયે, ને આપણાં શરીર બે જુદાં છે છતાં આપણો પ્રાણ એકજ છે—ખરા મિત્રોની એ હાલત છે.



# પ્રેમ વિષે.

( ૭૭૪ )

**કઠન ગલિ હય પ્રેમકી, હિરદે આવે રામ;**
**રવિ સનક આદિ મધન ભયે, ઐસા હય હરિ નામ.**

ખુદા આપણાં હૈયામાં આવી જાય એવી જે પ્રેમની ગલી છે, તેમાં પેસવું એ કામ બહુ મુશ્કેલ છે; પરંતુ, કબીર કહે છે કે એ, ખુદાનું નામ એવું છે, કે તે નામ જપવાથીજ રવિ, સનક વગેરે મોટા થઇ ગયલા પુરૂષો, ખુદાઇ આનંદ મેળવી ગયા છે.

(૭૭૫)

**પ્રેમી ઢુંડત મેં ફિરૂં, પ્રેમી મિલે ન કોય;**
**પ્રેમીકો પ્રેમી મીલે, તબ ભકિત દ્રઢ હોય.**

એવા પ્રેમભાવવાળા માણસને, હું (કબીર) શોધતો ફરૂં છું, પણ મને તેવો પ્રેમવાળો માણસ મળતો નથી; જ્યારે એવા પ્રેમ-વાળાને બીજો સામો પણ પ્રેમથી ભરપૂર થયલો માણસ મળે છે ત્યારે, તેઓની ખુદા તરફની ભક્તી વધુ મજબુત થાય છે.

(૭૭૬)

**જાકે હીરદે પ્રેમ બસે, તાકો સબ જાગ દાસ;**
**પ્રેમ બિના ભકિત કરે, માંનો કાંટા ધાસ.**

જેનાં હૈયાંમાં (ઇશ્વરી) પ્રેમ હોય છે તેના સૌ કોઇ દાસ બની જાય છે, પણ જે કોઇ પ્રેમ વિના ભક્તિ કરે છે, તે માત્ર કાંટાવાળાં ઘાસ જેવું છે. અર્થાત્, પ્રેમથી ધ્યાન; ને ધ્યાનથી જ્ઞાન આવે છે.

જેનાં હૈયાંમાં ખુદાની ઉપર હેત હોય તેનું ધ્યાન વગર મહેનતે નિરંતર ખુદા પર લાગેલું રહે છે, અને ધ્યાન સંપૂર્ણ લાગેલું રહે, ત્યારે ખુદા દેખાયા કરતો રહે; પણ જેનાં હૈયાંમાં ખુદાની ઉપર હેત નથી તેનું ધ્યાન ખોદા પર લાગતું નથી એટલે ઘાસ અને કાંટાવાળી જમીન ઉપર ચાલવા જઇએ ને પગ સરી સરી જાય, તેમ હૈયાંનાં હેત વગર જે ધ્યાન કરવા જાય તેનું ધ્યાન થાયજ નહીં.

(૭૭૭)

પ્રેમ છુપાયા ના છુપે, જા ઘટ ઉમગ્યા હોય;
જદ્દિપ મૂખ બોલે નહિ, નૈન દેત હુય રોય.

જેનાં હૈયામાં ખરો ખુદાઇ પ્રેમ હોય, તે કદી પણ છુપો રહેતો નથી; કદાચિત તે મોઢેથી બોલીને દેખાડતો ન હોય, છતાં તેની આંખો તે પ્રેમને પ્રદર્શીત કરી આપતી રહે છે.

( ૭૭૮ )

ઘડિ ચઢ઼ ઘડિ ઉતરે, વોહ તો પ્રેમ ન હોય;
અઘટ પ્રેમ હિરદે બસે, પ્રેમ કહિયે સોય.

ઘડીમાં ચઢે, ને ઘડીમાં ઉતરી જાય, તેની લાગણી કાંઇ ખરો પ્રેમ નથી, પણ જે કદિ પણ હૈયામાંથી ખસે નહિ, અને નિરંતર ચાલુ રહે તેજ ખરો પ્રેમ કહેવાય.

( ૭૭૯ )

જા ઘટ પ્રેમ ન સંચરે, સો ઘટ જાનુ મસાંન;
જૈસે ખાલ લુહારકી, સ્વાસ લેત બિન પ્રાંન.

જેના હૈયામાં ( ખોદા તરફ ) પ્રેમ હોતો નથી, તે માણસનું શરીર ( જીવતાં જીવત ) એક સ્મશાન જેવુંજ છે, અને જેમ

લુહારની ( ચામડાંની ) ધમ્મણુ (માત્ર હવાથી) ઉપર નીચે ( દમ લેતી હોય તેમ) થયા કરે છે, પણ તેમાં કાંઇ દમ હોતો નથી તેમ, ખોદાના પ્રેમ વગરનાં માણસનું શરીર જીવતું ( દમ લેવા ) છતાં, મુવેલુંજ છે.

( ૭૮૦ )

**પિયા ચાહે પ્રેમ રસ, રાખા ચાહે માન;**
**દો ખંડ એક મેંનમે, દેખા સુનાં ન કાન.**

ખુદાઇ પ્રેમ પીવા માગતો હોય ને પોતાનું માન પણ રાખવા માગે તે કેમ બને ? એક મ્યાનમાં બે તરવાર રહી હોય એવું તો મેં જોયું યા કાને સાંભળ્યું નથી.

( ૭૮૧ )

**પ્રેમ પિયાલા સો પિવે, શિસ દક્ષિના દેય;**
**લોભિ શિસ ન દે શકે, નામ પ્રેમકા લેય.**

જે કોઇ પોતાનું માથું આપે તેનાંથીજ પ્રેમનું પ્યાલું પીવાઇ શકાય; જે કોઇ લોભી હોય યાને જ્યાં પોતાના સ્વાર્થનો ખ્યાલ રહેલો હોય, અને જે પોતાનું સર્વસ્વ આપવાને રાજી નથી, તેનો કાંઇ ખરો પ્રેમ હોતો નથી. તે તો માત્ર મોઢાંથી ખાલી પ્રેમનું નામ લે છે, પણ તેનાં અંતઃકરણમાં કાંઇ પ્રેમ હોતો નથી.

( ૭૮૨ )

**જહાં પ્રેમ તહાં નેમ નહિ, તહાં ન બુદ્ધિ વેહવાર;**
**પ્રેમ મગન જબ મન ભયા, કોન પુછે તિથી વાર ?**

જ્યાં નિસ્વાર્થી પ્રેમ હોય ત્યાં પોતાને માટે કાંઇબી નેમ હોતી નથી અને ત્યાં બુધિ વહેવાર હોતો નથી, યાને “ આપ-લે ” ના સોદા

જેવી વાતો થતી નથી; કારણકે જેનું મન ઇશ્વરી પ્રેમથી સંતોષ થયલું હોય તે તિથિ ને વાર શું થયો છે તે પુછતો નથી.

( ૭૮૩ )

**પ્રેમ બિના નહિ ભેષ કછુ, નાહક કરે સો બાદ;**
**પ્રેમ ભાવ જબલગ નહિ, તબલગ ભેષ સબ બાદ.**

જ્યાંસુધી હૈયામાં ખરો પ્રેમ આવે નહીં ત્યાંસુધી બાહેરના સ્વાંગો પહેરવા ને દેખાવો કરવા, તે બધા ફોકટના છે, કારણકે જ્યાં સુધી ખરો પ્રેમ આવતો નથી, ત્યાંસુધી બાહેરના બધા દેખાવો કર્યાથી કાંઇ કામ આવતું નથી.

( ૭૮૪ )

**પ્રેમ જગાયે બિરહકો, બિરહ જગાયે પિવ;**
**પિવ જગાયે જીવકો, હોય પિવ હોઇ જીવ.**

પ્રેમજ, માણુસના વિરહ યાને ખુદા તરફની લાગણીઓને જગાડે છે, અને વીરહ તેનાં પીયુને જગાડે છે. અને પિયુ જ્યારે તે જીવને દુનીયાની માયામાંથી જગાડે છે, ત્યારે તે જીવ ને પીવ બેઉ એક થઇ જાય છે. અર્થાત્, જ્યારે માણુસનાં હૈયાંમાં ( ખુદા તરફ ) પ્રેમ થાય છે ત્યારે તેની લાગણીઓ તે તરફ દોડે છે, અને તેનું નીચલું મન તેના આત્મા તરફ જાય છે, ને છેવટ તે અને તેનો આત્મા એકજ થઇ જાય છે.





# આપ ભોગ વિષે

## ખરો શુરવિર કોણ?

(૭૮૫)

સુરે ચઢે સંગ્રામકો, બાનાં પેહેન અનેક;
સાંઇયાં કે મુખ સામને, મુવા જ કોઇ એક.

એવા કેહવાતા, શુરવીર પુરૂષો ઘણા ઘણાં હથ્યારો સજીને લડાઇ કરવા ચઢી જાય છે ખરા પણ ધણીની સામે (લડતાં લડતાં) મુઓ હોય એવો (ખરો શુરવીર) તો કોઇકજ હોય છે. અર્થાત્, જેમ, સીપાહ બચ્ચાઓ લડાઇ કરવા જાય છે, પણ જ્યારે ત્યાં જીવ જવાની વાત આવે છે, ત્યારે સઉ કોઇ પોતાને બચાવવાની કોશેશ કરે છે, અને કોઇકજ એવો માનો પુત હોય છે કે જે પોતાના ધણીને ખાતર જીવ આપી દે છે તેમ, જેઓ ખુદાઇ માર્ગમાં દાખલ થવા માગે છે યાને દુનિયાની લોભ લાલચ ઉપર ફત્તેહ મેળવી મિનોઇ માર્ગમાં દાખલ થાય છે તેઓમાંથી કોઇકજ એવો બહાદુર નર હોય છે કે જે પોતાના જીવની પણ દરકાર કર્યા વિના છેલ્લી ઘડી સુધી ટકી રહે છે, યાને નેકી માટે આપભોગ આપવાને, એટલે કે પોતા ઉપર ગમે એવું દુઃખ આવે તે સહેવવાને યા મરણ નિપજે તે પણ ખુશીથી સહન કરવા તૈયાર હોય.

( ૭૮૬ )

**સુરા સોહી જાનીયે, લડે ધનીકે હેત;**
**પુરજા પુરજા હો રહે, તોઉ ન છાંડે ખેત.**

ખરો શુરો તો તેને જાણવો કે જે પોતાનાં ધણીના ( ખુદાના ) ચાહને ખાતરજ લડતો હોય, અને નહિ કે પોતાના સ્વાર્થ માટે, અને જે કોઇ તેમ ( ખુદાને ખાતર ) લડતો હોય તે પોતાનાં કડકે કડકા થઇ જાય તો પણ લડાઇનું મેદાન કદિ છોડતો નથી.

( ૭૮૭ )

**ખેત ન છાંડે સુરવા, જુંજે દોઉ દલ માંહી;**
**આશા જીવન મરનકી, મનમે આંને નાહી.**

ખરો શુરવિર પુરૂષ કદિએ લડાઇનું મેદાન છોડતો નથી, પણ બન્ને લશ્કરમાંથી લડતો આગળ વધે છે, કારણકે તેનાં મનમાં જીવવાની આશા કે મરવાની બ્હીક જરાએ હોતી નથી, પણ તેનું મન, તેની ફરજ કે મારા ધણી માટે લડવું છે તેના ઉપરજ રહેલી હોય છે.

( ૭૮૮ )

**ભાગે ભલા ન હોયગી, ભોં ભારી ઘર દુર;**
**સીર સાહેબકો સોંપતે, સોચ કાહેકો સુર.**

( તે ) શુરિવર પુરૂષ જાણે છે કે મેદાનમાંથી નહાસવાથી તેનું ભલું થવાનું નથી, તેમજ તેને ભય હોય છે કે મારૂં ( ખુદાને પુગવાનું ) ઘર ઘણું દૂર છે, અને તેનું માથું તો ખુદાને સપૂર્દ કરવાનું છે, ત્યારે તે શુરો શા માટે બીજો વિચાર કરે ?

( ૭૮૯ )

**જો સીર સોપા સાંઇકો, વોહુ સીર ભયા સનાથ;**
**કબીર દ ઉબરન ભયેં, જાકા તાકે હાથ.**

જેને માથું ખુદાને સોંપ્યું તેને, પોતાનાં માથાંને બળવંત ધણીના હાથમાં આપેલું કહેવાય; કારણકે માથું તે ધણીનુંજ ( આપેલું ) છે ત્યારે તેને હવાલે કરી, મેં ( કબીરે ) તો મારૂં કલ્યાણ કરી લીધું છે.

( ૭૯૦ )

**જો મુવા હરી હેતમેં, કોઇ ન બુજે સાર;**
**હરીજન હરીસા હો રહા, માયા રહી સીર માર.**

જે કોઇ ખુદાના પ્રેમ અર્થે મરે છે, તેની કદર કોઈ પણ દુનિયવી માણસ બુજતો નથી, કારણકે દુનિયવી લોકો સમજતાં નથી કે જે ખુદાનો બંદો દુનિયામાંથી મુવો તે ખુદા પાસે પુગી ગયો, અને માયાનાં બંધનમાંથી છુટો થયો, તેથી માયા પોતાનું માથું કુટવા બેઠી છે.

( ૭૯૧ )

**કબીર ? યા ઘર પ્રેમકા, ખાલાકા ઘર નાંહી;**
**સીસ ઉતારે હાથસું, સો પેઠે ઘર માંહી.**

ઓ કબીર, એ પ્રેમનું ઘર છે, તે કાંઇ તારી માસી ( માએની બેહેન ) નું ઘર નથી કે ત્યાં તું લાડ કરતો સેહેલાઇથી જઇ શકે; એ પ્રેમ ( મેળવવા ) નાં ઘરમાં તો ત્યારેજ પેસી શકાય કે જ્યારે તું તારૂં માથું પોતાના હાથે ઉતારી નિચે મુકે.

---

( ૭૯૨ )

**સુરા સોહી જાનીયે, પાંવ ન પીછે પેંખ;**
**આગે ચલ પીછા ફીરે, તાકા મુખ ન દેખ.**

ખરો શુરો માણુસ તેને જાણુવો કે જે પોતાના પગ પછવાડે હઠાડેજ નહીં; પણુ જે કોઇ પણુ આગળ ચાલી પાછો હઠે, તે માણુસ કાંઇ ખરો શુરો નથી, ને તેનું મોઢું જોવું નહીં.

( ૭૯૩ )

**ઘાયલકી ગત ઓર હય, ઓરનકી ગત ઓર;**
**બાંનજ લાગા પ્રેમકા, રહા કબીરા ઠોર.**

જે કોઇ ઘાયલ થયલો છે તેની વાત જુદીજ છે, જ્યારે બીજાં બધાં માણુસોની વાત કાંઇ ઓરજ છે, મને ( કબીરને ) તે પ્રેમનું બાણુ લાગ્યું તેથી હું ખુદાઇ રાહમાં મકકમ થયો છું.

( ૭૯૪ )

**સુરાકાં તો દલ નહીં, ચંદનકા બન નાંહી;**
**સબ સમુદ્ર મોતી નહીં, યુ હરીજન જગ માંહી.**

જેમ લશ્કર બધાજ શુરા પુરૂષોનું કાંઇ ( બનેલું ) હોતું નથી, જેમ ચંદન ( સુખડ ) નાં ઝાડથી બધું વન બનેલું હોતું નથી, અને જેમ બધાજ દર્યાવમાંથી મોતી નિકળતાં નથી. તેમ જગતમાં હરિજનો ( થોડાકજ ) હોય છે.

( ૭૯૫ )

**સારા શુરા બહુ મીલે, ઘાયલ મીલે ન કોય;**
**ઘાયલકુ ઘાયલ મીલે, તબ (રામ) ભકતી દ્રઢ હોય.**

લડાઇના ઘા ખમ્યા વગરના એવા કહેવાતા શુરવીરો તો ઘણાએ દીસે છે, પણ કોઇ ખરો ઘાયલ (શુરવીર) મળતો નથી; જ્યારે ઘાયલને ખરો ઘાયલ પુરૂષ મળે, ત્યારેજ તેઓની ખુદા તરફની જાનફેશાની મજબુત થાય છે.

( ૭૯૬ )

**કરદી ધારા રામકી, કાચા ટીકે ન કોય;**
**સીર સોપે સીધા લરે, શુરા કહિયે સોય.**

ખુદાને મળવાનો રસ્તો બહુ સખ્ત છે જેમાં, કાચા પુરૂષો ટકી શકતા નથી; પણ જે કોઇ પોતાનું માથું આપી સિધો ઉભો રહીને લડી શકે તેજ માણુસ આગળ ચાલી શકે છે, ને તેનેજ ખરો શુરવીર કહેવો.

( ૭૯૭ )

**પહેલે દાતા મે ભયા, હરિકો સોંપા શિસ;**
**પિછે દાતા હરિ ભયા, કાહ કરૂં બખશિસ!**

કબીર કહે છે કે, પહેલાં હું આપનાર થયો ને મેં મારૂં માથું ખુદાને સોંપ્યું. તે પછી, ખુદા દાતા યાને આપનાર થયો ત્યારે હવે હું તેને શું આપું ? અર્થાત્, તન, મન, સર્વસ્વ ખુદાને મેં અર્પણ કરી દીધું એટલે હવે બાકી રહ્યું શું કે તે હું આપું ?

( ૭૯૮ )

**દેખા દેખીસું ચઢે, મર્મ ન જાને કોય;**
**સાઈયાં કારન શિસ દે, શુરા જાનું સોય.**

એક બીજાને જોઇને જે કોઇ કરવા જાય તે, ખરો ભેદ પામી શકતો નથી; પણ જે કોઇ ખુદાને માટે પોતાનું માથું અર્પણ કરે તે માણસજ ખરો પરમાર્થી પુરૂષ છે.

( ૭૯૯ )

**સિર સટ્ટેકા ખેલ હય, સો શુરનકા કામ;**
**પહેલ્લે મરનાજ આગમે, પિછે કહેના રામ.**

માથાંનો સટ્ટો રમવો તે તો ખરા શુરવિર પુરૂષનુંજ કામ છે; કારણકે ત્યાં પહેલાં આગમાં જવાનું છે, ને તે પછી ખુદાનું નામ લેવાઇ શકાય છે. અર્થાત્, ખુદાને મળવું એ કાંઇ જેવું તેવું કામ નથી; જ્યારે માણસ પોતાનો સ્વાર્થ છોડી દે ત્યારેજ તેનાથી એ માર્ગમાં દાખલ થઇ શકાય છે.

( ૮૦૦ )

**સાંઇયાં શીત ન પાઇયે, બાતાં મિલે ન કોય;**
**કબીર સૌદા રામસું, સિર બિન કબુ ન હોય.**

એ કાંઇ ખાલી મોઢાંની વાતોથી ખુદાને મળી શકાતું નથી, પણ ખુદાની સાથે સાટું કરવું હોય યાને ખુદાને મળવું હોય તો જ્યાંસુધી માણસ પોતાનું માથું યાને સર્વસ્વ તેને હવાલે કરતો નથી ત્યાંસુધી તેનાથી તેને ( ખુદાને ) પુગાતું નથી.

(૮૦૧)

**હરિકા ગુન કઠન હય, ઉંચા બહુ અકથ:**
**સિર કોટી પગ તલ ધરે, તબ જા પહોંચે હથ.**

ખુદાઇ ગુણ મેળવવો એ બહુ મુસ્કેલ છે, અને તે એટલો તો ઉંચો છે કે તેનો વિચાર મોઢેથી બોલી શકાતોજ નથી, પણ ત્યાં પહોંચવા માટે જ્યારે માણસ પોતાનાં કરોડો માથાંઓ પગ નીચે મુકે, યાને પોતાની ખુદીને કચડી નાંખે ત્યારેજ ત્યાં પુગી શકાય છે.

(૮૦૨)

**ઉચા તરવર ગગન ફલ, પંખી મુંવા સબ જૂર;**
**બહોત શિયાંને પચ ગયે, ફલ લાગો પર દૂર.**

એ (ખુદાનું) ઝાડ ઘણું ઉંચું છે ને તેનાં ફળો છેક આસમાને લાગેલાં હોય છે, જેથી તે મેળવવા જતાં પંખીઓ બધાં ઝુરી મરે છે. ઘણાક કહેવાતા શાણા પુરૂષો તે લેવા ગયા, પણ તે ફળ તેઓથી દુર ને દુરજ રહ્યું.

(૮૦૩)

**દુર ભયા તો કયા ભયા, સિર દે નેડા હોય:**
**જબલગ સિર સોંપે નહીં, ચખ શકે ન કોય.**

કબીર કહે છે કેઃ—તે ફળ ઘણું દુર છે તો શું થયું? તું જો માથું આપે તો તે તારી આગળ આવે, કારણકે જ્યાંસુધી તું માથું આપે નહિ ત્યાંસુધી તે ચાખી શકાતું નથી.

( ૮૦૪ )

**એ રનમાંહી પેંઠ કર, પિછે રહે ન શુર;**
**સાહેબકે સનમુખ રહે, ધરદે સિસ હજુર.**

જે શુરો પુરૂપ ખુદાઇ માર્ગમાં એકવાર દાખલ થયો કે પછી તે કદિએ પાછા હઠતો નથી, પણ ખુદાની સમક્ષ ઉભો રહે છે, ને પોતાનું માથું તેના પગ આગળ હાજર કરે છે.

( ૮૦૫ )

**લાગી લાગી કહા કરો, લાગી નહિ લગાર;**
**લાગી તબહિ જાનીયે, નિકસ જાય દો સાર.**

"મને પ્રેમ લાગ્યો છે, મને પ્રેમ લાગ્યો છે," એવું માત્ર મોઢેથી અમસ્યું શું બોલવું ? હું ( કબીર ) કહું છું કે જે કોઇ મોઢેથી એમ બોલે તેને પ્રેમ લાગ્યોજ નથી, પણ જ્યારે દિલ ખરૂં ખુદા પર લાગે ત્યારે તો માણસથી બે સાર નિકળી જાય છે યાને તે વેળા તે માણસની હાલત તદન બદલાઇ જાય છે.

( ૮૦૬ )

**કાયા મોડ કમાંન કર, પાંચ તત કર તાંન;**
**મારો તો મન મરઘલા, નહિ તો મીડયા જાન.**

એમ કાંઇ પ્રેમ લાગતો નથી, પણ જ્યારે તું તારી કાયાને કમાન પેઠે વાળે, તારી પાંચે ઇંદ્રિયોની તાણ બનાવે, ને તારાં ભટકતાં મનને મારી મારીને શાંત કરે, ત્યારેજ તે રસ્તો હાથ આવે, નહિ તો બધું ફોકટ છે.

( ૮૦૭ )

**સિસ ઉતારી ભુઈ ધરે, ઉપર ધર દે પાય;**
**દાસ કબીરા યું કહે, એસા હો તબ આય.**

માથું ઉતારી જમીન પર મુકે, ને તેની ઉપર પગ મુકે ત્યારેજ, હું દાસ કબીર કહું છું કે તે માણસ ખુદાને પુગી શકે, નહિ તો કદિબી નહિ.

( ૮૦૮ )

**જબ લગ ધડપર સિસ હય, શુરા કહિયે નાહિ;**
**માથાં તુટી ધડ લડે, શુરા કહિયે તાહિ.**

જ્યાંસુધી ધડ ઉપર માથું રહેલું હોય, ત્યાંસુધી તે માણસ શુરો કહેવાય નહિ, પણ માથું નિચે તુટી પડે ને શરીર લડયા કરતું રહે, ત્યારે તે ખરો શુરવિર છે એમ કેહવાય.

( ૮૦૯ )

**કબીર સાચા સુરવા, કબુ ન પહેરે લોહ;**
**જુજનકે બંધ ખોલકે, છાંડે તનકા મોહ.**

ઓ કબીર! જે કોઈ ખરો શુરવિર પુરૂષ છે તે કદિબી લોઢાંનું બખ્તર પેહરતો નથી; તે તો પોતાનો અંગરખો પણ ખોળી નાંખીને લડે છે, અને પોતાનાં શરીર વિષે કાંઇ પણ દરકાર કરતો નથી.

(૮૧૦)

**કઠનાઇ કછુ નહિ, જો સિર બદલે લેહુ;**
**રામનામ નહીં છાંડીયે, જો સિર કરવત હેય.**

મુશ્કેલી કોઇઅ્મી નથી, માત્ર મનનો રોહ બદલવાનો છે, તે એ કે, ગમે તે થાય તોબી રામ (ખુદા) નું નામ છોડવું નહિ, માથાં પર કરવત આવી કાં ન ફરતી હોય તોબી ખુદા પર જેનું દિલ લાગ્યું છે તે કદિઅ્મી ફરતો નથી; એવી રીતે જેનાં મનની લેહ બદલાઈ યાને મન ખુદા તરફ રહેતું થયું તો પછી ખુદાઇ માર્ગમાં આગળ વધવાને કાંઇજ મુશ્કેલી નથી—માટે કબીર કહે છે કે તું તે (ખુદાનું) નામ છોડતો ના.





# બિરહા.

## ખુદાને મેળવવાને ખમવી પડતી હાડમારી.

( ૮૧૧ )

**બિરહા બુરા હય જન કહે, બિરહા હય સુલતાન;**
**જા ઘટ હરિ બિરહા નહિ, સો ઘટ સદા મસાંન.**

બિરહા યાને માણુસનાં અંતઃકરણમાં ( કોઇબી ચિજ માટે ) થતી મજબુત ઇચ્છા અથવા સાધારણ બોલીમાં કહયે તો ખેંચાણ.

એ લાગણી માટે લોકો કહે છે કે તે ખરાબ છે, પણ કબીર કહે છે કે એ (પ્યારની) લાગણી ઉત્તમ છે; પરંતુ જેનાં દિલમાં એ ખેંચાણ ખુદા તરફ થતું નથી, પણ જેનું દિલ બીજી દુનિયવી ચિજો ઉપર લાગેલું હોય તે માણુસનું શરીર સદાનું મસાણજ છે. અર્થાત, માણુસનો જીવ અને ખુદા વચ્ચે જે જુદાઇ થઇ છે તેનું પાછું જોડાણ થવું અને એ જોડાણ માટે જીવનું તલપવું, તે બિરહા છે, તેથી કબીર કહે છે કે જેનાં દિલમાં એ લાગણી થતી નથી તે માણુસનું શરીર જીવતું હોવા છતાં તે મુવેલુંજ કહેવાય.

( ૮૧૨ )

**બિરહા આયા દુરસા, કડવા લાગા કામ;**
**કાયા લાગી કાલસિ, મિઠો લાગો રામ.**

જે માણુસનાં દિલમાં એ લાગણી એકવાર ખરેખરી પેદા થઇ તેને ઇંદ્રિયોની મોજ ભોગવવાનું દાદું ઝેર જેવું લાગે છે, અને શરીર કે

જે તેને ખુદા સાથે મેળાપ કરતાં વચ્ચે અડચણ કર્યા કરે છે તે અકારૂં થઇ પડે છે, કારણ કે તેને ખુદાનીજ વાતો ગમ્યા કરે છે, અને બીજી ચિજો ગમતી નથી.

( ૮૧૩ )

**જો તનમેં બિરહા બસેં, તો તન લોહુ ન માંસ;**
**ઇતના બહોત હિ ઉબરા, હાડ ચામ ઓર શ્વાસ.**

જેનાં દિલમાં ખુદા તરફ પ્યાર વસતો થયો તે માણુસનાં શરીરમાં લોહી ને માંસ ઘણું નહિ હોય, તેની કશી ફિકર નથી; તેનું ચામડું, હાડકાં ને શ્વાસ ( પ્રાણ ) ચાલતો હોય એટલુંજ બસ છે. અર્થાત્, ખુદાની રાહપર ચાલતાં માણુસને દુઃખ આવે અથવા તેનું શરીર નબળું પડી જાય, તેની કાંઈ ચિંતા કરવી નહિ. કારણકે આ શરીર તો એક-વાર પડવાનુંજ અને જ્યારે દુનિયવી લોભ લાલચ માટે માણુસ આટલી બધી જંજાળો ઉઠાવે છે યાને પોતાનાં શરીરને કષ્ટ આપે છે, ત્યારે ખુદાની રાહમાં ચાલવાને યાને ખુદાને મેળવવા માટે આપણાં શરીરને કષ્ટ આપવું તેમાં શું ખોટું છે? કારણકે પૈસો ટકો માણુસને ખરૂં સુખ આપી શકતું નથી, જ્યારે ખુદાના મળવાથી તો ખરૂં ( હંમેશનું ) સુખ આપણને પ્રાપ્ત થાય છે.

( ૮૧૪ )

**બિરહા કુંડી ભુંડ પડે, દરશન કારન રામ;**
**જીવત દરશન ના દિયો, મુવેકા નહિ કામ.**

કબીર કહે છે કે ખુદાનાં દર્શન કરવા માટે મારાં શરીર ઉપર સેંકડો દુઃખો આવી જાય તોપણ તેની મને દરકાર નથી. પણ હું એટલું માગું

છું કે એ ખુદા મને જીવતાં જીવત તારી સાથે મેલાપ થાય; મુવા પછી મને તારાં દર્શન થાય એવું હું માંગતો નથી.

( ૮૧૫ )

**મુવે પિછે મત મિલો, કહે કબીરા રામ;**
**લોહા માટી મિલ ગયા, તબ પારસકા કયા કામ?**

એ ખુદા મુવા પછી હું તને જોવા માગતો નથી, કારણકે લોઢું કિટાઇને માટી થઈ ગયા પછી પારસમણીનું શું કામ રહ્યું? અર્થાત્, માણસને આ ( ખાકી ) દુનિયામાંજ ખુદા સાથે ઐક્યતા મેળવવાની છે, અને આ શરીરમાંજ જો ખુદાને નહિ મેળવી શકે તો મુવા બાદ તેનાથી કાંઇ થઇ શકવાનું નથી.





# બિરહા.

## ખુદાને મેળવવાને ખમવી પડતી હાડમારી.

(૮૧૬)

ગલુ તુમારે નામમે, જ્યું પાનીમેં લોન;
ઐસી બિરહા પઠાયકે, નિત દુખાવે કોન?

પાણીમાં નાખવાથી જેમ મીઠું અંદર ગળી જાય છે, તેવી રીતે ખુદાનાં નામમાં હું (કબીર) બધો ગળી ગયો છું, અને એવી રીતે (ગળી જઇને) ખુદાને ખાતર પોતાનાં શરીરને હંમેશાં કષ્ટ આપવાને કોણ તૈયાર છે?

(૮૧૭)

દેખતહિ સબ દિન ગયા, નીશબી નીરખત જાય;
બિરહન પિયુ પાવે નહિ, જીવડા તલખે જાય.

ખુદાને જોતાં જોતાં (યાને જોવાની આશામાં) મારા દિવસ ને રાત બેઉ નિકળી ગયાં, એમ જ્યાંસુધી તે મારો વ્હાલો ધણી મળ્યો નહિ ત્યાંસુધી, મારો જીવ તલપ્યા કરતો હતો.

(૮૧૮)

નેના હમારે જલ ગયે, છિન છિન લોઇ તુંજ;
ન તું મિલે ન મેં સુખી, ઐસી બેદના મુંજ.

દરેક પળે તને જોતાં જોતાં મારા ડોળા બળી ગયા, ને જ્યાં સુધી મને તું મળે નહિ ત્યાંસુધી સુખ થાય નહિ, એવી જાતનું દુઃખ મને થઇ લાગ્યું છે.

(૮૧૯)

**ઇસ તનકા દીવલા કરૂં, બાતી ડાલું જીવ;**
**લોહી સીંચું તેલ જયું, કબ મુખ પાવું પીવ.**

આ મારાં તનની બત્તી કરૂં ને તેમાં આ (મારા) જીવનો કાકડો બનાવી મેલું, ને તેલને ઠેકાણે મારૂં લોહી અંદર સીંચું કે ક્યારે મારા પિયુનું (ખુદાનું) મોઢું જોઉં. અર્થાત્, ઇંદ્રીયો ને મન સર્વ કાંઇ ખુદાના જ વિચાર ને વમાસણમાં કમીર રાખતો હતો.

(૮૨૦)

**માંસ ગયા પીંજર રહા, તાકો ન લાગે કાગ;**
**સાંઇ અજહુ ન સંભારયા, મંદ હમારા ભાગ.**

(એમ કરતાં કરતાં) મારાં શરીરનું માંસ ગળી ગયું, ને હાડપીંજર જેવું થઇ ગયું કે તે ઉપર કાગડા પણ આવીને બેસે નહીં, એટલું છતાં હજુર ખુદા મને મળ્યા નહિ એટલે મારૂં નસીબજ અભાગ્યું.





# ગિરહા.

## જીવપર સખ્તી કર્યા વિના ખુદાને મળાતું નથી.

( ૮૨૧ )

**કબીર ! હસનાં દુર કર, રોવન પર ધર ચિત્ત;**
**બિન રોવે કયું પાઇયે, પિયું પુરબલા મિત.**

ઓ કબીર ! ખુદાને મળવું તે કાંઇ હસવા સરીખું કામ નથી, માટે તું હસવાનું મુકી દે, અને રડવા પરજ ધ્યાન લગાડ, કારણકે વગર રડવે, યાને પોતાના જીવ પર જુલમ કર્યા વિના ખુદા મળી શકતો નથી.

( ૮૨૨ )

**હસું તો દુઃખ ના બીસરે, રોવું તો બળ ઘટ જાય;**
**મનકા મનમે બિસરનાં, જયું ઘુન કાઠકુ ખાય.**

કબીર કહે છે કે હસું તેથી કાંઇ દુઃખ ભુલાતું નથી, ને જો રડયા કરૂં છું તો મારૂં બળ ઘટયું જાય છે. ( ત્યારે કરવું શું ! તેનો પાછો જવાબ આપે છે કે ) તું મનમાં ને મનમાંજ બધું વિસરવાની કોશીષ કર. જેમ ચુલામાં બળતું થયા વગર માત્ર ધુમાડાથીજ લાકડું ખવાઇ જાય છે તેમ, તારાં દુઃખનો દેખાવ બાહેરથી કર્યા વગર, મનની અંદરજ તે ભુલી જા.

( ૮૨૩ )

**પહેલે અગન બિરહેકા, પીછે પ્રેમ પ્યાસ;**
**કહે કબીર તબ જાનીયે, રામ મિલનકી આસ.**

ખુદા તરફ પ્યાર થવા આગમજ પહેલાં દુઃખ આવે ને તે પછી ખુદાના પ્યારની તરસ લાગે, ત્યારે ( કબીર કહે છે કે ) ખુદા મળવાની આશા છે, એમ જાણવું. અર્થાત્, જ્યારે માણસને દુઃખ આવી પડે છે, ત્યારે તે દુઃખથી દુનિયાદારી પરથી મન ઉઠી જઈ ખોદા તરફ ખેંચાય છે અને ખુદા તરફ તેને પ્રેમ ભાવ થાય છે, અને એવું જ્યારે માણસને થાય ત્યારે, કબીર કહે છે કે જાણવું કે તે માણસને ખુદા મળવાની આશા રહે છે.

( ૮૨૪ )

**જીતના ગુનાહ મેં કીયા, તિતના કરે ન કોય:**
**કાલા હુવા મુખડા, ધો ન શકું રોય.**

ખુદાને મળવાને માટે જેટલાં દુઃખો મેં વેઠયાં તેટલાં કોઇ વેઠશે નહીં. દુઃખથી મારૂં મોઢું એવું તો કાળું મારી ગયું કે ગમે તેટલું રડવાથી તે ધોવાતું નથી.





# બિરહા.

## ખુદાને મળવા માટે કબીરની આજીજી.

( ૮૨૫ )

**બિરહેની મર જાયગી, આતુર હાલ શરીર;**
**બેગી દર્શન દિજીયે, તો જીવે દાસ કબીર.**

જેમ એક સ્ત્રી, બીજા મરદપર આશક થયલી હોય તેને જોવાને માટે તેનું શરીર આતુર હોય છે, તેમ કબીર કહે છે કે ઓ ખુદા, હું તને જોવાને આતુરતાથી રાહ જોઉં છું માટે મને તારાં દર્શન જલદીથી આપી દે, તો હું જીવતો રહું.

( ૮૨૬ )

**બિરહેની હેત સંદેશો, સુનો હમારે સુજાન;**
**બેગી તુમ આ મિલો, નહિ તો તજ્યા પ્રાન.**

જેમ એક સ્ત્રી, પોતાના વહાલા ઉપર પોતાને મળી જવા માટે સંદેશો મોકલાવે છે તેમ, કબીર કહે છે કે જે ખુદાની માશુક બને છે, તે ખુદા તરફ પોતાનો અંતઃકરણનો અવાજ મોકલે છે ને કહે છે કે, ઓ ખોદા, તું મને જલદીથી આવી મળ, નહીં તો આ પ્રાણ છોડી દઇશ.

( ૮૨૭ )

**સાંઇયાં તુમ મત જાનિયો, કે પ્રીત ઘટે કવચતિ;**
**મરૂં તો તુમ સુમરત મરૂં, જીયું તો સુમરૂં નિત.**

ઓ મારા ધણી, તું એમ ના સમજતો કે તારી તરફનું મારૂં વહાલ કદીએ ઘટશે, નહીં કદી નહીં, કારણ કે મારાં મનમાં હંમેશાં

તુ રહેલો છે તેથી, હું મરી જાંઉ ત્યારે ( મરતાં મરતાં ) પણ તારીજ યાદમાં મરીશ, ને જીવતો રહીશ તો હંમેશાં તારૂં રમરણ કર્યા કરીશ.

( ૮૨૮ )

**મેં દિવાની રામકી, દિવાની કહે સબ કોય;**
**મોહે દિવાના આ મિલે, તબ બંદી ચંગી હોય.**

હું તો રામ ( ખુદા ) ની દિવાની છું, અને ભલે મને બધાં ( દુનિયાના ) લોકો દિવાની કહે, તેની હું દરકાર કરતી નથી, પણ મને મારો દિવાનો ( આશક યાને ખુદા ) ક્યારે આવી મળે તેની હું રાહ જોઉં છું, અને તે જ્યારે મને આવી મળશે ત્યારેજ મારૂં દિવાનાપણું જતું રહેશે ને હું સારી થઇ જઇશ.

( ૮૨૯ )

**પપૈયા પિયુ પિયુ કરે, નિશદિન પ્રેમકી આશ;**
**પંખી વિરહ ના છાંડહિ, તો કયું છાંડે નિજ દાસ.**

બુલબુલ જેવું પક્ષી તે માલેકના પ્રેમની આશામાં "પિયુ, પિયુ" કરતું સારો દિવસ બોલ્યા કરે છે અને જ્યારે પંખેરાં જેવું નાનું પ્રાણી તેની ( ખુદાની ) જીકકર મુકતું નથી તો હું કે જે ખુદાનો બંદો ( માણસ જાત ) છું તે કેમ કરી તે માલેક ખુદાની યાદ ભુલી જાઉં, યાને તેની જીકકર કરવાનું મોકુફ રાખું ?

( ૮૩૦ )

**આઠ પોહોર ચોસઠ ઘડિ, લાગા રહે અનુરાગ;**
**હિરદે પલક ના બિસરે, તબ સાચા બૈરાગ.**

કબીર કહે છે કે દિવસના આંઠ પહોર અને દરેક પહોરની ચોંસઠ ઘડી એવી દરેક ઘડીએ માણસનું ચિત્ત જ્યારે ખુદામાં લાગેલું

રહે, ને તેનો (ખુદાનો) ખ્યાલ હૈયામાંથી વિસરાયજ નહીં, ત્યારે જાણવું કે માણસને ખરો વૈરાગ ઉપજ્યો છે, યાને તેનું મન દુન્યવી માયાપરથી ઉડી ખુદા પર લાગ્યું છે.

(૮૩૧)

જ્યું મેરા મન તુંજમેં, યું તેરા મુજમેં હોય;
તાતા લોહા યું મિલે, સાંધ ન લખે કોય.

કબીર કહે છે કે ઓ ખુદા! જેમ મારૂં મન તારામાં ભરાઈ રહ્યું છે તેમ તારૂં મારામાં ભરાય એવું હું માગું છું, કે જેમ ગરમ કીધેલા લોખંડના કડકાને સાંધ કરે છે ત્યારે તેઓ એકમેક સાથે મળી જાય છે, ને તેની સાંધ કોઇ પારખી શકતું નથી તેમ, આપણે બંને સાથે મળી એકત્ર થઇ જઇએ.





# બિરહા.

## ખુદાને મેળવનારની થવી જોઇતી હાલત.

( ૮૩૨ )

કરૈ કાયા ચિત ચકમકા, ઝાલિ વારમ વાર;
તીન વાર ધુંવા ઉઠે, ચોડ પરે અંગાર.

જ્યારે આ મેલાં ( ખાકી ) શરીરને તેમજ મારાં મનને વારે વારે ઝાલ્યું, યાને માહરી રહેણી—કરણી સુધારી મારાં મનને શુદ્ધ વિચારોમાંજ રોકયા કીધું ( તોયે ) ત્રણ વાર તેમાં ધુમાડો થયો, ને ચોથી વારે તેમાં અગ્નિ પ્રગટ થયો.

( ૮૩૩ )

પાનીકી મછલી, ચઢી પરબતે ગઈ;
અગ્નિ પિયા પુષ્ટ ભઇ, જલ પિયા મર ગઇ.

( એમ કરતાં કરતાં ) તે પાણીમાં રહેલી માછલી ( જીવ ) છેક પહાડને મથાલે પુગી ને ત્યાં તેણીએ અગ્નિ પીધો, ત્યારે તે મજબુત થઇ (એથી ઉલટું) જ્યારે તે પાણીમાં રમતી હતી ત્યારે મરણ પામતી હતી. અર્થાત્, માછલી તે માણુસનો જીવ યાને માણુસ, તે જયાં સુધી આ નિચલી ( ખાકી ) દુનિયામાંજ રમ્યા કરતો હોય છે યાને ઇંદ્રિયોથી ભોગવાનાં સુખમાંજ મોજ છે એવું માન્યા કરતો હોય છે ત્યાંસુધી, તેનું મરણ નિપજ્યા કરે છે; પણ જ્યારે તે આ નિચલી ચિજોપરથી

ઇચ્છા કાઢી લે છે, અને ખુદાને મળવાની ઇચ્છા કરે છે, અને જ્યારે ઉંચ ભાનમાં રહેતો થાય છે ત્યારે તે મજબુત થતો જાય છે અને મરણમાંથી બચવા પામે છે.

( ૮૩૪ )

સમુદ્ર લાગી આગ હુય, નદી જલ કોયલા ભઇ;
જાગ કબીરા દેખ લે, મછીયાં તરવર ચઢ ગઇ.

સમૂદ્રમાં આગ લાગી, અને નદી બળીને કોયલા થઇ ગઇ. હવે, ઓ કબીર! તું જાગૃત થઇ જો, કે પેલી માછલી (પર્વતને મથાળેનાં) ઝાડ પર ચઢી ગઇ છે. અર્થાત્ સમૂદ્ર તે માણસનું શરીર, નદી તે માણસનું નિચલું ભાન, શરીરમાં લાગેલી આગ તે ખુદાના પ્રેમની આગ, કે જે પેલી નદી યાને નિચલાં મનને બાળીને કોયલો કરે છે, યાને તેને દુનિયાની માયા પરથી ખેંચી કાઢે છે, એવી રીતે જ્યારે માણસનું મન પવિત્ર થાય છે, યાને દુનિયવી ચિજો પરથી મનની ઇચ્છાઓ નિકળી જાય છે, ત્યારે પેલો જીવ તે ઝાડ પર યાને ઉંચ ભાનમાં જઇ શકે છે.





# બિરહા.

## ખુદા મળ્યા પછીની હાલતનું બ્યાન.

( ૭૩૫ )

**સબકો બિરહન દુંબલી, તું કયું બિરહન લાલ ?**
**પરચા પાયા પિયુકા, યું હમ ભાઇ નેહાલ.**

જેનાં દિલમાં પ્રેમની આગ સળગી હોય છે, તે માણુસ તો દુબળો થઇ જાય છે, ત્યારે એ પ્રેમની અગ્નીથી બળતી સુંદરી ! તું કેમ એવી ( લાલ મધરડા જેવી ) તનદરોસ્ત લાગે છે ? ( જવાબ મળે છે કે ) એ બાઇ, મને મારા પિયુનો પત્તો મળ્યો તેથી હવે હું નેહાલ થઇ ગઇ છું. અર્થાત્, કબીરનું કહેવું એમ લાગે છે કે જે કોઇ ખુદાઇ માર્ગમાં ચાલવા માંડે છે તેને પહેલાં ઘણું કષ્ટ ભોગવવું પડતું હોવાથી, યાને પોતાના દુર્ગુણોને મારી હટાડવા, ઇંદ્રિયોની મોજ મજાહો છોડવી વગેરે કોશીષ કરતાં તેનાં શરીરને પહેલાં દુઃખ થાય છે, અને તે નબળું પડી ગયું હોય એમ દેખાય છે, પણ તેની દરકાર ન કરતાં, મક્કમપણે અને હિમ્મતથી, પવિત્રાઇમાં આગળ વધતો જઇ એક વાર તેણે પોતાની ઇંદ્રિયો અને મન ઉપર પૂર્ણ કાબુ મેળવ્યો ત્યાર પછી તેનું શરીર પાછું આસુદું અને (ખરૂ) તનદરોસ્ત બને છે.

( ૮૩૬ )

**સાચ પાયા સુખ ઉપના, દિલ દરિયા ભરપુર;**
**સકલ અંધેરા મિત ગયા, જબ સાંઇ મિલા હજુર.**

જે સત હતું તે મળ્યું, ત્યારે મને ખરૂં સુખ ઉપજ્યું, અને મારૂં દિલ, સુખના દર્યાવ જેવું ભરપૂર થઇ ગયું, અને જ્યારે મારો ધણી ( ખુદા ) મારી સન્મુખ આવી ઉભો, ત્યારે મારૂં સઘળું અંધારૂં જતું રહ્યું, યાને મારૂં અજ્ઞાનપણું દુર થઈ, મારે લગતી ને આખી જહાનને લગતી વાતો મને સમજ પડી ગઇ.

( ૮૩૭ )

**હરિ સંપત શિતળ ભયા, મિટા મોહ તન તાપ;**
**નિશ બાસુર સુખ ઉપજા, જબ અંતર પ્રગટ આપ.**

ખુદા–ખજાનો મળ્યો ત્યારે મારાં મનને શાંતી થઇ, ને દુનિયવી ચિજો પરની મારી (ખોટી) ભાવના દૂર થઇ, મારાં શરીરને લગતી તવો યાને દુર્ગુણો બધા નિકળી ગયા, અને જ્યારે ખુદા મારાં અંતઃકરણ ( હૈયાં ) માં પ્રગટ થયા, ત્યારે રાત ને દિવસ સુખ જ મળ્યું, યાને મને હંમેશનું સુખ પ્રાપ્ત થયું.

( ૮૩૮ )

**કબીર ! દિલ સાબેત ભયા, હરિ બેઠા દરગે આય;**
**જીવ બ્રહ્મ મિલા હુવા, અબ જીવ કહાં ન જાય.**

ઓ કબીર ! જ્યારે તારૂં દિલ પવિત્ર થયું ને તારૂં યકીન ખુદા પર મજબુત થયું, યાને ખુદા જેવું સુખ બીજું નથી એવો તને પૂર્ણ વિશ્વાસ આવ્યો ત્યારે તારો જીવ અને ખુદા એક થયા, અને જીવ એકવાર ખુદા સાથે મળ્યો કે પછી તે કયે પણ જવાનો નથી, યાને પાછો દુનિયવી ચિજ પર ખેંચાવાનો નથી.

( ૮૩૯ )

**મન સરોવર શુભક જળ, હંસા કેલ કરાય;**
**મુગટા ફૂલ નિશદિન ચુંગે, અબ ઉદી અંત ન જાય.**

જ્યારે સરોવરનાં પાણીની મિસાલ મન શાંત પડે છે, ત્યારે તેમાં હંસ પક્ષી રમવા માંડે છે ( યાને જીવ ઉચી હાલતે જઇ પુગે છે ) અને ત્યાં તેને રાત ને દિવસ મોતી ફળ ખાવાને મળ્યાથી, તે કદી પણ બાહેર જવા માંગતો નથી, સારાંશ કે ખુદા મળે તેને આખી જહાન મળે, અને જહાન મળે ત્યારે બીજી કઇ ચિજ માટે આતુરતા હોય ?

( ૮૪૦ )

**કબીર ! હમે જબ ગાવતે, તબ હરિ જાનિયા નાહિં;**
**અબ હમ દિલમે પેખીયા, તબ ગાવેકો કછુ નાહિં.**

હું ( કબીર ) જ્યારે ખુદાની તારીફ યાને ભજન ( અમસ્થો ) મોઢેથી ગાયા કરતો હતો, ત્યારે ખુદાને પિછાણતો હતો નહીં; હવે જ્યારે મેં તેને ( ખુદાને ) મારાં દિલમાં ઓળખ્યો, યાને મને ખુદા મળ્યા ત્યારે હવે મને ( મોઢેથી ) ગાવાનું કાંઇ રહ્યું નથી. યાને બાહરની ક્રિયાઓ મારે માટે કરવાની રહી નથી.

( ૮૪૧ )

**કુદરત પાયા ખબરસુ, સદગુરૂ દિયા બતાય;**
**ભમરા વલભા કમલસુ, અબ ઉડી અંત ન જાય.**

મારા સદગુરૂએ મને જ્ઞાન આપ્યું, તે જ્ઞાનથી, મને કુદરત વિષેની બધી ખબર થઇ ગઇ, અને જેમ ભમરાને કમળ ફુલ મળી જાય છે,

ત્યારે તે બીજે કેથે જતો નથી તેમ, જીવને જ્યારે ઉંચ જ્ઞાન મળે છે, ત્યારે તે પાછો હલકી ( દુનિયવી ) ચિજ માટે દરકાર કરતો નથી.

( ૮૪૨ )

**હમ વાસી વહાં દેશકે, જહાં અવિનાશીકી આન;**
**સુખ દુ ખ ત્યાં બ્યાપે નહીં, સબદિન એક સમાન.**

હું તે દેશનો રહેવાસી થઈ ગયો, કે જ્યાં અમર્ગી રહેલી છે, યાને નાશ છેજ નહીં, ત્યાં સુખ ને દુઃખ (જે આ નિચલી જહાનમાં માણુસને લાગે છે તેના) જેવું કાંઇએ નથી, પણ બધા દિવસ એક-સરખા હોય છે, યાને એકજ ( સુખી ) હાલતમાં જીવ રહલો હોય છે.

( ૮૪૩ )

**હમ વાસી વહાં દેશકે, જહાં બારો માસ બિલાસ;**
**પ્રેમ ઝરે બીકસે કવલ, તેજ પુંજ પ્રકાશ.**

હું તે દેશનો રહેવાસી થયો કે જ્યાં બારે માસ યાને નિરંતર સુખજ હોય છે, અને જ્યાં પ્રેમનો ઝરો વહી તેમાંથી મીઠું અમૃત નિકળે છે, અને જ્યાં હંમેશ રહેલી ઝળકતી રોશની ( પ્રકાશ ) જ માત્ર રહેલો છે.

( ૮૪૪ )

**હમ વાસી વહાં દેશકે, જાત વરન કુલ નાહીં;**
**શબ્દ મિલાવા હો રહા, પર દેહ મિલાવા નાહીં.**

હુ તે દેશનો રહવાસી થઈ ગયો, કે જ્યાં જાત–વરણુ કે કુળ જેવો કાંઇ (તફાવત) હોતો નથી, પણ જ્યાં ( તે ગુપ્ત ) શબ્દથીજ મળી શકાય છે, પણ આ શરીરથી ત્યાં મળી શકાતું નથી; અર્થાત, આ દેહથી હું અલગ થઈ ગયો.

(૮૪૫)

**હમ વાસી વહાં દેશકે, રૂપ વરન કછુ નાહી;**
**સેન મિલાવા હો રહા, શબ્દ મિલાવા નાહીં.**

(તે પછી) એવી હાલત થઇ કે જ્યાં આકાર, રંગ જેવું પણ કશું રહ્યું નહીં—ને ત્યાં શબ્દનું પણ કામ રહ્યું નહીં, પણ ત્યાં, માત્ર ઇશારાથીજ મળી શકાય છે. એ હાલત એવી છે કે જ્યાં આકાર કે રંગનો ખ્યાલ પણ હોતો નથી.

(૮૪૬)

**હમ વાસી વહાં દેશકે, પીંડ બ્રહ્માન કછુ નાહી,**
**આપ પર દોઉ બીસરા, સેન મિલાવા નાહીં.**

(તે પછી) એવી એક હાલત આવી કે જ્યાં, હું પોતે, અને ઇશ્વર જુદો હોય, એવું પણ જતું રહ્યું—જ્યાં ઇશારો કરવાનું પણ કાંઇ રહ્યું નહીં. પણ તે હાલત એવી છે કે જ્યાં "હુંપણું" યાને "હું છું" એવું ભાન જતું રહે છે, એટલે જ્યાં ખુદા મળે ત્યાં "એ" નો ખ્યાલ હોતો નથી, યાને જોનાર એક, ને જોવાનું બીજું, એવું "બેપણું" ત્યાં હોતું નથી.



